

**શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી**

પ્રમુખ : શ્રી હૈમ સારસ્વત સત્ર ગુજરાતી સાહિત્ય પરિષદનું

ખાસ સંમેલન : પાટણ

એપ્રીલ · ૧૯૩૯

# શ્રી હૈમ સારસ્વત સત્ર

## ગુજરાતી સાહિત્ય પરિષદનું
## ખાસ સંમેલન
## પાટણ

# અહેવાલ અને નિબંધસંગ્રહ




## ગુજરાતી સાહિત્ય પરિષદ

: પ્રાપ્તિસ્થાન :
ભારતીય વિદ્યા ભવન
અંધેરી : મુંબઇ

# નિવેદન



ઇ. સ. ૧૯૪૦ ના સપ્ટેમ્બર માસમાં ગુજરાતી સાહિત્ય પરિષદના અધિકારીમંડળે નિર્ણય કર્યો કે પરિષદ-ગ્રંથાવલિ અને પરિષદના પ્રકાશનોનું પ્રકાશનકાર્ય ભારતીય વિદ્યા ભવન મારફત કરાવવું. વસ્તુતઃ ભારતીય વિદ્યા ભવને જાતે પરિષદના આ કાર્યનો પોતાની પ્રવૃત્તિમાં સમાવેશ કરવાનું માગી લીધું હતું. તદનુસાર આ પ્રકાશન-ઇ. સ. ૧૯૩૯ ના એપ્રીલ માસની ૭-૮ અને ૯ તારીખના રોજ પાટણ ખાતે મળેલ ગુજરાતી સાહિત્ય પરિષદના ખાસ સંમેલન 'શ્રીહૈમ સારસ્વત સત્ર'નો અહેવાલ અને નિબંધસંગ્રહ-પ્રજા સમક્ષ રજૂ કરીએ છીએ અને એના સંપાદન અને પ્રકાશનમાં નિમિત્ત બનવાનો અવકાશ આપવા માટે પરિષદના અધિકારીમંડળનો આભાર માનીએ છીએ.

આ ગ્રંથ પ્રગટ કરવામાં જેઓએ સીધી કે આડકતરી એક કે બીજા પ્રકારે, જે કંઇ સાહાય્ય કરી છે તે માટે તે સર્વનો અહીં અમે આભાર માનીએ છીએ.

ભારતીય વિદ્યા ભવન

# અનુક્રમણિકા



## ખંડ પહેલો : અહેવાલ

(પૃ. ૧-૬૮)

## ખંડ બીજો : નિબંધસંગ્રહ

[પૃ. ૬૫—૩૩૮]

# ગુજરાતી સાહિત્ય પરિષદ

: ખાસ બેઠક :

## શ્રી. હૈમ સારસ્વત સત્ર : પાટણ

તા. ૭-૮-૯ : એપ્રીલ : ૧૯૩૯

: સંવત્ ૧૯૯૫ : ચૈત્ર માસ :

# અહેવાલ

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનની ખાસ બેઠક

## પાટણમાં ઊજવાયલા શ્રી હૈમ સારસ્વત સત્રનો અહેવાલ

### પ્રાસ્તાવિક

**ગુજરાતી** ભાષા અને સાહિત્યના ઇતિહાસમાં આ ઐતિહાસિક સત્ર ઊજવવાની સુંદર ને પ્રેરક કલ્પના કરવાનો યશ શ્રી. કનૈયાલાલ મુનશીને ભાગે જાય છે. ગુજરાતના ઇતિહાસના સુવર્ણ-યુગસમા સોલંકીયુગના ગુર્જર મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવના પ્રતાપી મહારાજ્યનાં સમય, રાજ્યવહીવટ અને લોકજીવન આલેખતી એમની નવલત્રિવેણી-પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ-માં ઐતિહાસિક આચાર્યમણિ શ્રી. હેમચંદ્રાચાર્યના પાત્રના તેજમાં એ કલ્પનાના બીજનો વિકાસ માલૂમ પડે છે. ખરું જોતાં તો શ્રીયુત કનૈયાલાલ મુનશીની વિદ્યાર્થી-જીવનની કારકિર્દી જેટલું એ બીજ એમનામાં જૂનું છે. ગુજરાતના બાલવિદ્યાર્થીઓના હાથમાં મુકાતા ગુજરાતના નાનકડા ઇતિહાસના વાચનકાલે, તેમજ એમના કોલેજ-જીવનમાં લખાયલા, 'Baroda College Miscellany'માંના 'Graves of the Vanished Empire' એ લેખમાં પણ આ કલ્પનાબીજનાં દર્શન થાય છે. આ બીજને, તેના બીજાંકુરને, ગુજરાતી ભાષાના અને સાહિત્યના આરંભના અસ્પષ્ટ ઇતિહાસની સાંકળમાં ખૂટતી ઘણીએક કડીઓ પોતાની ભારતવિખ્યાત અષ્ટાધ્યાયી-દ્વારા, તેનાં સુભાષિતોદ્વારા, પૂરી પાડનાર શ્રી. હેમચંદ્રાચાર્યને ગુજરાતના એક વિરલ જ્યોતિર્ધર તરીકે ક્રમાનુસાર ખીલવવામાં આવે છે. પછી અસહકારકાળના કારાવાસનિવાસમાં બહુધા લખાયલા 'Gujarat

and Its Literature'માં જૂની ગુજરાતી ભાષાનાં મૂળ તપાસતાં, શ્રી. હેમચંદ્રાચાર્યની વિદ્વાન મૂર્તિ શ્રી. મુનશીના માનસપટ પર વધુ ને વધુ રેખાંકિત થતી જણાય છે. આ પછી કરાંચી મુકામે ઈ. સ. ૧૯૩૭ ના ડિસેમ્બરમાં ભરાયલા તેરમા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનમાં સૈકાંથી નામાવશેષથી માત્ર સ્મરાતા આચાર્યશ્રીના ગુજરાત અને ગુજરાતીઓ પરના મહદ્ ઋણુ સ્વીકારનો જ માત્ર નહિ, પણુ તેમની ભુલાઈ ગયેલી અમરતાને પુનઃ સાંગોપાંગ સજીવન કરવાનો સુયોગ પ્રાપ્ત થયો. સુભાગ્યે એ જ સંમેલનના પ્રમુખ તરીકે શ્રીયુત કનૈયાલાલ મુનશી હતા અને નીચેના ઠરાવમાં એમની હેમચંદ્રાચાર્ય પ્રત્યેની પ્રખર ભક્તિને સર્વાનુમતે સ્થાન મળ્યું:—

"આ સંમેલન પરિષદને સૂચના કરે છે કે, ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર અને સાહિત્યકાર શ્રી. હેમચંદ્રાચાર્યનાં સ્મરણો પરિષદની સાથે જોડાયેલાં રહે એવાં પગલાં યોજવાં અને એ નિમિત્તે પાટણમાં '**શ્રી હૈમ સારસ્વત સત્ર**' યોજવો."

આ પછી ઉપરના ઠરાવને પરિષદની મધ્યસ્થ સભાએ તેની ૭ મી જૂન ૧૯૩૮ ની બેઠકમાં બહાલી આપી હતી.

આ પછી પરિષદના પ્રમુખશ્રી તરફથી સત્ર બાબતમાં નીચેનો પત્ર પાઠવવામાં આવ્યો હતો:—

"કૌસ્તુભ,"

વરલી ચોપાટી, મુંબાઈ,

શ્રીયુત ભાઈ
શ્રીમતી બહેન,

કરાંચી ખાતે મળેલા સાહિત્ય પરિષદ સંમેલને કરેલા ઠરાવને અનુલક્ષીને, સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાએ આવતા ડિસેમ્બર માસમાં પાટણ ખાતે "**શ્રી હૈમ સારસ્વત સત્ર**" ભરવાની અને મુંબાઈ ખાતે શ્રી. હેમચંદ્રાચાર્યના નામ સાથે જોડાયલું સ્મારક ઊભું કરવાની યોજના કરી છે. આને અંગેની તમામ માહિતી પરિષદના મંત્રીઓ તરફથી વારંવાર તમને મોકલવામાં આવશે. મને ઉમેદ છે કે, આ વિષયમાં તમે તમારો સંપૂર્ણ સહકાર આપી આભારી કરશો.

—કનૈયાલાલ મુનશી
પ્રમુખ, ગુજરાતી સાહિત્ય પરિષદ

આ પછી ગુજરાત અને ગુજરાત બહાર વસતા ગુજરાતીઓમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના જીવનની રૂપરેખા દ્વારા તેમજ બે પત્રિકાઓ દ્વારા સત્ર સંબંધમાં વ્યાપક જાહેરાત કરવામાં આવી હતી. ગુજરાત અને મહાગુજરાતનાં વર્તમાનપત્રોએ પણ આ સત્રને પૂરતી જાહેરાત આપવામાં હૃદયભર સાથ આપ્યો હતો.

## ગુજરાતી સાહિત્ય પરિષદ

### શ્રી. હૈમ સારસ્વત સત્ર : પત્રિકા ૧

કરાંચી ખાતે મળેલા સાહિત્યપરિષદ સંમેલનમાં શ્રી. કાકાસાહેબ કાલેલકરની દરખાસ્ત અને શ્રી. હીરાલાલ પારેખના અનુમોદનથી નીચેનો ઠરાવ પસાર થયો હતોઃ—

"આ સંમેલન પરિષદને સૂચના કરે છે કે, ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર અને સાહિત્યકાર શ્રી. હેમચંદ્રાચાર્યનાં સ્મરણો પરિષદની સાથે જોડાયલાં રહે એવાં પગલાં યોજવાં અને એ નિમિત્તે પાટણમાં "**શ્રી હૈમ સારસ્વત સત્ર**" યોજવો."

પરિષદના પ્રસ્તુત ઠરાવને અનુલક્ષીને મધ્યસ્થ સભાએ તા. ૭ મી જૂન ૧૯૩૮ ને રોજ આ વિષયમાં નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતોઃ—

( ક ) આવતા ડિસેમ્બર માસમાં નાતાલના તહેવારોમાં પાટણમાં "શ્રી હૈમ સારસ્વત સત્ર" ભરવાની વ્યવસ્થા કરવી.

( ખ ) મધ્યસ્થ સભાનો એવો અભિપ્રાય છે કે, ગુજરાતના આદ્ય સાહિત્યકાર શ્રી. હેમચંદ્રાચાર્યનું નામ પરિષદ સાથે જોડાયલું રહે તે માટે

(૧) એમના નામ સાથે જોડાયલું સ્મારક પરિષદે મુંબઈમાં ઊભુ કરવું; અને

(૨) શ્રી. હેમચંદ્રાચાર્યનું અને તેમના યુગનું યોગ્ય સાહિત્ય પરિષદે ગુજરાતીમાં પ્રગટ કરવું.

( ગ ) પરિષદના આ હેતુ પાર પાડવા પૈસા વગેરેનો પ્રબંધ

કરવા સારુ એક સમિતિ નીમવામાં આવે છે. એ સમિતિ મધ્યસ્થ સભાના સભ્યોની અને નીચે જણાવેલા વધુ સભ્યોની પોતાની સંખ્યામાં ઉમેરો કરવાની સત્તા સાથે નીમવામાં આવે છે:–

શ્રી. છોટાલાલ કીલાચંદ, શ્રી. નંદલાલ કીલાચંદ, શ્રી. તુલસીદાસ કીલાચંદ, શ્રી. હેમચંદ મોહનલાલ, શ્રી. ભોગીલાલ લહેરચંદ, શ્રી. માણેકલાલ પ્રેમચંદ, શ્રી. ચુનીલાલ ભાઈચંદ, શ્રી. અમૃતલાલ કાલિદાસ, શ્રી. ચીમનલાલ જેચંદ વગેરે વગેરે.

( ઘ ) પરિષદના પ્રમુખ આ સમિતિના પ્રમુખ રહેશે.

( ઙ ) પરિષદના અધિકારીઓ પોતાના હોદ્દાની રૂએ આ સમિતિના અધિકારીઓ રહેશે, પણ મંત્રીઓની સંખ્યામાં ઉમેરો કરવાનો અધિકાર આ સમિતિને રહેશે.

આ ઉપરાંત શ્રી. હેમચંદ્રાચાર્ય વિષે મનનીય નિબંધો ભેગા કરવા તથા તેમના યુગના સાહિત્યમાંથી પસંદ કરેલું સાહિત્ય પ્રગટ કરવા માટેની તૈયારીઓ ચાલી રહી છે.

પાટણમાં, આવતા ડિસેમ્બરમાં આ મહાન સાહિત્યકાર માટે જે સત્ર ઊજવવાનું નક્કી થયું છે, તેને યોગ્ય સ્વરૂપ આપવાની પ્રાથમિક તૈયારીઓ ચાલી રહી છે. આઠસો વર્ષ પહેલાંના એ ઐતિહાસિક નગરમાં આ પ્રસંગ સાહિત્યની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો અને યાદગાર બની રહેશે. ઘણા સાહિત્યરસિકો નાતાલની રજાનો લાભ લઈ, પાટણની એ ગૌરવવંતી ભૂમિનાં દર્શન કરવા અને સ્વ. હેમચંદ્રાચાર્યને સ્મરણાંજલિ આપવા આવશે એવી સાહિત્ય પરિષદ આશા રાખે છે. આ વિષયમાં વધુ માહિતી મેળવવાની ઈચ્છા રાખનારે પરિષદ કાર્યાલયમાં મંત્રીઓને લખવું.

મનહરરામ મહેતા
ગોકુલદાસ રાયચુરા
અંબાલાલ જાની
મંત્રીઓ, ગુજરાતી સાહિત્ય પરિષદ

સાહિત્ય પરિષદ કાર્યાલય,
૮૦, એસ્પ્લેનેડ રોડ,
મુંબાઈ. નં. ૧.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## શ્રી. હૈમ સારસ્વત સત્ર : પત્રિકા ૨

## પરિષદનો સંક્ષિપ્ત પરિચય

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રેરક અને પ્રણેતા સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતા હતા. એમના જ ઉત્સાહી પ્રયાસોને લીધે સાહિત્ય પરિષદનું પ્રથમ અધિવેશન અમદાવાદમાં સ્વ. શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા હેઠળ ભરાયું હતું. ત્યાર પછી પરિષદ ફૂલીફાલીને સમગ્ર ગુજરાતની મધ્યવર્તી સાહિત્યસંસ્થા બની છે. એની જુદી જુદી બેઠકો અને તેના પ્રમુખોની યાદી નીચે પ્રમાણે છે:

| પરિષદ | સ્થળ | સાલ | પ્રમુખ |
|---|---|---|---|
| ૧ લી | અમદાવાદ | ૧૯૦૫ | શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| ૨ જી | મુંબાઈ | ૧૯૦૭ | દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |
| ૩ જી | રાજકોટ | ૧૯૦૯ | દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ |
| ૪ થી | વડોદરા | ૧૯૧૨ | દી. બ. રણછોડભાઈ ઉદયરામ દવે |
| ૫ મી | સુરત | ૧૯૧૫ | શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા |
| ૬ ઠ્ઠી | અમદાવાદ | ૧૯૨૦ | રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા |
| ૭ મી | ભાવનગર | ૧૯૨૪ | રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી |
| ૮ મી | મુંબાઈ | ૧૯૨૬ | સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ |
| ૯ મી | નડિયાદ | ૧૯૨૮ | આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ |
| ૧૦ મી | નડિયાદ | ૧૯૨૯ | શ્રી. ભૂલાભાઈ જીવણજી દેસાઈ |

[ આ પછી પરિષદને બદલે પરિષદ સંમેલન નામ રાખવામાં આવ્યું હતું. ]

| | | | |
|---|---|---|---|
| ૧૧ મું | લાઠી | ૧૯૩૩ | દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |
| ૧૨ મું | અમદાવાદ | ૧૯૩૬ | મહાત્મા ગાંધીજી |
| ૧૩ મું | કરાંચી | ૧૯૩૭ | શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી |

કોઈ પણ સંસ્થાના તાલબદ્ધ વિકાસ માટે તેનું બંધારણ અને નિયમો હોય એ આજના લોકશાસનના યુગમાં આવશ્યક છે, એટલે

૧૯૨૫ની સાલમાં પરિષદને રજિસ્ટર કરવામાં આવી. પરિષદની પ્રવૃત્તિઓનું સંચાલન મધ્યસ્થ સભા કરે છે અને પરિષદ પાસે આવેલા ફંડની વ્યવસ્થા માટે પાંચ ટ્રસ્ટીઓ નીમવામાં આવ્યા છે. પરિષદનું ફંડ આ ટ્રસ્ટીઓના નામ પર છે. ટ્રસ્ટીઓનાં નામ: શ્રી. કનૈયાલાલ મુનશી, દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, આચાર્ય ડૉ. આનંદશંકર ધ્રુવ, ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા અને સર ચીનુભાઈ.

પરિષદના મંત્રીઓ તરીકે શ્રી. મનહરરામ મહેતા, શ્રી. ગોકુલદાસ રાયચુરા અને શ્રી. અંબાલાલ જાની છે. ખજાનચીઓ તરીકે શ્રી. મોતીચંદ ગિ. કાપડીઆ અને શ્રી. મણિલાલ ડાહ્યાભાઈ નાણાવટી છે.

સ્વ. રણજિતરામે સ્થાપેલી સંસ્થા વધતી વધતી એવી કક્ષાએ પહોંચી છે કે, જેમાં તમામ ગુજરાતીઓ રાજકીય ને ધાર્મિક ભેદો છોડી ગુજરાતી તરીકે ભેગા મળી શકે; ગુજરાતના સાહિત્યરસિકો એમાં સરસતાની લહાણ કરી શકે; ગુજરાતી વિદ્વાનો ને કલાકારો આદર્શો અને ભાવનાની આપ-લે કરી શકે; ગુજરાતનું જીવન-સાહિત્ય, નાટક, નૃત્ય, સંગીત ને કલાદ્વારા સર્વાંગ સુંદર બનાવવાના પ્રયત્નો પરિષદ દ્વારા થઈ શકે અને ગુજરાત ને મહાગુજરાતના વસનારાઓને એની દ્વારા સામુદાયિક અસ્મિતાની સિદ્ધિ સાંપડી શકે.

ગુજરાતને એક અને અવિભક્ત કરવાનું સ્વપ્ન સિદ્ધ કરવું હોય અને પરિષદદ્વારા ગુજરાતી સાહિત્ય, સંસ્કાર અને અસ્મિતાની ગંગા ઘેર ઘેર વહેતી કરવી હોય, તો ગુજરાત અને મહાગુજરાતના વસનારાઓએ પરિષદને સંપૂર્ણ સહકાર આપવો જોઈશે. દરેક ગુજરાતી પાસે પરિષદ આટલી આશા જરૂર રાખી શકે.

**મનહરરામ મહેતા**

સાહિત્ય પરિષદ કાર્યાલય **ગોકુલદાસ રાયચુરા**

૮૦, એસ્પ્લેનેડ રોડ, **અંબાલાલ જાની**

મુંબાઈ. નં. ૧. મંત્રીઓ, **ગુજરાતી સાહિત્ય પરિષદ**

આ પછી સત્રને અંગે કેટલીક તૈયારીઓને ધ્યાનમાં લઈ ૧૯૩૮ના નાતાલમાં સત્ર ન ભરાઈ શક્યું. પછી મધ્યસ્થ સભાની તા. ૨૨-૧-૧૯૩૯ ની બેઠકના ઠરાવ છઠ્ઠા અનુસાર તે ૧૯૩૯ના ઈસ્ટરના તહેવારોમાં ઊજવવાનો નિર્ણય થયા બાદ નીચેની આમંત્રણ-પત્રિકા કાઢવામાં આવી હતી :—

## ગુજરાતી સાહિત્ય પરિષદ

### પાટણમાં ઊજવવામાં આવનાર 'શ્રી. હૈમ સારસ્વત સત્ર'

આર્યાવર્તમાં ગુજરાતને વિદ્વત્તામાં અગ્રસ્થાન અપાવનાર ગુજરાતના સાહિત્યસ્વામીઓમાં શિરોમણિ કલિકાળસર્વજ્ઞનું બિરુદ પ્રાપ્ત કરનાર શ્રી. હેમચંદ્રાચાર્યે ગુજરાતની અસ્મિતાનું પ્રથમ દર્શન કર્યું. આ વિદ્યાનિધિનું નામ અને સાહિત્યપ્રવૃત્તિનાં સ્મરણ સતેજ રાખે તો જ ગુજરાતી સાહિત્ય પરિષદ એ મહાન જ્યોતિર્ધરના ઋણમાંથી મુક્ત થઈ શકે એમ છે.

આ હેતુથી પરિષદે એમના કાર્યક્ષેત્રના કેન્દ્ર પાટણમાં શ્રી. હૈમ સારસ્વત સત્રની યોજના કરી છે. ત્યાં સત્કારમંડળના પ્રમુખ શ્રી. કેશવલાલ અમરચંદ નગરશેઠ છે અને સત્રનું પ્રમુખપદ લેવા માન્યવર શ્રીયુત કનૈયાલાલ મુનશીએ કબૂલ કરવાની કૃપા કરી છે. સત્રનો કાર્યક્રમ નીચે આપ્યો છે. ગુજરાતના સાહિત્યરસિકોને માટે આ પ્રસંગ અનોખો છે અને તેથી અમે ગુજરાતના સર્વ સાહિત્યરસિકોને આગ્રહ-પૂર્વક વિનંતિ કરીએ છીએ કે, તેઓએ ગુજરાતની આ અદ્દભુત મૂર્તિને પોતાના તરફથી અર્ઘ્ય અર્પવા હાજર રહેવું.

કાર્યક્રમ

તા. ૭-૪-૩૯ શુક્રવાર

| | |
|---|---|
| સવારના ૧૦-૪૦ | પ્રમુખશ્રીની પધરામણી, સ્ટેશન ઉપર સત્કાર અને સરઘસ. |

તા. ૮-૪-૩૯ શનિવાર

| | |
|---|---|
| સવારના ૮-૦ | "શ્રી. હૈમ સારસ્વત સત્ર" સત્કારમંડળના પ્રમુખનું ભાષણ. |

| | | |
|---|---|---|
| ,, | ૮–૧૫ | પ્રમુખશ્રીનું ભાષણ. |
| ,, | ૮–૩૦ થી ૧૧ | સત્રને અંગે આવેલા નિબંધોનું વાચન. |
| બપોરના | ૪—૦ | પરિષદની મધ્યસ્થ સભાની બેઠક. |
| ,, | ૪–૩૦ | પરિષદની સામાન્ય સભાની બેઠક. |
| રાત્રે | ૮—૦ | રંજનનો કાર્યક્રમ |

તા. ૯–૪–૩૯ રવિવાર

| | | |
|---|---|---|
| સવારના | ૮ થી ૧૧ | સત્રસમાપન. |
| સાંજના | ૫—૦ | શ્રીયુત મુનશીજીને માનપત્રનો મેળાવડો. |

તા. ક. પાટણના ઐતિહાસિક સ્થળોનું અવલોકન કરવા જવા માટે સમયાનુસાર પ્રબંધ કરવામાં આવશે.

લિ. સેવક

મનહરરામ મહેતા

મંત્રીઓ તરફથી

સત્રને અંગેના નિબંધો માટે પરિષદ પ્રમુખશ્રી તરફથી નીચેનો પત્ર પાઠવવામાં આવ્યો હતો :—

## ગુજરાતી સાહિત્ય પરિષદ

### શ્રી. હૈમ સારસ્વત સત્ર

પ્રિય ભાઈશ્રી,

આપને એ વિદિત હશે જ કે કરાંચી ખાતે ભરાયેલા છેલ્લા ગુજરાતી સાહિત્ય સંમેલનમાં પાટણ મુકામે **શ્રી. હૈમ સારસ્વત સત્ર** ઊજવવાનો એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. તે અનુસાર સાહિત્ય સભાની મધ્યસ્થ સભાએ આવતા ઈસ્ટરના તહેવારો–એટલે કે તા. ૭–૮–૯ ૧૯૩૯, મિતિ સંવત ૧૯૯૫ ના ચૈત્ર વદ ૩–૪

અને ૫ ના દિવસોમાં એ ઉત્સવ ઊજવવાનો નિર્ધાર કર્યો છે. ઉત્સવ સંબંધી વધારે વિગતો નક્કી થયે આપને જણાવવામાં આવશે.

આ પ્રસંગે આપને આપની કાંઈક સાહિત્યાંજલિ સમર્પણ કરવાની, અર્થાત્ પ્રસંગને અનુરૂપ કોઈ એક સુંદર લેખ કે નિબંધ લખી મોકલવાની આગ્રહ અને આદરપૂર્વક વિનંતિ કરવામાં આવે છે.

ઉત્સવની સભામાં નિબંધવાચન થશે અને પછીથી ઉક્ત લેખ-નિબંધાદિને સુંદર રીતે પુસ્તકાકારે પ્રકટ કરવામાં આવશે.

આશા છે કે, આપ આ વિનંતિનો સપ્રેમ સ્વીકાર કરશો અને યથાવસર જલદી આપનો લેખ કાર્યાલયમાં મોકલી આપી અમને આભારી કરશો.

લિ.

કનૈયાલાલ મા. મુનશી
પ્રમુખ
**ગુજરાતી સાહિત્ય પરિષદ**

તા. ક. આપનો લેખ નીચેને સરનામે મોકલશો :—

મંત્રીઓ, ગુજરાતી સાહિત્ય પરિષદ
૮૦, એસપ્લેનેડ રોડ;
મુંબઈ નં. ૧.

'શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર'ના ઉદ્‌ઘાટન વિધિ અંગે નીચેની આમંત્રણપત્રિકા મોકલવામાં આવી હતી :—

**શ્રી. હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરનો ઉદ્‌ઘાટનવિધિ**

ચાલુક્ય વંશના પરમભટ્ટારકો શ્રી જયસિંહ સિદ્ધરાજ અને શ્રી કુમારપાળના પાટનગર અણહિલવાડ પાટણના જૈન જ્ઞાનભંડારો જગવિખ્યાત છે. આ ભંડારોમાં પાટણની સ્થાપના થઈ, ત્યારથી જૈન સાધુઓએ તેમજ અન્ય વિદ્વાનોએ તૈયાર કરાવેલા જૈન અને જૈનેતર સાહિત્યના અમૂલ હસ્તલિખિત ગ્રન્થોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. ભંડારોના રક્ષણની વ્યવસ્થાના અભાવે કાળક્રમે ઘણા ગ્રન્થોનો નાશ થયો છે.

આ જ્ઞાનભંડારોને વ્યવસ્થિત અને રક્ષિત રાખવા તેમજ સાહિત્યકારોને અને પુરાતાત્ત્વિકોને સરળતા કરી આપવા શેઠ હેમચંદ મોહનલાલની કું. તરફથી તેમના પિતાશ્રી શેઠ મોહનલાલ મોતીચંદના સ્મારકરૂપે શ્રી. હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર બંધાવવામાં આવ્યું છે, જેની ઉદ્દઘાટન ક્રિયા ના. કનૈયાલાલ મુનશીના શુભ હસ્તે તા. ૭-૪-૧૯૩૯ શુક્રવારે કરવામાં આવશે. આ પ્રસંગે શ્રી. હેમચંદ્રાચાર્યના જીવન અને કૃતિઓમાં તેમજ પ્રાચીન ગુજરાતના સાહિત્યમાં રસ લેતા તમામ ગુર્જરભાષાપ્રેમીઓને પધારવા વિનતિ છે.





શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર : પાટણ

# શ્રી. હૈમ સારસ્વત સત્ર

## ગુજરાતી સાહિત્ય પરિષદ

### ખાસ અધિવેશન

### બેઠકનો અહેવાલ

### પ્રથમ દિવસ

[ શુક્રવાર, તા. ૭-૪-૧૯૩૯ ]

**પાટણનગરી**

ગુર્જર મહારાજાધિરાજ પરમભટ્ટાર્ક શ્રી. સિદ્ધરાજ જયસિંહદેવની એક સમયની અખિલ ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ રાજધાની પાટણમાં ગુજરાતી સાહિત્ય પરિષદના ખાસ સંમેલન અંગે હૈમ સારસ્વત સત્રના તા. ૭-૮-૯ એપ્રિલ ૧૯૩૯ ના ત્રણે દિવસો અપૂર્વ ઉત્સાહ અને ઉલ્લાસના હતા. એક કાલની એ અદ્વિતીય અલબેલી ગુર્જર પાટનગરી સમયની કૂચમાં જાણે નાની થઈ ગઈ હતી, છતાં આ ત્રણ દિવસોમાં તો એણે અસંખ્ય માનવમેદનીની ભરવસ્તીથી મહત્તા અને વિવિધ રમણીયતા ધારણ કરી હતી. ભૂત અને વર્તમાન તેમના પૂર રંગમાં પાટણની ઐતિહાસિક સુરખીમાં નવીન ભાત પાડતા હતા.

પાટણની આસપાસની નાગરિક તેમ જ ગ્રામજનતા તેમજ દૂર દૂરનાં અમદાવાદ, વડોદરા, મુંબાઈ, દિલ્હી વગેરે શહેરોમાંથી ઊતરી આવેલા વિદ્વાનો, સાહિત્યકલારસિકો, પુરાતત્ત્વરસિકો અને અન્ય સંસ્કારી જનસમુદાયથી પાટણની ભૂમિ આહ્લાદમય જણાતી હતી. પાટણના નાગરિકોએ એ મંગળ પ્રસંગને ભક્તિભાવે અપનાવી, વધાવી, પોતાની પુરાણુ પાટણપુરીને પૂર ઓપથી ઓપાવી હતી. આખીયે નગરી કલારસિકતાથી શણગારવામાં આવી હતી.

## પ્રમુખશ્રી કનૈયાલાલ મુનશીની પધરામણી

સત્રના વરાયલા પ્રમુખ, મુંબાઈ સરકારના ગૃહસચિવ શ્રી. કનૈયાલાલ મુનશી અમદાવાદથી ટ્રેઈન મારફત સવારે અગિયાર વાગે આવતાં, પાટણના નાગરિકોએ સંખ્યાબંધ સામૈયાથી સ્ટેશન ઉપર તેમનો ભાવભીનો સત્કાર કર્યો હતો. મેદનીના ઘેરા જયનાદ તથા મીઠા વાદ્યસરોદો વચ્ચે સત્રના સ્વાગત મંડળના પ્રમુખશ્રી શેઠ કેશવલાલ નગરશેઠે તથા સત્રના મહેમાનોના યજમાન શેઠ શ્રી. હેમચંદ-ભાઈએ ફૂલમાળાઓ અર્પણ કરી. પ્રમુખશ્રી સાથે દીવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી, ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા, દાનવીર શેઠ મૂંગાલાલ ગોયન્કા વગેરે માનનીય અતિથિઓ હતા.

પાટણની એકેએક ખાનગી કે સરકારી પ્રતિનિધિઓ અને અન્ય વ્યક્તિઓ સ્ટેશન પર હાજર જણાતાં હતાં.

ભવ્ય સરઘસરૂપે મેદની ગોઠવાઈ ચાલવા લાગી. આગળ રાષ્ટ્રીય ધ્વજ સાથે બે ખાદીધારી ઘોડેસવારો, બાદ નાના નાના રાષ્ટ્રીય ધ્વજધારી સોએક સાઈકિલસ્ટો, બાલસમૂહો અને વિદ્યાર્થીઓ હતા. તેમની પાછળ બેન્ડ, બાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થો, શહેરીઓ અને ગામજનો; તેમની પછી રસિકતાથી ગૂંથાયલા ફૂલહારોથી શણગારેલી બગીમાં શ્રી. મુનશીજી બેઠેલા હતા. બેએક કલાક સુધી સરઘસ શહેરમાં ફર્યું હતું અને ઠામે ઠામે શ્રી. મુનશીજીને જૂદી જૂદી સંસ્થાઓ તરફથી પુષ્પહારો પહેરાવવામાં આવ્યા હતા.

## 'શ્રી. હેમચંદ્ર જ્ઞાનમંદિર'નો ઉદ્‌ઘાટનવિધિ

બપોરના ત્રણને અમલે શ્રી. હેમજ્ઞાનમંદિરના ઉદ્‌ઘાટનવિધિનું મૂહૂર્ત હતું. પાટણ ઐતિહાસિક પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોના ભંડાર માટે જગજાણીતું છે. જુદા જુદા ભંડારોમાં આમતેમ વેરાયલા અમૂલ્ય ગ્રન્થોના સંરક્ષણાર્થે અને તેનો સદુપયોગ કરવાની જોગવાઈ અર્થે રૂા ૫૧૦૦૦] ના ખર્ચે શેઠ શ્રી. હેમચંદભાઈ મોહનલાલ ઝવેરીએ તેમના સ્વર્ગસ્થ પિતાશ્રીના સ્મરણાર્થે રોકનદાર અને ભવ્ય પુસ્તકમંદિર “**શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર**” બંધાવ્યું છે. આ જ્ઞાનમંદિરની સ્થાપત્યકલા પૂર્વપશ્ચિમની સંમિશ્રણરૂપ કંઈક નવીન છે. મંદિરના ઉદ્‌ઘાટનવિધિ માટે સુંદર સમારંભ પાટણના અતિ પ્રાચીન

શ્રી. પંચાસરા પાર્શ્વનાથના મંદિરના વિશાળ પટાંગણ ઉપર કલારસપૂર્વક ઊભા કરેલા રંગમંડપમાં યોજાયો હતો. રંગમંડપને નવસુશોભિત કમાનો કરવામાં આવી હતી. શ્રી. હેમદ્વાર, શ્રી. સિદ્ધરાજદ્વાર, શ્રી. કુમારપાલદ્વાર એવાં પ્રવેશદ્વારોને નામ આપવામાં આવ્યાં હતાં. આખો ય રંગમંડપ ચિત્રો, છબિઓ, સૂત્રોથી કલામય કરવામાં આવ્યો હતો.

રંગમંડપમાં સભાસ્થાન, વક્તાઓ માટે મંચ, શ્રોતાજનો માટે સ્ત્રીપુરુષોની વિભાગવાર બેઠક-યોજના યોજાયાં હતાં. લાઉડસ્પીકરોની વ્યવસ્થાથી આખો યે કાર્યક્રમ રંગમંડપની બહાર દૂર સુધી ધ્વનિત થાય એમ હતું. ભારે શ્રમ ઉઠાવી તોરણો, વીજળીનાં ઝુમ્મરો, ધ્વજાઓ, પંખાઓ વગેરેથી પ્રેરક વાતાવરણની સજાવટ કરવામાં આવી હતી.

ઉદ્‌ઘાટનવિધિ વખતે મુનિમહારાજો, સ્ત્રીઓ, પુરુષો, સ્થાનિક અમલદારો, વિદ્યાર્થીઓ અને બહારથી આવેલાં જનોની સંખ્યા ચારેક હજારની મેદનીની આશરે હતી.

ના. શ્રી. મુનશીજી અન્ય અતિથિઓ સાથે મંડપમાં પધારતાં બૅન્ડની સલામી થઈ ને સર્વને વંદન કરતા કરતા એ બેઠક પર વિરાજમાન થયા.

આરંભ જૈન કન્યાશાળાની બાળાઓની સ્તુતિ ને ગરબાથી થયો. કવિશ્રી ભોગીલાલે તે પછી એમના બુલંદ સ્વરે એમનું પ્રાસંગિક ગાયન ગાયું હતું.

### શેઠશ્રી હેમચંદભાઈનું સ્વાગતવ્યાખ્યાન

ના. શ્રી. મુનશીજી અને મોંઘેરા મહેમાનો ! આપને સર્વને આ જ્ઞાનમંદિરમાં સ્વાગત આપવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો તે માટે હું મારી જાતને ભાગ્યશાળી ગણું છું. પૂજ્ય મહારાજશ્રી કાંતિવિજયજીના ઉપદેશથી જ્ઞાનભંડાર બંધાવવાની મને પ્રેરણા મળી. મારા પૂજ્ય પિતાશ્રીની ઇચ્છાને અમલમાં મૂકવા હું ભાગ્યશાળી થઈ શક્યો. આથી મને તેમજ મારા ભાઈઓને પિતૃઋણમાંથી મુક્ત થવાનો કંઈક અંશે આનંદ થયો છે.

આ પછી શ્રી. મનહરનાથ ધારેખાને સત્ર અંગે આવેલા શુભ સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા. બાદ 'શ્રી દિવાળીબાઈ શ્રાવિકા ઉદ્યોગાલય'ની બાળાઓએ ગરબો ગાયો હતો.

## જ્ઞાનમંદિરનો અહેવાલ

શ્રી. હેમચંદભાઈએ જ્ઞાનમંદિરનો અહેવાલ રજૂ કરતાં જણાવ્યું: 'સને ૧૯૩૩માં પૂજ્યશ્રી મુનિમહારાજોના ઉપદેશામૃતથી યોજના શરૂ થતાં તેમાં ઓરડા માટે રૂા ૩૦૦૦) નાં વચન સ્વ. શેઠ ચંદુલાલ કેસરીચંદ રાધનપુરવાળાના સ્મરણાર્થે તેમની વિધવા બાઈ કેસરબહેન તરફથી, સ્વ. શેઠ મણિલાલ નિહાલચંદના સ્મરણાર્થે તેમની વિધવા બાઈ તારાબાઈ તરફથી તથા સ્વ. શેઠ ડાહ્યાભાઈ મૂલચંદના સ્મરણાર્થે તથા રૂા. ૧૨૦૦૦) રોકડ; વાસણો, દાગીના વગેરે મળી કુલ રૂપિયા ૨૧૦૦૦) એકવીસ હજારની રકમ ભેગી થયેલી. આ પછી મકાન બાંધવાનું કામ હતું તે મેં પૂરું કર્યું છે. તે મકાન હું શ્રી. જૈન સંઘને અર્પણ કરું છું.'

બાદ ઉદ્ઘાટનવિધિ કરવા શ્રી. મુનશીને તેમણે વિનતિ કરતાં તેમણે બેન્ડના સરોદા વચ્ચે તે વિધિ પૂરો કર્યો.

## હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ઉદ્ઘાટનવિધિ પ્રસંગનું શ્રી. મુનશીનું વ્યાખ્યાન

મને આજે જ્ઞાનમંદિરની ઉદ્ઘાટનક્રિયા કરતાં ઘણો આનંદ થાય છે. શ્રી. હેમચંદભાઈ તો મારા એક ભાઈ સમા છે. પાટણના ધનાઢ્યો વિદ્યા સાચવી રાખી રહ્યા છે, તેમ તેમણે આ જ્ઞાનમંદિર બનાવ્યું છે. એ જોઈ ને મને ઘણો હર્ષ થાય છે. હું આપના સર્વ તરફથી તેમને અભિનંદન આપું છું. જ્ઞાનને સંઘરનારા ઘણા થઈ ગયા છે, પરંતુ તેમાં શ્રી. હેમચંદભાઈ અને તેમના કુટુંબનું નામ વર્ષો સુધી આગળ પડતું રહેશે.

ગુજરાતના વેપારીઓએ વેપાર–ઉદ્યોગ કરી માત્ર પૈસો જ સાચવી જાણ્યો નથી, પરંતુ તેમણે વિદ્યા પણ સાચવી છે અને તેની વૃદ્ધિ કરી છે. તેમણે દેશસેવાનાં પણ ઘણાં મોટાં કામો કર્યાં છે. વર્ષોથી હું મુંબઈમાં અને બીજે જોતો આવ્યો છું કે, દેશનું એક પણ કાર્ય એવું નથી જેમાં ગુજરાતીઓનો–ગુજરાતના વેપારીઓનો–પૈસો ન હોય. ગુજરાતીઓની કોથળીઓ ઉચ્ચ કોટિનાં કાર્યો માટે હંમેશાં ખુલ્લી રહે છે. પાટણના ધનાઢ્યોએ જ્ઞાનની જે કિંમતી સેવા કરી છે, તેની કદર તો ભવિષ્યની પ્રજા જ્યારે તેમાં રહેલી વિદ્વત્તા જાણશે અને તેનો ઉપયોગ કરશે ત્યારે જ કરશે



શ્રી. હેમચંદ્ર મોહનલાલ ઝવેરી



શ્રી. ચન્દુલાલ મોહનલાલ ઝવેરી

જેટલો યશ દિવસો સુધી સતત કાર્ય કરી જ્ઞાનને સમૃદ્ધ કરનાર તપસ્વીઓને ફાળે જાય છે તેટલો જ તેને સાચવનાર ધનાઢ્યોને ફાળે પણ જાય છે. મુસ્લિમોએ જ્યારે તેરમા સૈકામાં પાટણને ઉખેડી નાખ્યું ત્યારે બ્રાહ્મણોનું જ્ઞાન નાબૂદ થયું, પરંતુ જૈનોએ કોઈ એવી કુનેહ ને મુત્સદ્દીગીરીથી કામ લીધું કે પરદેશીઓ જૈનપુસ્તકોને ન અડી શક્યા.

દુનિયામાં ભાગ્યે જ એવાં સ્થળ હશે, જ્યાં આઠસો નવસો વર્ષનાં જૂનાં પુસ્તકો મળે. તમારા જ્ઞાનમંદિરમાં તો પંદર હજાર જૂનાં પુસ્તકો છે, જેમાંનાં કેટલાંક તો તાડપત્રો ઉપર છે. એમાં કંઇ માત્ર અમુક ધર્મનું જ કે કેવળ ધાર્મિક જ સાહિત્ય નથી, પરંતુ એમાં નાટકો, કાવ્યો, વેદાંત, અને આયુર્વેદ વગેરે વિષયો ઉપરનાં પુસ્તકો પણ છે.

આ જ્ઞાનમંદિર દ્વારા શ્રી. હેમચંદભાઈએ આખા હિન્દની જ નહિ પણ દુનિયાની ભાષાવિદ્યાની સેવા કરી, તેની ઉપર ઉપકાર કર્યો છે. આ બધું જોઈને મને ખૂબ જ હર્ષ થાય છે. પરંતુ આ જ્ઞાનમંદિર માત્ર નામનું જ મંદિર ન થાય એ વાત લક્ષમાં રાખવાની છે. એમાં એવા વિદ્વાનોને ગોઠવવા જોઈએ કે જે જ્ઞાનનો – તેમાં પડેલા સાહિત્યનો — પુનરુદ્ધાર કરે અને જગતની વિદ્યામાં વૃદ્ધિ કરે. વિદ્યાનું સ્વરાજ જુદું છે. આપણા સાહિત્યનાં કેટલાંક સુંદરમાં સુંદર પુસ્તકો અહીંથી પરદેશીઓ લઈ ગયા છે અને તેના ઉપર ટીકા કરી તેમણે માન મેળવ્યું છે. જે વિદ્યા હજારો વર્ષો થયાં પેઢી દર પેઢી ચાલી આવે છે, તે સંસ્કારસ્વામીઓ અને તપસ્વી મહાત્માઓને આભારી છે, એમનું એ જ્ઞાન આપણે સંશોધીને જગતને ખોળે ધરીએ તો તેમાં આપણને ખરેખર ગૌરવ મળે. સૈકાઓ સુધી વિદ્વાનો જ્ઞાનનો પુનરુદ્ધાર કરી શકે એટલું બધું સાહિત્ય આપણા ભંડારમાં પડ્યું છે. એ જ્ઞાનનો વિદ્વાનો એ રીતે જ્યારે પુનરુદ્ધાર કરશે ત્યારે જ ભારતવર્ષની વિદ્યા સજીવન થશે અને પૂર્વજોનું જીવન અને કવન સાર્થક ગણાશે.

ગુજરાતના એક સુંદર ચિત્રનો નમૂનો ન્યૂયોર્કમાં છે, આમ આપણાં પુસ્તકો ચોરાઈ — લૂંટાઈ ગયાં છે. જે કાંઈ બાકી રહ્યું છે તેને પણ સાચવી રાખવાની શક્તિ આપણે કેળવવી જોઈએ.

હમણાં જ આપણા આ જ્ઞાનમંદિરમાં મેં એક પેટી જોઈ, જે જૂનાં પુસ્તકોનાં પાનાંઓ અને તાડપત્રોના ટુકડાઓથી ભરેલી હતી. એને સર્જાવનારે અખંડ તપ કરીને, જિંદગી ખર્ચીને તે તૈયાર કર્યાં હશે, ત્યારે એને ખબર પણ નહિ હોય કે પોતાના દીકરા એવા નાલાયક નીકળશે કે જેઓ પોતાના પૂર્વજોનાં સર્જનો પણ સાચવી નહિ શકે.

આ બધું જોઈ આજે આપણું કાળજું ચિરાય છે. મને લાગે છે કે આવી પરિસ્થિતિમાં આ જ્ઞાનમંદિરનો પ્રયાસ આશ્વાસનજનક છે. પાટણનો શ્રી. જૈનસંઘ જે આ મંદિર સાચવે તેને હું કહું છું કે તેઓ મંદિરને પુસ્તકો સાચવવાનો તબેલો ન બનાવી મૂકે, પરંતુ તેને એક વિદ્યાધામ બનાવે. આજે તમારી પાસે એ જ્ઞાનમંદિરના ભંડારમાં પંદર હજાર પુસ્તકો છે. જો એક વિદ્વાન જીવનપર્યંત એક પુસ્તકનું સંશોધન કર્યા કરે ને તેનો પુનરુદ્ધાર કરી પ્રજાને તે આપે, તો એવા પંદર હજાર વિદ્વાનોને આ પુસ્તકો પૂરાં પડી શકશે. જે પાટણની વિદ્યાપીઠ નાલંદા કે યુરોપની બીજી કોઈ પણ વિદ્યાપીઠથી જરા ય ઊતરે એમ ન હતી, તે પાટણ એટલું તો કરશે જ એવી મને આશા છે.

હું તો આજ એકાવન વરસની ઉંમરે પહેલી જ વાર પાટણ આવું છું. હું પાટણનો રહેવાસી નથી, જન્મે પણ પાટણનો નથી, પરંતુ છેલ્લાં બત્રીસ વરસથી હું પાટણનો બની રહ્યો છું ને એ માનસિક પ્રદેશમાં મેં સુંદરમાં સુંદર માનવતા, સુંદરમાં સુંદર સ્ત્રીત્વ, અને સુંદરમાં સુંદર પુરુષત્વ સરજ્યું છે. પાટણની ગલીઓમાં સોલંકીઓના હાથીઓ કેવી રીતે ઘૂમતા હશે એ અને એવી જ કલ્પનામાં મેં અહોરાત વિચર્યા કર્યું છે. પાટણનો ધોકાંટો આજ ઉજ્જડ છે ત્યાં મેં કરોડાધિપતિઓને વેપાર કરતા કર્યા છે ને હિંગળાજ માચરના ઓવારે મેં તો સરસ્વતી નદી વહેતી કરી છે. આમ સ્થૂળ રીતે પાટણમાં આજ આવ્યો છતાં તમારા કરતાં પાટણ મારું વધારે છે, એના ઉપર મારો અધિકાર વિશેષ છે.

આજે તો હવે જ્ઞાન વિશે જ થોડું કહીશ. જે ભૂમિમાં હજાર વર્ષ પહેલાં આવા તપસ્વીઓ, સંસ્કારસ્વામીઓ અને વિદ્વાનો થઈ ગયા, તેની ચરણરજ માથે ચડાવવાની ઈચ્છાથી જ હું આવ્યો છું.

પથ્થરો અને શિલ્પો વડે વિદ્યાપીઠ ન બને, જ્યાં મહાન આચાર્યો મળે ત્યાં જ વિદ્યાપીઠ થઈ શકે. એવી વિદ્યાપીઠો અહીં વર્ષો સુધી ચાલી છે, જેની કીર્તિગાથાઓ સારાય હિન્દમાં અને જગતભરમાં ગવાતી હતી. જીવંત વિદ્યા અહીંથી પ્રગટતી. પાટણે વિદ્યા અર્થે શું કર્યું તેનો જવાબ તો ભવિષ્યનો ઇતિહાસ આપશે.

જેમના નામોચ્ચારની સાથે દિવસ શરૂ કરીએ તો આખો દિવસ સફળ થાય, એવા એવાઓ અહીં થઈ ગયા છે. શ્રી. હેમચંદ્રાચાર્ય ઉપરાંત શ્રી. શાંતાચાર્ય, સુરાચાર્ય, ધનપાલ અને ભાલણ જેવા પણ થઈ ગયા છે; જે સાહિત્ય અને સંસ્કારસ્વામીઓએ ભાષાસાહિત્ય સરજ્યું, પુનર્જીવિત કર્યું અને સંસ્કાર્યું. જ્ઞાનનો મહાસાગર વલોવી તેનાં તત્ત્વો પોતાના શિષ્યોને પણ સોંપનારા આ જન્મબ્રહ્મચારી શ્રી. હેમચંદ્રાચાર્યના ઉપકાર જગત ઉપર ઓછા નથી. તેમના શિષ્યોએ પણ ઓછું નથી કર્યું. એમનું કર્યું બીજા કોઈ ભાગ્યે જ કરી શકે. વસ્તુપાળ, તેજપાળ, સોમેશ્વર, અને સોમચંદ્રસૂરિ જેવાઓ પણ આ ભૂમિ ઉપર જ થઈ ગયા છે; પાટણની વિદ્યાની પરંપરા લગભગ એક હજાર વર્ષની છે. તેથી જો એ સતેજ રહે તો જ ગુજરાતનું નામ રહી શકે. માટે જ આ જ્ઞાનમંદિર પાટણની ભૂત વિદ્યાને સજીવ કરનારી પ્રયોગશાળા બને એવી હું આશા રાખુ છું.

### અન્ય વક્તાઓ

આ પછી શ્રી વિદ્વાન મુનિમહારાજ શ્રી. પુણ્યવિજયજી મહારાજે જૈનભંડારોને લગતી કેટલીક વધુ અને વિગતવાર માહિતી આપી હતી. તેમણે જણાવ્યું કે,

પાટણમાં આજે અગિયાર મહાન ગ્રન્થ ભંડારો છે. તે બધામાં માત્ર જૈન દૃષ્ટિએ જ નહિ પણ તે સમયે ભારતવર્ષમાં જેટલા ધર્મો અને સંપ્રદાયો હતા, કળાઓ હતી, તેનાં બધાં પુસ્તકોનો શ્રદ્ધાપૂર્વક સંગ્રહ કરવામાં આવતો. આ રીતે પોતાના ધર્મ અને મંતવ્યોની ખિલવણી કરવામાં આવતી. આમ માત્ર સાંપ્રદાયિક જ નહિ પરંતુ સાહિત્યની દૃષ્ટિ કેળવવામાં આવતી. દૂર દૂરનાં સ્થળોનાં, વિખરાયલાં છતાં અમૂલ્ય પુસ્તકો ભારે પ્રેમ ને શ્રમપૂર્વક એકત્રિત કરવામાં આવતાં. પાટણની ભૂમિએ પણ ઘણાં પુસ્તકોની રચના

કરેલી છે. તેઓશ્રીએ પોતાની આશા અને શ્રદ્ધા પ્રગટ કરતાં કહ્યું હતું કે, આ જ્ઞાનમંદિરના ઊઘડવાથી ને તેની લોકપ્રસિદ્ધિ થવાથી સાહિત્યના શોખીનો આ ભૂમિમાં આકર્ષાશે, સાહિત્યનો વિકાસ થશે અને આ ભૂમિ ગૌરવ પ્રાપ્ત કરશે.

આ પછી શ્રી. મોતીચંદ ગિરધર કાપડિયાએ કહ્યું:

તમારામાંથી કેટલાકોએ આ ભંડારો સંબંધી ડૉ. પિટર્સન અને ડૉ. ભાંડારકરના અહેવાલો વાંચ્યા હશે. આપ જાણો છો કે આ ભંડારમાંનાં પુસ્તકો સંરક્ષકવૃત્તિથી બધાંને અપાતાં નહિ. આ પછી શી સ્થિતિ થાય તે આપ જાણી શકો છો. સને ૧૯૦૬ માં 'જૈન પરિષદ' નું અધિવેશન થયું તે વેળા પુસ્તકોના જર્જરિત ભાગો અને વેરણછેરણ ટુકડાઓ બતાવવામાં આવેલા. આથી મજકૂર પરિષદે ઠરાવ કર્યો કે સંરક્ષણ માટે પ્રયાસ કરવો જોઈએ. આ પછી સંરક્ષણ માટે થોડોક પ્રયાસ થયો અને આજે આ મંદિર ખોલવાથી વધુ પ્રયાસ થશે, એથી મને તો ઘણો જ આનંદ થાય છે. શ્રી. હેમચંદ્રાચાર્યના સાહિત્યની મહત્તા બેનમૂન જ છે ગુજરાત–આર્યાવર્ત એની મહત્તા સમજે તો ઘણું જ ઉપયોગી કાર્ય અવશ્ય કરી શકે. આપણા પ્રમુખશ્રીએ કહ્યું તેમ પાટણની આ પવિત્ર જ્ઞાનભૂમિ મહાન વિદ્યાપીઠ બનો !

પછી શ્રી મહાસુખભાઈ ચુનીલાલ શેઠે કહ્યું :

શ્રી. મુનશીજીએ તેમના સાહિત્યમાં શ્રી. હેમચંદ્રાચાર્યની કિંમત આંકી હતી તેના કરતાં અહીં અને આ પ્રસંગે વધૂ આંકી છે. એક પ્રખર સાહિત્યકાર અને ગૃહસચિવના શુભ હસ્તે આ જ્ઞાનમંદિરનું ઉદ્‌ઘાટન થાય છે એથી મને અને સૌને મહાન આનંદ થાય છે. આ જ્ઞાનમંદિર અંગે શોધન, છાપખાનું વગેરેની યોજના પણ થાય તો સારું, એવી મને જરૂર જણાય છે.

બાદ ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાએ કહ્યું:

એક જૈનેતર તરીકે અહીં બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં મને આનંદ થાય એ સ્વાભાવિક છે. શ્રી. હેમચંદભાઈ તથા તેમના ભાઈઓએ ગુજરાતના સાહિત્યની આ જ્ઞાનમંદિર દ્વારા જે અમૂલ્ય સેવા કરી છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. જે જ્યોત આ

શહેરમાં સાહિત્યરસિકોએ આ પુસ્તકો દ્વારા પ્રગટાવી છે તે અમર રહે અને તે વડે ભવિષ્યમાં ગુજરાતનું સાહિત્ય વધુ જ્વલંત થાય એવી આશા આપણે રાખીશું. વળી ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણની પ્રભુતાના શબ્દચિત્રનું આલેખન જે હાથે થયું છે તે જ હાથે પાટણની પ્રભુતા જે આ પુસ્તકોમાં રહેલી છે, તેનું ઉદ્‌ઘાટન થાય તે સૂચક અને આનંદદાયક છે.

બાદ દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કહ્યું:

પૂર્વાશ્રમમાં શ્રી. હેમચંદ્રાચાર્ય મોઢ વાણિયા હતા. હું પણ મોઢ વાણિયો છું; તેથી અત્રે બોલવાનો મને ખાસ હક્ક પ્રાપ્ત થાય છે. હેમચંદ્રાચાર્યજી થયા તે વખતે ગુજરાતના ઇતિહાસનો સુવર્ણયુગ હતો. શ્રી. હેમચંદ્રાચાર્યજીએ સાહિત્ય અંગે કેટલું કેટલું કર્યું છે ? રસ, નાટક, યોગશાસ્ત્ર, અલંકાર, સુભાષિતસંગ્રહ વગેરે વગેરે સાહિત્યનાં વિવિધ અંગોમાંથી એક પણ એવું નથી કે જેને આચાર્યશ્રીએ સ્પર્શી શોભાવ્યું ન હોય. એ સુવર્ણયુગનો કાળે કરીને અંત આવ્યો. ગુજરાત ઉપર ઇસ્લામીઓનાં આક્રમણો થયાં; તે પછી મરાઠાઓનાં અને પછી બ્રિટિશ લોકોનાં; પરંતુ આજનો દિવસ જોતાં લાગે છે કે, સાહિત્યઅંગેનો સુવર્ણયુગનો ઉદય થવા માંડયો છે; તેમાં નિમિત્ત એક શ્રી. મુનશી અને બીજા શ્રી. હેમચંદભાઈ છે. કરાંચીમાં તેમને આ વિચાર ન ઉદ્‌ભવ્યા હોત તો હેમચંદ્રાચાર્યનું નામ જે સુપ્રસિદ્ધ રીતે બહાર આવ્યું છે, તે ન આવત અને તેને મૂર્ત સ્વરૂપ આપવા શ્રી. હેમચંદભાઈ પ્રવૃત્ત થયા ન હોત તો આ પ્રસંગ ન આવત. જૈન ભાઈઓ જો એમ માનતા હોય કે જૈન મુનિઓ કલિયુગને તાબે થઈ ગયા છે, તો તે ભૂલ છે; કેમ કે તેથી શ્રી. હેમચંદભાઈને જે પ્રેરણા મળી છે તે મળત નહિ.

આ પછી પાટણ બોર્ડિંગના ગૃહપતિ શ્રી. ફૂલચંદ હ. દોશી, શ્રી. નગીનદાસ સંઘવી તથા શ્રી. મોહનલાલ પોપટલાલ સંઘપતિએ પ્રાસંગિક ભાષણો કર્યાં હતાં.

બાદ સાહિત્ય પરિષદના મંત્રી શ્રી. અંબાલાલ જાનીએ આવતી કાલની સત્રની બેઠકનો અને શ્રી. કૃષ્ણલાલ વૈષ્ણવે શ્રી. મુનશીને પાટણના નાગરિકો તરફથી અભિનંદનનો, કાર્યક્રમ જાહેર કર્યો હતો.

## પ્રમુખશ્રીનો ઉપસંહાર

બાદ શ્રી. મુનશીએ ઉપસંહાર કરતાં મીઠી ટકોર કરી હતી કે, ગુજરાતી સાહિત્યમાં રસ લેનાર તરીકે તેમ જ એક બ્રાહ્મણ તરીકે બોલવાનો મારો જન્મસિદ્ધ હક્ક છે, તેથી હું બોલ્યો છું. આજનો કાર્યક્રમ અહીં પૂરો થાય છે.

## પ્રકીર્ણ

સાંજના શેઠ હેમચંદભાઈ તરફથી નોકારશી હતી. રાતે મંડપમાં આકર્ષક રોશની થઈ હતી અને રંજનનો કાર્યક્રમ હતો. રંજનમાં ગઢવી મેરુભાના તથા રાયચુરાના દુહાઓ અને સ્ત્રીઓના ગરબાઓની પણ યોજના હતી.





પાટણમાં શ્રી હેમ સારસ્વત સત્ર પ્રસંગે પ્રમુખ **શ્રી. કનૈયાલાલ મુનશી**ના સ્વાગત સમયના સરઘસનું એક દૃશ્ય

# શ્રી. હૈમ સારસ્વત સત્ર : પાટણ

## બીજે દિવસ

**શનિવાર : તા. ૮-૪-૧૯૪૧**

ગુજરાતી સાહિત્ય પરિષદના ખાસ સંમેલન શ્રી. હૈમ સારસ્વત સત્રની બીજા દિવસની બેઠક આજે સવારના સાડા આઠ વાગે મળી હતી. ગઈ કાલની માફક આજે પણ અસંખ્ય માનવમેદની બેઠકના નિયત સમય અગાઉ એકત્રિત થઈ ગઈ હતી. સ્ત્રીઓની મોટી સંખ્યા પણ ખાસ તરી આવતી હતી. બહારગામથી આવેલા સજ્જનો અને સન્નારીઓની સંખ્યા પણ મોટી હતી; તેમાં સુપ્રસિદ્ધ સાહિત્યરસિકો ઉપરાંત જૈન મુનિશ્રીઓ અને વિદ્વાનો વગેરે નીચે મુજબ હતાં:-

દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા, શ્રી. મોતીચંદ કાપડિયા, શ્રી. અંબાલાલ બુ. જાની, શ્રી. ધર્માનંદ કોસંબી, પંડિત બેચરદાસ, મુનિશ્રી પુણ્યવિજયજી, શ્રી. કોઠારી, શ્રી. વલ્લભદાસ ગાંધી, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી. ભોગીલાલ સાંડેસરા, શ્રી. કનૈયાલાલ દવે, શ્રી. રામલાલ ચુનીલાલ મોદી, ડૉ. શ્રી. બી. ભટ્ટાચાર્ય, અધ્યાપક કે. એચ. કામદાર, અધ્યાપક ચતુરભાઈ શં. પટેલ, અ. મંજુલાલ રણછોડલાલ, પંડિત બાલચંદ્ર ગાંધી, શ્રી. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી, શ્રી. ગોકુલદાસ રાયચુરા, ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક, મુનિશ્રી જિનવિજયજી, ડૉ. મણિલાલ પટેલ, શ્રી. ધૂમકેતુ, શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહ, શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, શ્રી. બચુભાઈ રાવત, શ્રી. પ્રાણલાલ કિરપારામ દેસાઈ, શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, શ્રી. ચંદ્રવદન

મહેતા, શ્રી. ભાનુશંકર બા. વ્યાસ, શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવળ, શ્રી મનહરનાથ ધારેખાન. શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ, શ્રી. રજનીકાંત દેસાઈ, શ્રી. રસિકલાલ પરીખ (ચિત્રકાર), શ્રી. મોતીલાલ અમુલખરાય દેસાઈ, શ્રી. કરુણાશંકર માસ્તર, શ્રી. ગટુલાલ ગોપીલાલ ધ્રુવ, શ્રી. ગજાનન વિશ્વનાથ પાઠક, શ્રી. નવલરામ ત્રિવેદી, શ્રી. ઝીણાભાઈ દેસાઈ, શ્રી. મોહનલાલ પંચોળી, શ્રી. ડૉ. માધવજી મચ્છર, શ્રી. કાંતિલાલ રૂવાળા, શ્રી. વિનોદચંદ્ર શાહ, શ્રી. મોહનલાલ આર. શાહ, શ્રી. કૃષ્ણલાલ શાહ, શ્રી. કપિલપ્રસાદ, શ્રી. ફૂલચંદભાઈ, શ્રી. નટરાજ વશી, શ્રી. રવિશંકર રાવલ, શ્રી. છોટાલાલ સુતરિયા, શ્રી. સંઘવી, શ્રી. ગદ્રે, ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ વગેરે.

પ્રમુખશ્રી ના. કનૈયાલાલ મુનશી આવી પહોંચતાં બૅન્ડની સલામી થઈ હતી અને તેમનો સ્વાગતમંડળના પ્રમુખ શેઠશ્રી કેશવલાલ અમરચંદ તથા શેઠશ્રી હેમચંદભાઈએ સત્કાર કર્યો હતો. સભાજનોએ ઊભા થઈ હર્ષનાદથી તેમને વધાવી લીધા હતા.

આરંભમાં કુમારી સરલાબહેન મુનશી અને તેમના સખીમંડળે નર્મદકૃત "જય ! જય ! ગરવી ગુજરાત !" એ ગીત ગાયું હતું.

આ પછી સ્વાગતમંડળના અધ્યક્ષ શેઠ શ્રી. કેશવલાલ અમરચંદ નગરશેઠનું સ્વાગતવ્યાખ્યાન ઉપપ્રમુખ શેઠશ્રી કૃષ્ણલાલ મોતીલાલ વૈષ્ણવે વાંચી સંભળાવ્યું હતું.

## શેઠ શ્રી. કેશવલાલ અમરચંદ નગરશેઠનું સ્વાગતવ્યાખ્યાન

માનવંતા મહેમાનો, સન્નારીઓ અને સજ્જનો ! આજના પુનિત પ્રભાતે પવિત્ર ગુર્જરભૂમિના પ્રાચીન પાટનગર પાટણશહેરના પટાંગણે આપ સર્વેનું પ્રેમપૂર્વક સ્વાગત કરતાં મને ઘણો આનંદ થાય છે. ગુર્જરમાતાના સુશિક્ષિત સંસ્કારી પુત્રો ! પાટણના ઇતિહાસમાં પાટણની અપૂર્વ જાહોજલાલીનાં વર્ણનો ઉપરથી, આપે પાટણના આતિથ્યનો મોટો ખ્યાલ બાંધ્યો હશે પણ, "**नीचै र्गच्छत्युपरि च दशा चक्रनेमि क्रमेण**" એ કાલિદાસની ઉક્તિની સાક્ષી આજનું પાટણ

પૂરે છે. કોઈ પણ દેશનો ઈતિહાસ એકસરખો રહ્યો નથી, તો તેમાં પાટણ કયાંથી અપવાદરૂપ નીવડે ? તો પણ, અમારા હાર્દિક સ્વાગતના સ્વીકારમાં આપ બહારની સુખસગવડો નહિ, પણ અમારા અંતરના ભાવને નિહાળશો, તો આપને પુરાતન પાટણના ઈતિહાસપ્રસિદ્ધ આતિથ્યની ઝાંખી થશે.

પ્રારંભમાં મારાથી એ ઉલ્લેખ કર્યા વિના રહી શકાતું નથી કે, અમારા સાહિત્યરસિક રાજવી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ, જેમણે ગુજરાતી સાહિત્યમાં વિવિધ પ્રકારે ફાળો આપી તેની સુંદર સેવા કરી હતી; તે મહાન રાજવીને કુદરતે અમારી પાસેથી છીનવી લીધા છે. આપણે એ ન જ ભૂલીએ કે આજથી લગભગ ચાળીસ વર્ષ પુર્વે સં. ૧૯૫૦ માં, અત્રેના જૈનજ્ઞાનભંડારો જોઈ, તે સાહિત્ય-રસિક રાજવીએ, દ્વયાશ્રય, કુમારપાલપ્રબંધ વગેરે અમૂલ્ય ગ્રન્થોનાં ભાષાંતર કરાવી. પ્રગટ કરાવી, પાટણને અને તેની સંસ્કૃતિના સર્જક ભગવાન શ્રી. હેમચંદ્રાચાર્યને, સાહિત્યક્ષેત્રમાં ચિરસ્મરણીય બનાવ્યા છે. સદ્‌ગત રા. બ. રણછોડભાઈ ઉદયરામના અધ્યક્ષપણા નીચે ઈ. સ. ૧૯૧૨ ના એપ્રિલની તા. ૭મી ને રોજ ગુજરાતી સાહિત્ય પરિષદની ચોથી બેઠક મળેલી; તે પ્રસંગે, શ્રીમંતે સાહિત્યના ઉદ્ધાર, વિકાસ અને અભિવૃદ્ધિ વિષે જે ભવ્ય વિચાર દર્શાવ્યા હતા, તે આજના આ પ્રસંગે મારી દૃષ્ટિ સમક્ષ આબેહૂબ ખડા થાય છે. ગુજરાતના જ્ઞાનોત્સવના આ ઐતિહાસિક ટાણે, પાટણ શહેરને આંગણે ભરાયેલી આ પરિષદ પ્રસંગે, કુદરતે છીનવી લીધેલ તે રાજવીની ખોટ અમોને ઘણી જ લાગી આવે છે.

મિત્રો ! રાજા જયશિખરીના પંચાસરની ભસ્મમાંથી સંવત ૮૦૨ માં પ્રગટ થતા પાટણની ઈતિહાસકથા ભવ્ય અને અદ્‌ભુત છે. તેનું સ્થાન નિર્દેશ કરનાર, અણહિલ ભરવાડનું નામ, જયશિખરીના પુત્ર વીર વનરાજે અણહિલપુર પાટણ રાખી અમર બનાવ્યું છે. પાટણના મહોલ્લાઓનાં નામ સાથે આજે પણ જોડાયેલા જોવામાં આવતા ‘વાડા, પાડા’ અણહિલ ભરવાડના સૂચક છે, એમ લોકકથા કહે છે. પાટણની અવશેષ પ્રાચીનતા, પાટણની પશ્ચિમે આવેલ અનાવાડા

ગામના નામ માત્રમાં જળવાઈ રહી છે. આજે આપણે જે પંચાસરા પાર્શ્વનાથના દહેરાસરના ચોગાનામાં ભેગા મળ્યા છીએ, તે દહેરાસરની 'પંચાસરા પાર્શ્વનાથ' ને નામે જાણીતી પ્રતિમા, અર્વાચીન પાટણના, પ્રાચીન પાટણના અને પંચાસરના ઇતિહાસપ્રવાહને અખંડિત વહેવડાવી રહેલ છે. પ્રાચીન પાટણના ઇતિહાસમાં, તેની સંસ્કૃતિમાં, વનરાજને સંસ્કૃતિના બાલ્યાવસ્થામાંથી જ પયપાન કરાવનાર શીલગુણસૂરિના હાથે પુરાતન પાટણની એ યશગાથામાં, પ્રાથમિક સંસ્કાર રેડાયા છે. વીર વનરાજે ગુજરાતની વિરાટ શક્તિને જાગ્રત કરી, ગુજરાતને વીરતાનાં પાણી પાયાં છે. એ વીર વનરાજની આરાધકદશાની પ્રતિમાનાં દર્શન પણ આપ 'પંચાસરા પાર્શ્વનાથ'ના દહેરાસરમાં કરી શકશો.

પ્રાચીન પાટણનો ઘેરાવો અઢાર માઇલ હતો, જ્યારે અર્વાચીનનો માત્ર પાંચ માઇલ છે અને તેમાં વસ્તીના અભાવે પડેલ નિર્જન સ્થાનોનો પણ સમાવેશ થાય છે. પાટણની અવસ્થાએ કેટલા યે રાજપલટાના ઝંઝાવાત, અને કુદરતના કોપ અનુભવ્યા છે. રાજપલટા અને કુદરતના એ વંટોળમાં પાટણનો ઇતિહાસ પણ સ્થિર રહી શક્યો નથી. અને એ ઇતિહાસને ગૌરવવન્ત બનાવતા પાટણના જ્ઞાનભંડારો, સંસ્કારભંડારોની મહામૂલી એ મિલકત આ ઉલ્કાપાતની અસરથી વિમુક્ત રહી શકી નથી. આપની નજરે પડતા પાટણના આ જ્ઞાનભંડારો એ સંપૂર્ણ રત્નમાળાઓ નહિ પણ બચી ગયેલ રત્નો જ છે.

પાટણનો રાજકીય ઇતિહાસ એ જ ગુજરાતના મધ્યકાળનો ઇતિહાસ છે. વનરાજે શરૂ કરેલ ચાવડાવંશનો રાજકીય ઇતિહાસ પાટણના રાજકીય ઇતિહાસ સાથે ૧૯૬ વર્ષ જોડાયેલ રહી, આખરે ભુભટ ઉર્ફે સામંતસિંહના ખૂનમાં અંત પામે છે અને પાટણમાં સોલંકીઓના તેજસ્વી રાજઅમલની શરૂઆત તેના ભાણેજ મૂળરાજના લોહીભીના હાથે થાય છે. મૂળરાજ, ભીમદેવ પહેલો, કરણ, સિદ્ધરાજ, કુમારપાળ વગેરે પાટણનો ઇતિહાસ–ગરવી ગુજરાતનો ઇતિહાસ, એક પછી એક ઉત્તરોત્તર વધુ અને વધુ તેજસ્વી બનાવતા જાય છે. ભીમદેવ પ્રાયશ્ચિત્તરૂપે રુદ્રમાળ આરંભે છે, ત્રિપુરુષપ્રાસાદ બંધાવે છે, રાણી ઉદયમતી "રાણીની વાવ" બંધાવે છે, કરણ કરણાવતી–હાલનું અમદાવાદ–વસાવે છે, મોંઢેરા પાસે કરણસાગર સરોવર બંધાવે છે. કરણરાજ પછી પાટણની ગાદીએ આવનાર સિદ્ધરાજનું નામ, કોણ એવો હશે જેણે ગુજરાતમાં જન્મ

હોવા છતાં પણ નહિ સાંભળ્યું હોય? સિદ્ધરાજની વીરતા, એકાગ્રતા, દૃઢતા અને તેને ઊંચામાં ઊંચી કક્ષાએ લઈ જતી તેની ભવ્ય મહત્ત્વાકાંક્ષા, સહજ પ્રશંસાના ઉદ્‌ગાર માગી લે છે.

ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતની સંસ્કૃતિનો ઇતિહાસ-ગુજરાતની માનવતાનો ઇતિહાસ અને અહિંસક ગુજરાતની તેજસ્વી તલવારોનો, તેની વિજયપતાકાઓનો, કુમારપાળના ઉલ્લેખ વગર અધૂરો જ રહે. ગુજરાતની રાજકીય આણરેખા સિદ્ધરાજના સમય કરતાં વધુ વિસ્તૃત બને છે. ગુજરાતની સંસ્કૃતિનો પ્રવાહ સારા યે આર્યાવર્તને પાવન કરતો વેગવંત વહે છે. ગુજરાતની માનવતા 'અમારિ પડહ' વગડાવી જગતના રાજકીય ઇતિહાસમાં કદી ન પ્રવર્તી હોય તેવી માનવતાનો અહિંસકયુગ પ્રવર્તાવે છે. અને આ અહિંસકયુગમાં પણ ગુર્જરસામ્રાજ્યની વિજયપતાકા અણનમ રહી, તેનું સ્વાતંત્ર્ય તેના તેજસ્વી વીરપુરુષોની–પટ્ટણીઓની–ગુજરાતીઓની–વીરતા અને ભોગતત્પરતા પર નિર્ભય, અખંડિત રહી, તે યુગના ગુર્જર ઇતિહાસનાં પૃષ્ઠો સર્વ રીતે ઉજ્જવલ અને અમર બનાવે છે. ગરવું ગુજરાત, તે અહિંસકયુગ, માનવતાનો અપૂર્વ યુગ, ગુજરાતનો તે મહાસંસ્કૃતિકાળ આજે પણ ભૂલી ગયેલ નથી. ગુજરાતના મહાન જ્યોતિર્ધર મહાત્મા ગાંધીજીના અદ્‌ભુત નેતૃત્વ નીચે સારું યે ભારત અહિંસાની તેજસ્વી રાજનીતિ અપનાવે છે, અનુસરે છે, પૂજે છે, અને હિંસાત્રાસિત જગતમાં પ્રચારે છે, પ્રસારવાનાં સોણલાં સેવે છે.

સિદ્ધરાજ અને કુમારપાળના સમયને, ગુજરાતના એ મધ્યાહ્નકાળને 'હેમ – યુગ' તરીકે સ્થાપનાર, જે મહાપુરૂષનો ઉત્સવ ઊજવવા આપણે સર્વ ભેગા થયા છીએ, તે મહાપુરુષને વિષે બે શબ્દો બોલવાની રજા લઉં છું.

આજે વીસમી સદીમાં, એશિયાની તેજસ્વી યુવાન પ્રજા, જાપાનીઓના કુટુંબમાં ધાર્મિક સહિષ્ણુતાના એવા તો સુંદર સંસ્કાર વહે છે કે, કુટુંબની વ્યક્તિઓ ભિન્નભિન્ન ધર્મમાં માનવા છતાં પણ ધર્મને નામે લેશ પણ ક્લેશ દેખાતો નથી. આજે નહિ, ગઈ કાલે નહિ, સો બસો વર્ષ પૂર્વે નહિ, પણ આઠ આઠ સૈકાઓ, પહેલાં,

કે જ્યારે માત્ર એશિયામાં જ નહિ પણ યુરોપમાં પણ, ધર્મને નામે ધર્મીઓ લોહીની નદીઓ વહેવડાવવામાં પુણ્યકાર્ય માનતા હતા ત્યારે, સંવત્ ૧૧૪૫ ના કાર્તિક સુદિ પૂર્ણિમાને દિને, માતા જૈન અને પિતા માહેશ્વરપંથી એવા ભિન્નધર્મી કુટુમ્બમાં, એ મહાપુરુષ ધાર્મિક સહિષ્ણુતાનું ગળથૂથીમાંથી જ પયપાન કરતાં, જન્મ્યાં હતાં. ‘પુત્રના લક્ષણ પારણામાંથી જણાય.’ દેવચંદ્રસૂરિએ એવા જ લક્ષણથી ગુજરાતના આ મહાન જ્યોતિર્ધરમાં કુમાર ચાંગદેવને નવ વર્ષની ઉમ્મરે દીક્ષા આપી, સોમચંદ્ર બનાવી, સત્તર વર્ષની યુવાન વયે તો તેમણે અને જૈનસંઘે આચાર્ય પદવીને યોગ્ય માની મુનિના સૂરિ બનાવવા, મારવાડના નાગોર નગરમાં ભવ્ય સમારંભ યોજ્યા. એ નરરત્નની ખોજ માટે ગુજરાત દેવચંદ્રસૂરિનું પણ ઋણી છે.

વજ્રસમા બાહુદણ્ડમાં પકડેલી પાણીદાર તલવારની તીખી ધાર, સિદ્ધરાજની સર્વવિજયી સમશેર, માલવરાજને હરાવી શકે છે; સિદ્ધરાજ સમ મહત્વાકાંક્ષી રાજવીની સરદારી નીચે પાટણ ધારાનગરીનો મદ નષ્ટ કરી શકે છે. પણ તલવારની તે તીખી ધારમાં સંસ્કાર રેડવાની તાકાત નથી, સર્વવિજયી સમશેર સંસ્કૃતિનાં બીજ રોપતી નથી. માલવરાજને હરાવનાર સિદ્ધરાજ “ભોજવ્યાકરણ”ની ઊણપથી ઝાંખો પડે છે. ધારાનગરીના પંડિતોની સંસ્કારસભાની સરખામણી આગળ, પટ્ટણીઓની–ગુજરાતની–સમશેરસભા શુષ્ક લાગે છે. સિદ્ધરાજ – સર્વવિજયી સિદ્ધરાજ પુકારે છેઃ—

“... ... ... **किं नास्मत्कोशे शास्त्रपद्धतिः ।**
**विद्वान्कोपि कथं नास्ति देशे विश्वेऽपि गूर्जरे ॥**”

અને પુકારનો પડઘો પાડે છે. સભા મૂક વદને હેમચંદ્ર પ્રતિ માત્ર અવલોકી યશાભિલાષી રાજવી ગુર્જરસભાની અશક્તિ સમજે છે અને પ્રાર્થે છે. ગુર્જરસાહિત્યસ્વામીનેઃ—

“ ... ... ... ... ... ...
**पूरयस्व महर्षे त्वं विना त्वमग्रे कः प्रभुः ॥**
**यशो मम तव ख्यातिः पुण्यं च मुनिनायक ।**
**विश्वलोकोपकाराय कुरु व्याकरणं नवम् ॥**”

અને આપણે જોઈએ છીએ ગુજરાતના એ સમર્થ જ્યોતિર્ધરને,

ગુર્જરસાહિત્યસ્વામીઓના એ શિરોમણિને સારા યે આર્યાવર્તમાં સાહિત્યના અદ્દભુત સર્જનમાં વિરાટસ્વરૂપે. તે શું નથી સર્જતા ?

" क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवंद्वयाश्रया-
लंकारौ प्रथितौ नवंप्रकटितं श्री योगशास्त्रं नवम् ॥
तर्कः सञ्जनितो नवो जिनवरादीनां चरित्रं नवम् ।
बद्धं येन न केन केन विधिना मोहः कृतो दुरतः ॥ "

ધારાનગરીની વિદ્વત્તા તો શું પણ કાશ્મીર, કાશી ઇત્યાદિ સર્વધામોની સાથે સ્પર્ધા કરી શકે, તેવું વિદ્યાધામ પાટણને બનાવવાને સાહિત્યને અનેક સ્વરૂપે સર્જી 'કલિકાળસર્વજ્ઞ' નું નામ સાર્થક કરે છે. અને પાટણ તેમજ ગુજરાતનું સ્થાન સાહિત્યમાં અમર કરે છે. મિત્રો ! આપણે ન ભૂલીએ કે સાહિત્યને સંસ્કૃતમાં સમાવી દઈ, સાહિત્યની ઇજારાપદ્ધતિનો વિરોધ કરનાર પ્રાકૃત વ્યાકરણ રચી, કમનસીબે મોટે ભાગે લુપ્ત થયેલ સાહિત્યમાંથી અનેક અવતરણ અને ઉલ્લેખ આપી, લોકસાહિત્ય પણ ઉચ્ચ સાહિત્ય છે, તેનું સમર્થન કરનાર તે લોકસાહિત્યકાર હતા, મૂલ્ય-પરિવર્તનકારી સુધારક હતા.

ગુજરાતના એ સમર્થ જ્યોતિર્ધરના હૃદયસાગરનાં ઊંડાણ સાગરશાં હતાં. એકાન્તવાદ્સ્યાદ્વાદને માત્ર પાંડિત્યનો વિષય નહિ પણ પોતાના જીવનના અણુઅણુમાં વ્યાપ્ત કરનાર મહાપુરુષની ઉદાર દૃષ્ટિ, દૂર સુદૂર ક્ષિતિજની મર્યાદાઓને પણ વટાવતી હતી. સોમનાથની યાત્રાનો એ પ્રસંગ, શિવવંદનાર્થે થયેલું એ આમંત્રણ, વિરોધીઓની ચાણક્યનીતિનો તે પ્રસંગ ગમે તેવી કપરી પરીક્ષાનો લાગ્યો હશે, પણ ગળથૂથીમાંથી જ ધાર્મિક સહિષ્ણુતાના પયપાન કરનાર, અનેકાન્તવાદને પચાવનાર, મહાયોગીને મન તો તે જીવનનો એક સામાન્ય પ્રસંગ માત્ર હતો.

" भवबीजाङ्कुर जनना रागाद्या क्षयमुपगता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनोवा नमस्तस्मै ॥ "

—ના ભવ્ય અને ચિરંજીવી ઉદ્દગાર એકાકી નથી, જીવનવ્યાપી છે; તેમની રાજનીતિ નથી, જીવનનીતિ છે; તેમના જીવનમાંથી, જીવન-સાહિત્યમાંથી એકધારાં સૂત્રો વહે છે.

" यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्य भिधया यया तया
वीतदोषकलुषः सचेद्भवानेक एक भगवन्नमोऽस्तुते ॥

અથવા ટૂંકમાં

... ... ... ... ... ... ... ... ...

... ... .. ... ... ... ... ... ...

तं वंदे साधु वंद्यं ... ... ...
बुद्धं वा वर्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥"

પ્રાકૃત વ્યાકરણ અને 'દેશીનામમાલા' ના રચનાર, ગુજરાતની અસ્મિતાનાં પ્રથમ દર્શન કરનાર ગુજરાતના સાહિત્યસ્વામીએ મહારાજ કુમારપાળને પ્રસંગોપાત્ત જે ભવ્ય અને ગૌરવભર્યો નિસ્પૃહી પ્રત્યુત્તર પાડ્યો હતો, તેથી તેમની ભવ્યતા ને મહત્તા અનેકગણી વધે છે અને હેમચંદ્રાચાર્ય ને કુમારપાળનો સંબંધ વિષે સ્પષ્ટ ખ્યાલ આપે છે! શ્રી. હેમચંદ્રાચાર્ય કુમારપાળ મહારાજને કહે છે:—

"भुञ्जीमहि वयं भैक्ष्यं जीर्णवासो वसी महि।
शयीमहि महीपृष્ठे कुर्वीमहि किमीश्वरैः ॥"

જે મહાપુરૂષનાં ગુણગાન કરવા આપણે એકઠા થયા તે 'હેમયુગ'ની પછી, સોલંકીઓ પછી વાઘેલા, અને ઇતિહાસપ્રસિદ્ધ કરણઘેલાની મુસલમાન – મોગલ અને પછી, મરાઠા એમ અનેક રાજપલટાઓ અનુભવતું ગુજરાત એ રાજપલટાઓથી કુદરતના કોપ–પલટાઓથી પાટણ મુક્ત ન જ રહી શકે. અને એ પ્રાચીન પાટણ માત્ર ગૂર્જરદેશની રાજધાનીના ગૌરવભર્યા સ્થાનેથી જ નહિ પણ પ્રાંતના એ મુખ્ય શહેર તરીકેના સ્થાનેથી યે વંચિત રહી, તેના અર્વાચીન સ્વરૂપમાં દુર્ભાગ્યવશાત્ જિલ્લાનો એક તાલુકો માત્ર બની રહ્યું છે.

છેવટે ગયે વર્ષે કરાંચી મુકામે થયેલા ઠરાવાનુસાર 'શ્રી. હૈમ સારસ્વત સત્ર' એટલે 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ની ખાસ બેઠકના આ પ્રસંગે, અમારા સ્વાગતમંડળના આમંત્રણને માન આપનાર આપ સર્વેને હાર્દિક આવકાર આપું છું, અને પાટણ અને ગુજરાતને માટે ગૌરવભર્યા આ શુભ પ્રસંગે પ્રમુખપદ લઈ શોભાવવા, આપણા માનવંતા મહેમાન નામદાર કનૈયાલાલ માણેકલાલ મુનશીને વિનંતિ કરું છું.

## આવેલા સંદેશાઓ

સ્વાગતાધ્યક્ષના પ્રવચન બાદ સત્રને વિજય ઇચ્છતા નીચેની વ્યક્તિઓ તરફથી તાર તથા પત્રો મળ્યા હતા, તે પરિષદના મંત્રી શ્રી. અંબાલાલ જાનીએ આવ્યા તે ક્રમમાં વાંચી સંભળાવ્યા હતા:—

શ્રી. વિજયવલ્લભ સૂરિજી, શ્રી ગોવિંદભાઈ દેસાઈ, પંડિત સુખલાલજી (બનારસ); શ્રી. લલ્લુભાઈ દીપચંપ ઝવેરી, મુંબાઈ; શ્રી. ભીમજી હ. સુશીલ, શેઠશ્રી રતનલાલ મગનભાઈ હરિભક્તિ, વડોદરા; શ્રી. મણિલાલ મોહનલાલ કરાંચી; શ્રી. મોહનલાલ હેમચંદ, મુંબાઈ; ભિક્ષુ જેઠમલજી, ભાવનગર; શ્રી. મગનલાલ હરજીવનદાસ ભાવનગરી, અમદાવાદ; શ્રી. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, મુંબાઈ; શ્રી. ડૉ. મણિલાલ એલ. પરીખ, વડોદરા; શ્રી. વ્યવસ્થાપક, પુસ્તકાલય, વડોદરા રાજ્ય, વડોદરા; શ્રી. મહારાણા સાહેબ, લુણાવાડા સંસ્થાન; શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા, લુણાવાડા; શ્રી ભગુભાઈ શંભુનાથ ધારેખાન, અમદાવાદ; શ્રી. સંચાલક, શ્રી. આત્માનંદ જૈન ગુરુકુલ પંજાબ, ગુજરાનવાલા; શ્રી. ભોગીલાલ રતનચંદ વોરા. અમદાવાદ; શ્રી લક્ષ્મીદાસ, મુંબાઈ; શ્રી. જુગતરામ એચ. વૈદ્ય, મુંબાઈ; ના. મહારાણાશ્રી, ધરમપુર સંસ્થાન; મુંબાઈ; શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી, બાલજીવન, વડોદરા; શ્રી. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાલ સુરત; શ્રી. લલિતજી, લાઠી; શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ, અમદાવાદ; શ્રી. ચુનીલાલ બી. મહેતા, મુંબાઈ; શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, કરાંચી; શ્રી. ભાઈલાલ દાજીભાઈ અમીન, વડોદરા; મુનિશ્રી વિદ્યાવિજયજી, કરાંચી; શ્રી. જયચંદ્ર વિદ્યાલંકાર, મુંબાઈ; શ્રી. વિદ્યાધિકારી, વડોદરા રાજ્ય, વડોદરા; શ્રી. મણિલાલ હાલાભાઈ, કલકત્તા; શ્રી. વાડીલાલ મોતીલાલ શાહ, મંત્રી, શ્રી. જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ–કેળવણી પ્રચાર સમિતિ, બોરસદ; શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, મુંબાઈ, શ્રી. ચુનીલાલ ઉત્તમચંદ, મુંબાઈ; શેઠશ્રી કાંતિલાલ ઈશ્વરલાલ, મુંબાઈ; પ્રમુખ, સાહિત્યસભા, રંગૂન.

## દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો પ્રસ્તાવ

ત્યારબાદ ના. શ્રી. મુનશીને પ્રમુખપદ લેવાની વિનંતિ કરવાનો પ્રસ્તાવ દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ નીચેના શબ્દોમાં રજૂ કર્યો હતો.

પાટણમાં ગુજરાતી સાહિત્ય પરિષદની ખાસ બેઠક અને શ્રી.

હૈમ સારસ્વત સત્રની ઊજવણી માટે કોઈને વિચાર આવ્યો હોય અને પાટણને આટલે વર્ષે આટલું ગૌરવ પ્રાપ્ત કરવાનું હોય તો તે શ્રી. મુનશીને લીધે છે અને તેથી જ તેઓ પ્રમુખપદ શોભાવે એ સર્વ રીતે યોગ્ય જ છે. એમની ઉચ્ચ સાહિત્યકાર તરીકેની ખ્યાતિ ગુજરાત અને ગુજરાત બહાર સારી પેઠે જાણીતી છે. તેઓ કરાંચી ખાતે સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખ નિમાયા તેથી તેઓ પ્રમુખ તો ચાલુ જ છે. પણ આજનો મેળાવડો ખાસ ભરાયેલો છે, તેથી પ્રમુખપદ લેવા માટે એમને જે વિનંતિ થઈ છે, તેને હું મારા તરફથી હૃદયભેર ટેકો આપું છું.

આ પછી આ પ્રસ્તાવને અનુમોદન આપતાં ડો. હરિપ્રસાદ દેસાઈએ કહ્યું :-

શ્રી. મુનશીજી જ્યારથી સાહિત્ય પરિષદમાં આવ્યા ત્યારથી એનાં રૂપરંગ બદલાઈ ગયાં છે; એટલું જ નહિ, પણ રંગૂન, મદ્રાસ, કોલંબો સુધી – મહાગુજરાતનાં દૂર દૂરનાં સંસ્થાનોની વેલો સુધી તેની લાગવગ વધારી દીધી છે.

સહસ્રલિંગ તળાવનું ખોદકામ અમે કાલે જોયું. તેની પુરાણી મહત્તા, નૃત્યકળા, વીરતા—એનાં થોડાં દર્શન કર્યાં. સ્વ. શ્રી. પંડયાના વિદ્યાર્થીગૃહમાં પણ કાલે જવાનું અમને સદ્ભાગ્ય થયું. શિક્ષકોએ ત્યાં ઘણી વસ્તુઓ રજૂ કરી હતી. જૂનાં દેવદેવીઓને સજીવન થયેલાં ત્યાં જોયાં. મને ખાતરી છે કે આ સત્રમાં માત્ર ભંડારોને જ સજીવન કરતા નથી, પણ સાથે સાથે શ્રી. મુનશીના પ્રતાપે જે અસ્મિતા જાગ્રત થયેલી છે, તેનો વિકાસ થશે. શ્રી. મુનશીએ ત્રણ વ્યક્તિઓ ગુજરાત સમક્ષ રજૂ કરી છે, ભગવાન ભાર્ગવ, કવિ નર્મદ અને શ્રી. હેમાચાર્ય. એમાં ભગવાન ભાર્ગવ ઇતિહાસ પહેલાંના યુગના છે. નર્મદાશંકરની શતાબ્દિ ગુજરાત અને બૃહદ્‌ગુજરાતમાં આજે શ્રી. હેમચંદ્રાચાર્યની ઊજવાય છે. અને જૈનભાઈઓ જે એમને પોતાના જ માનતા તેમને હવે આખું યે ગુજરાત પોતાના માનતું થઈ ગયું છે. આથી શ્રી. મુનશીજી પ્રમુખ તરીકે આ સત્રને માટે લાયક છે.

આ પછી દરખાસ્તને વધુ અનુમોદન આપતાં ડો. શ્રી. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકે કહ્યું કે:—



પાટણમાં શ્રી હેમ સારસ્વત સત્ર પ્રસંગે પ્રમુખ **શ્રી. કનૈયાલાલ મુનશી**નું સ્વાગત

જેમ સરદારશ્રી વલ્લભભાઈ મહાત્મા ગાંધીજીની Practical Editon છે તેમ શ્રીયુત મુનશીજી શ્રી હેમચંદ્રાચાર્યજીની આ નવીન દેશાકાલાનુરૂપ નવીન આવૃત્તિ છે. આ પછી શ્રી. મુનશીજીના નાનપણના કેટલાક પ્રસંગોનો ઉલ્લેખ કરી એમની હાલની અનેકવિધ પ્રવૃત્તિઓને ગણાવી કહ્યું કે આવા ઐતિહાસિક સત્ર માટે એમના જેવા પ્રેરક પ્રમુખ મેળવવા એ આપણું અહોભાગ્ય છે.

### શ્રી. કનૈયાલાલ મુનશીનું વ્યાખ્યાન

આ પછી શ્રી. મુનશીજીએ શ્રોતાજનોના ચાલુ તાળીઓના નાદ વચ્ચે વ્યાખ્યાનપીઠ ઉપર જઈ પોતાના છાપેલા વ્યાખ્યાન સાથે કેટલુંક મૌખિક વ્યાખ્યાન શરૂ કર્યું હતું:—

" હૈમ સારસ્વત સત્રમાં પધારેલાં સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આ હૈમ સારસ્વત સત્રનું પ્રમુખપદ લેતાં મને ઘણો સંકોચ થાય છે. હૈમ સારસ્વત સત્રની યોજના કરાંચી સાહિત્ય પરિષદ સંમેલન સમક્ષ મેં રજૂ કરી હતી; ત્યારે, ઘણા વર્ષોથી મેં જે સંકલ્પ કર્યો હતો, તે પાર પાડવાની મેં તક સાધી હતી ને અને તે સંકલ્પ એ હતો કે, ગુજરાતી સાહિત્ય પરિષદ. હંમેશને માટે, જે ગુજરાતી ભાષાના અને સાહિત્યના અગ્રણી વિધાતા છે, તેની સાથે જોડી દેવી; તેથી આપણે ગુજરાતી સાહિત્યના સ્વામીઓનો પૂરો ઇતિહાસ મેળવીએ તો તે નરસિંહ મહેતા કે ભાલણથી નહિ પણ છેક હેમચંદ્રાચાર્યથી જોઈ શકીએ. આમ આ પ્રસંગ સુધી હું હેમચંદ્રાચાર્યના સાથે સંકળાનો રહ્યો છું.

### પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ

અત્યાર સુધી પરિષદ મળતી ત્યારે સાહિત્યની આપ લે કરતા વિવાદમાં વધારે વખત જતો. આજે પહેલી વાર પરિષદ માત્ર સાહિત્યનું સત્ર ઊજવે છે, તે પણ અણહિલવાડ પાટણમાં અને તે વળી ગુજરાતી સાહિત્યકોના શિરોમણિ એવા શ્રી. હેમચંદ્રાચાર્યના સ્મરણ નિમિત્તે. પરિષદના જીવનમાં આજનો પ્રસંગ અનેરો છે; તે ગુજરાતની ઘડતરભૂમિમાં તેની અસ્મિતાના આદ્યદ્રષ્ટાને અર્ધ્ય આપવા મળે છે.

આજને પ્રસંગે ગુજરાતી સાહિત્યના સેવકો અને પોષકો એવા

જે નરો આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે, તેમનું સ્મરણ થયા વિના રહેતું નથી. શ્રીમંત મહારાજા ગાયકવાડના અવસાનથી આપણા સાહિત્યને બહુ મોટી ખોટ પડી છે. સાહિત્ય પરિષદ સાથે તેમનો નિકટનો સંબંધ હતો અને ગુજરાતી સાહિત્યની એમણે કિંમતી સેવા કરી છે. સાથે, આપણી પાસેથી ચાલ્યા ગયેલા બીજા ગૃહસ્થોનું પણ સ્મરણ થાય છે: દી. બ. કેશવલાલ ધ્રુવ, દી. બ. નર્મદાશંકર, શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી, શાસ્ત્રી શ્રી. હાથીભાઈ અને શ્રી. બળવંતરાય પી. ઠાકોર. આ બધાએ જુદી જુદી રીતે સાહિત્ય-સેવા કરી છે. આ બધા સાહિત્ય પરિષદનાં બાહ્ય અંગો હતા, જ્યારે એનાં અંતરંગોમાંના એક શ્રી. હીરાલાલ પારેખ આપણામાંથી ચાલ્યા ગયા છે. એમનું અવસાન મારે માથે તો એક ઘા સમાન થઈ પડ્યું છે. શ્રી. પારેખ પરિષદના આત્મા સમાન હતા. તેમના વિના પરિષદનું મંડળ સાવ સૂનું જ લાગે છે. સને ૧૯૨૨ થી તે છેક મૃત્યુપર્યંત તેમણે ગુજરાતી સાહિત્ય પરિષદની એકધારી સેવા કરી છે.

આ વખતે છેલ્લાં પંદર–સત્તર વરસોમાં સાહિત્ય પરિષદે કરેલી પ્રગતિનો પણ ઉલ્લેખ કર્યા સિવાય રહેવાતું નથી. ગુજરાતી સાહિત્ય પરિષદ અનેક મુસ્કેલીઓમાંથી પસાર થઈ છે, અનેક વાર પરિષદનું નાવ ખરાબે ચડી ભાંગી જતાં બચ્યું છે; પણ હવે એ તોફાનના દિવસો પૂરા થયા છે. આજે પરિષદ પાસે પૈસો છે એટલું જ નહિ પણ ગુજરાતની ચાર–પાંચ અગ્રગણ્ય સાહિત્ય સંસ્થાઓનો એને પૂરેપૂરો સહકાર છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા વગેરે આજે એને સાથ આપી રહી છે.

પાટણમાં આ સત્રનું પ્રમુખપદ લેવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે, તેમાં વિધિનો હાથ દેખાય છે. બાલપણમાં મેં Graves of Vanished Empire એ નામનો લેખ લખ્યો, ત્યારથી પાટણને મેં ગુજરાતની અસ્મિતાનું આધારબિન્દુ માન્યું છે. ઈતિહાસકારો પાટણ અને તેના મહાપુરુષોની કથા વિસ્તારથી કહી શકશે. ખરી દૃષ્ટિએ આ ગાયકવાડી મહેસાણા પ્રાંતનું ગામ નથી, પણ સામર્થ્ય અને સમૃદ્ધિ, વિદ્યા અને રસિકતામાં અયોધ્યા ને પાટલીપુત્ર, રોમ, એથેન્સ ને પારિસનું સમોવડિયું શહેર છે.

अणहिल्ल पाटकनगरं
सुरमन्दिर रुद्ध तरणिहयमार्गम्
यस्यास्ति राजधानी राज्ञोऽयोध्येव रामस्य।

પાંચમી સદીમાં લાખ્ખારામથી તેરમી શતાબ્દી સુધી આ પુણ્ય-ભૂમિએ શા શા ચમત્કારો નથી જોયા? ગામ રૂપે એણે જન્મ લીધો ત્યારથી ઘણી યે બાબતમાં એ પ્રથમ હતું. હેમચંદ્રાચાર્ય પોતે એને ધર્માગાર કહે છે.

प्राक् शौर्यवृत्तौ प्राक् शास्त्रे
प्राक् शमे प्राक् समाधिषु।
प्राक् सत्ये प्राक् षड्दर्शन्याम्
प्राक् षडङ्ग्यामितोजनः॥

આ ભાગ્યશાળી ભૂમિએ વનરાજની વીરતા જોઈ ને ચાલુક્યવીર મૂલરાજની શક્તિનાં દર્શન કર્યાં. બાણાવળી ભીમની હાકે ગાજી, સિદ્ધ ચક્રવર્તી જયસિંહદેવનાં સામર્થ્ય ને વ્યવસ્થાશક્તિથી અંકિત થઈ, પરમભટ્ટારક કુમારપાલનાં નૈતિક શાસનોની એ પ્રયોગશાળા બની અને વસ્તુપાલ તેજપાલનાં ઔદાર્ય ને મુત્સદ્દીગીરીનાં એણે દર્શન કર્યાં. નૃત્ય ને ગીત, રસ ને ઉલ્લાસથી એની દિશાઓ ગાજતી.

यत्र यत्र प्रसर्पन्ति सलीलं यन्मृगोदृशः।
दासीव दृष्टिरन्वेति तत्र तत्र विलासिनाम्॥
वीक्षिता वलितग्रीवं तन्वीभिर्यत्र केऽपि यत्।
मन्ये व्यावर्तितांगेन तेऽनङ्गेनार्पिताहिनाः॥
रूपेणाप्रतिमाः कांता यत्र धात्रा कृताः सिला।
तथापि प्रतिमास्तासां संजाना रत्नभित्तिषु॥

અદ્‌ભુત સ્થાપત્યે એને સૌન્દર્યના સત્ત્વ સરખી બનાવી દીધી હતી. 'અશેષવિદ્યાપારંગત' શ્રી. દીર્ઘાચાર્ય તપોનિધિ (વિ. સં. ૯૯૫)ના સંસ્કારોએ, કૌલ કવિ ધર્મની કૃતિઓએ, અભયદેવસૂરિ જેવાનાં આર્ત્ત ઊર્મિકથનોએ અને શ્રીપાલથી સોમેશ્વર સુધીના કવિઓની

કાવ્યસમૃદ્ધિએ એને સંસ્કારી કરી. પણ એ બધામાં બે હતા શ્રેષ્ઠ; એક શૌર્ય અને વ્યવસ્થાનો સ્વામી, જેણે ગુજરાતમાં રાજકીય ઐક્ય સ્થાપી સ્વરૂપ આપ્યું અને બીજા સાહિત્યના સ્વામી, જેણે ગુજરાતને કલ્પી શબ્દમાં ઉચ્ચારી, તેને સાહિત્ય વડે સરજી અસ્મિતા આપી. સિદ્ધરાજ ને હેમચંદ્રને એક કરતું સિદ્ધહેમ એ માત્ર વ્યાકરણ નથી. ગુજરાતનું જીવનઝરણું નિઃસારતી કૃપાશ્રયી ગંગાત્રી છે.

આજે આપણે જેને ગુજરાત કહીએ છીએ એનો પિતા તો છે સિદ્ધરાજ. મૂલરાજે જે શરૂ કર્યું તે એના વંશજે પૂરું કર્યું. ગુર્જરમંડલ ને લાટ, સોરઠ ને કચ્છ, એ એના બાહુબળે ભેગાં મળ્યાં અને એના સતત યુદ્ધોત્સાહમાં એકતા પામ્યાં. પણ મેં ફરી ફરી કહ્યું છે તેમ ગુજરાત પ્રાંત નથી, માત્ર જનસમુદાય નથી, માત્ર સાંસ્કારિક વ્યક્તિ નથી; એ તો પેઢીધર ગુજરાતીઓએ સંકલ્પપૂર્વક સેવેલી, પેઢીએ પેઢીએ નવી સિદ્ધિ પામતી, સામુદાયિક ઇચ્છાશક્તિએ સબળ બનેલી જીવનભાવના છે; એ ભાવનાનું તીવ્ર ભાન તે ગુજરાતની અસ્મિતા. એ અસ્મિતા હેમચંદ્રાચાર્યની કલ્પનામાં પ્રગટી, બ્રહ્માના માનસમાંથી સરસ્વતી પ્રગટી હતી તેમ.

શ્રી. હેમચંદ્રાચાર્યનું સત્ર ઊજવવાની મને પહેલેથી ઇચ્છા હતી. એમને ગુજરાતી સાહિત્યમાં પાછા લાવવાનાં સ્વપ્નાં હું મૂળથી સેવતો હતો. એ ઇચ્છા આજે સફળ થઈ છે, એ સ્વપ્નાં આજે પાર પડ્યાં છે અને હેમચંદ્રાચાર્ય આજે આપણી વચ્ચે પાછા આવ્યા છે. સમસ્ત ગુજરાતની જનતાએ આજે એમને ફરીથી અપનાવ્યા છે. દસમી સદીમાં ગુજરાતી સાહિત્યની શરૂઆત થઈ એવો મારો દાવો છે; એની પાળ તો દસમી સદીમાં શ્રી. હેમચંદ્ર અને સિદ્ધરાજના વખતમાં બંધાઈ હતી. સાહિત્ય પરિષદ, ભારતીય વિદ્યા ભવન અને શ્રી. હેમાચાર્યના નામ સાથે એક ભવ્ય સ્મારક મુંબઈમાં પણ ઊભું કરવાનું છે. ઇશ્વરની ઇચ્છા હશે તો ડિસેમ્બર સુધીમાં એ થઈ જશે એવી મને આશા છે. કારણ કે એમાં રૂ. ૫૨,૦૦૦ લગભગ પૂરા થઈ ગયા છે.

ગઈ કાલે અમે પાટણનું સહસ્રલિંગ તળાવ જોયું. એ જોયા પછી એમાં આટલું સ્થાપત્ય હશે, આટલી વિશાળ કલા હશે એનો

ખ્યાલ જ ન્હોતો આવ્યો. જે સૌન્દર્ય આજે જોઈએ છીએ એ અગાઉ અનેકગણું હશે. એની ગત ભવ્યતાનો ખ્યાલ આ તળાવ પરથી જ આવી શકે છે. આ તળાવ આખું ખોદાઈ રહે તો દુનિયાની સૌથી સુંદર વસ્તુઓમાં સહસ્રલિંગ ગણાય. સહસ્રલિંગ તળાવમાં, રાણીની વાવમાં ગિઝનીને મારીને હઠાવનાર વીર ભીમદેવનાં પગલાં થયાં હશે ! અને સિદ્ધરાજ જેવા પ્રતાપી રાજાએ અને કેટલાય મહાન આચાર્યો અને વિદ્વાનોએ એ પત્થરોને પવિત્ર કર્યા હશે.

ધંધુકાના મોઢ વાણિયાનો એ છોકરો. સં. ૧૧૪૫ માં એ જન્મ્યો. પાંચ વરસે એણે દીક્ષા લીધી. એકવીસમે વરસે એ આચાર્ય થયો. એ થયો તપસ્વી, મુત્સદ્દી અને વિદ્યાનિધિ. વરસો સુધી પાટણના સંસ્કારસ્વામીઓમાં એણે ચક્રવર્તી પદ ભોગવ્યું. સિદ્ધરાજના વિજયોમાં, ધનિકોની વ્યાપારશક્તિમાં, લોકોના ગગનગામી ઉત્સાહમાં એમની કલ્પનાએ એક અને અપૂર્વ ગુજરાતનું દર્શન કર્યું. જૈન સાધુને સાહજિક એવું પરિભ્રમણ ત્યાગી એમણે એમની કલ્પનાના ગુજરાતને ચરણે જીવન ધર્યું એમની સર્જકતાએ નવી કલ્પનાસૃષ્ટિ રચી. પાટણ અયોધ્યાથી વધ્યું. નગરોમાં પ્રથમ સ્થાન પામ્યું.

ગુજરાતી કલ્પનાને તેનાં સહસ્ર પ્રતિબિંબો વડે ચમકાવનાર સિદ્ધરાજ વિક્રમાદિત્યની ભભક શોભતા થયા. ચાલુક્યવંશે રઘુવંશની અમરકીર્તિ પ્રાપ્ત કરી ને ઐતિહાસિક મહત્તાની પશ્ચાદ્‌ભૂમિ રચાઈ. સોરઠ ને માલવાના પરાજયે ગર્વ પ્રેર્યો. રાજપિતામહ આમ્રભટે મેળવેલા વિજયની સ્મરણકથાએ યુયુત્સુતાની પ્રણાલી રચી. માંસ અને દારૂનિષેધની ઘોષણા કરાવી એમણે નૈતિક વિશિષ્ટતાનો અદ્‌ભુત રંગ પૂર્યો. અને સાહિત્ય, શાસ્ત્ર, ને વિદ્યાની એમણે સંઘરેલી સમૃદ્ધિ વડે શિષ્યો ને સાહિત્યકારોની કલ્પના રંગી, પાટણને ગુજરાતનો આત્મા કરી સ્થાપ્યું; પણ હેમચંદ્ર માત્ર કલિકાલ-સર્વજ્ઞ નહોતા. એમણે વિદ્વાનો જીત્યા, અથાગ જ્ઞાનને વલોવી કૃતિઓ રચી. એમણે ગુજરાતીઓને સંસ્કૃત સાહિત્યમાં સ્થાન અપાવ્યું. એ મુત્સદ્દીઓમાં ઘૂમ્યા અને રાજ્યાધિકાર પર નૈતિક સત્તા બેસાડી. મહત્ત્વાકાંક્ષાથી ઊછળતા ગુજરાતની મહત્તાને શબ્દદેહ આપ્યો. પણ એ ઉપરાંત એ મહત્તાને કલ્પનાજન્ય અપૂર્વતાનો એમણે ઓપ

ચડાવ્યો. જ્યારે એ સદ્‌ગત થયા ત્યારે ચાલુક્યોની જાગીર અલોપ થઈ ગઈ. વિજયી સેનાઓનું વિશ્રામસ્થાન અદૃશ્ય થઈ ગયું. વીરતા, સંસ્કાર ને સામર્થ્યથી શોભતી લોકસમૂહની કલ્પનામાંથી એક અને અવિયોજય ગુજરાત બહાર પડ્યું.

આઠસો પચાસ વર્ષ વહી ગયાં છતાં હેમચંદ્રની એ કલ્પનામૂર્તિ હજી ગુજરાતી બોલતા લોકસમૂહની કલ્પનામાં ને જીવનમાં જીવે છે, દિને દિને વધારે જ્વલંત ને પ્રતાપી.

ફરીથી ગુજરાતના એક મોઢ વાણિયાએ બળથી, બુદ્ધિથી, મુત્સદ્દીગીરીથી, આત્મબળથી ગુજરાતને અને સાથે હિન્દને નવું સ્વરૂપ આપ્યું છે. એની પ્રેરણાથી પ્રતાપ ને સંસ્કાર, સાહિત્ય ને સેવાનો સાગર ઊછળ્યો છે. તેનાં તે નૈતિક શાસનો વધારે સર્વવ્યાપી લિપિએ ફરી લખાયાં છે. સિદ્ધહેમે સરજાવ્યું તેને ગાંધીજીએ હૃષ્ટપુષ્ટ બનાવ્યું. ગુજરાત આજે ભવિષ્યને આંગણે ઊભું છેઃ એક વીર, એક સાહિત્યકાર ને એક મહાત્મા એ ત્રિપુટીની શક્તિ, બુદ્ધિ, ને વ્યવસ્થાશીલતાનું ધણી.

પ્રમુખપદ આપવા માટે હું આપનો બધાનો પુનઃ આભાર માનું છું. મારી એવી પ્રાર્થના છે કે, ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી શ્રી. હૈમ સારસ્વત સત્ર ઉજવાય છે તેથી ગુજરાતમાં નવું જોમ આવે, ઓપ આવે !

× × ×

આ પછી સત્રને અંગે આવેલા નિબંધોનું સારરૂપે વાચન હાથ પર લેવામાં આવ્યું હતું, જેમાં મુનિ પુણ્યવિજયજી, ડૉ. ભટ્ટાચાર્યજી ડૉ. મણિલાલ પટેલ, શ્રી મોતીચંદ કાપડિયા, પ્રો. મંજુલાલ મજમુદાર, પ્રો. કે. હિ. કામદાર, શ્રી રામલાલ ચુનીલાલ મોદી વગેરેનાં નિબંધો હતા.

આ સાથે આજના દિવસનો કાર્યક્રમ પૂરો થતાં બાકીનું કાર્ય બીજા દિવસ માટે રાખવામાં આવ્યું હતું.

× × ×

બપોરના ત્રણ વાગે પાટણ શહેરના નાગરિકો તરફથી શ્રી. કનૈયાલાલ મુનશીને જાહેર અભિનંદન આપવા સત્રના મંડપમાં જાહેર મેળાવડો થયો હતો.

× × ×

આ પછી મધ્યસ્થ સભા અને સામાન્ય સભાઓ ભરાઈ હતી.

× × ×

બાદ સાંજના પ્રમુખશ્રી, પરિષદની મધ્યસ્થ સભાના સભ્યો તથા અન્ય મહેમાનો મોટરોમાં પાટણથી વીસ માઈલ દૂર મોઢેરાનું ઐતિહાસિક સૂર્યમંદિર જોવા ગયા હતા. ત્યાંથી મોડી રાતે પાછા ફર્યા હતા.

× × ×

રાતે ગરબા ઉપરાંત ગઢવી મેરુભાના દુહાઓનો ડાયરો રાખવામાં આવ્યો હતો.



# ત્રીજો દિવસ

[રવિવાર, તા, ૯ એપ્રિલ : ૧૯૩૯]

સત્રનો ત્રીજા દિવસનો કાર્યક્રમ સવારે આઠ વાગે શરૂ થયો હતો. પ્રમુખશ્રીએ લાઠીના નામદાર ઠાકોર સાહેબ તથા કરાંચીથી મુનિશ્રી વિદ્યાવિજયજીના શુભેચ્છક સંદેશાનો ઉલ્લેખ કર્યો હતો. વખતનો અભાવ હોવાથી–લેખકોને તેમનું વાચન ટૂંકમાં પતાવી દેવાની વિનંતિ કરવામાં આવી હતી. આ પછી શ્રી. વલ્લભદાસ ગાંધી, શ્રી લાલચંદ ગાંધી, શ્રી. ભોગીલાલ સાંડેસરા, મુનિશ્રી જિનવિજયજી અને અન્ય પ્રતિષ્ઠિત લેખકોનાં નિબંધોનું સારરૂપ વાચન થયું હતું.

આ નિબંધ વાચન સમયે વડોદરાના નામદાર દીવાન સાહેબની પધરામણી થઈ હતી—જેમનો સર્વેએ સત્કાર કર્યો હતો.

આ પછી શ્રી. જ્યોતીન્દ્ર હ. દવેએ તેમની લાક્ષણિક શૈલીમાં પ્રસંગોચિત ભાષણ આપી સર્વને મુગ્ધ કર્યા હતા.

આ પછી સત્રના પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, હવે આપણો કાર્યક્રમ પૂરો થાય છે. માત્ર ઔપચારિક વસ્તુઓ પૂરી કરી ઉપસંહાર કરવો બાકી છે. પહેલાં, હૈમ સારસ્વત સત્રમાં નામદાર દીવાન સાહેબ છેલ્લે છેલ્લે આવી પહોંચ્યા છે, તે માટે આનંદ થાય છે. સદ્‌ગત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ અને પરિષદને જૂનો સંબંધ છે. સાહિત્ય પરિષદની વડોદરાની બેઠકમાં સદ્‌ગત મહારાજાશ્રીએ જાતે આખો વખત હાજરી આપી હતી. વડોદરા રાજ્યમાં ભરાયલી આ પરિષદમાં મહારાજા સાહેબ આવ્યા નથી, પણ તેમના પ્રતિનિધિ આવ્યા છે તે દર્શાવે છે કે, આટલે વર્ષે પણ તે સંબંધ જેવો ને તેવો જ

છે. સદ્‌ગત મહારાજા સાહેબ પરિષદ સાથે નિકટનો સંબંધ રાખતા. તેઓશ્રી પરિષદના Patron (મુરબ્બી) હતા. તેઓશ્રી પરિષદની ઘણી જરૂરિયાતો અવારનવાર પૂરી પાડતા. વળી તેઓએ ગુજરાતીને માતૃભાષા બનાવી છે. વહીવટની ઑફિસોમાં પણ તેઓશ્રીએ ગુજરાતીનો જ પ્રચાર કર્યો છે.

પરમ દિવસે શ્રી. ગદ્રે મને સહસ્રલિંગ તળાવનું ખોદકામ જોવા લઈ ગયા, ત્યારે મને ખબર નહોતી કે, એ આટલું બધું સુંદર હશે. તે સાચવી ઉદ્ધાર કરવાનો જે પ્રયત્ન શ્રી. ગાયકવાડ સરકાર કરે છે, તે બદલ સાહિત્ય પરિષદે અભિનંદન આપવાં જોઈએ.

દીવાન સાહેબ ખાનગીમાં કહે છે કે, એમને ગુજરાતી સારી પેઠે આવડે છે, પણ તે બોલી શકતા નથી. પણ જ્યારે તેઓ દીવાનગીરીની પદવી ઉપર આવ્યા ત્યારે એકાદ માસમાં હું તેમને મળવા ગયો ત્યારે તેઓ બેઠા બેઠા ‘પાટણની પ્રભુતા’ વાંચતા હતા. તેમણે પાટણ જોયું છે કે નહિ તેની મને ખબર નથી, પણ મારું પાટણ તેમણે જોયું છે. અને સાહિત્યકાર તરીકે ગર્વ લઉં છું કે, તમારું છે તે કરતાં મારું સારું છે.

ત્યાર બાદ ના. દીવાન સાહેબને બોલવા પ્રમુખશ્રીએ વિનંતિ કરી હતી.

## વડોદરાના દીવાન સાહેબનું ભાષણ

નામદાર દીવાન સાહેબે તાળીઓના નાદ વચ્ચે અંગ્રેજીમાં જણાવ્યું હતું કેઃ

નામદાર શ્રી. મુનશીએ જણાવ્યું છે તેમ, ગુજરાતી સાહિત્ય પરિષદ સાથેનો શ્રી. ગાયકવાડ સરકારનો સંબંધ ઘણો જૂનો છે. કૈલાસવાસી મહારાજા સાહેબ સયાજીરાવ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં ભારે રસ લેતા હતા. પરિષદની અગાઉની એક બેઠકમાં તેઓશ્રીએ ઘણો આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અમારા યુવાન મહારાજા સાહેબ અહીં આવી આ સંમેલનમાં ભાગ લેવા ઘણા આતુર હતા; પરંતુ કેટલાક અનિવાર્ય સંજોગોને અંગે તેઓ આવી શકયા નથી. મને

અહીં આવી કંઈક બોલવામાં આનંદ થાય એ સ્વભાવિક છે. દુર્ભાગ્યવશાત્ ગુજરાતી ભાષા અને સાહિત્યનું મારું જ્ઞાન એટલું થોડું છે કે, હું તેનાથી પૂરપૂરો અજ્ઞાત છું એમ જ કહું તો પણ ચાલે. પરંતુ મેં ગુજરાતી ઇતિહાસ અને સંસ્કૃતિનાં કેટલાંક સ્વરૂપોમાં સહેજસાજ રસ લીધો છે અને શ્રી. મુનશીની સુંદર કૃતિ 'Gujarat & Its Literature' મેં વાંચી છે. તે વાંચતાં એક વસ્તુએ મારું ધ્યાન ખેંચ્યું હતું અને તે એ છે કે, હિન્દનું પ્રત્યેક પ્રાંતીય સાહિત્ય કેવું લગોલગ રહીને વિકાસ પામ્યું છે! આમ આપણાં હિન્દી સાહિત્યોના વિકાસનાં ધોરણ સમાંતર રહેલાં છે.

નોકરીને અંગે મારે કેટલીક વેળા બનારસ જવું પડતું અને ફુરસદના સમયની મારી માનીતી મોજ એ હતી કે, હોડીમાં બેસી કલાકોના કલાકો સુધી નદીના પાણીમાં તેને હંકારવી અને એમ કરતી વેળા હું જોતો હતો કે, હિન્દના જુદા જુદા ભાગમાંથી આવતા યાત્રાળુઓ — સ્ત્રીઓ અને પુરુષો — એક સરખી રીતે એક જ જાતની પ્રાર્થનાઓ — જે બે-ત્રણ હજાર વર્ષો પૂર્વે રચાયલી હશે — થી દેવોની પૂજા કરતાં. મારી સ્મૃતિમાં રહેલો મારો એ એક અનુભવ છે.

મારો બીજો એક અનુભવ એ છે કે, તે પછી ઘણાં વર્ષો પછી જ્યારે હું રામનાડ જિલ્લામાં કલેકટર હતો ત્યારે ત્યાંના રામેશ્વર મંદિરમાં હિંદના બધા ભાગોમાંથી દરેક વર્ગના યાત્રાળુઓ આવતા. તેમાંનું પ્રત્યેક જણ પોતાની ભક્તિ દ્વારા જે મંદિર તેની સંસ્કૃતિનું મહાન મૂર્તસ્વરૂપ હતું, તેની પ્રત્યે અનુરાગ બતાવતું. આથી જોનારને મહદ્ આશ્ચર્ય થતું. આ ઉલ્લેખ સમાજના માત્ર અમુક વર્ગને જ લાગુ પડતો નથી. દૃષ્ટાંત તરીકે ત્યાં નેપાળના મહાન રાજવીઓ આવતા. સંખ્યાબંધ વેપારીઓ, વિદ્વાનો વગેરે પણ આવતા. પરંતુ તેઓ સર્વ એકજ વસ્તુને અનુલક્ષીને બોલતા અને એ જ આપણા સાંસ્કૃતિક જીવનનું ઐક્ય છે. જ્યારે હું શ્રી. મુનશીનું પુસ્તક વાંચતો હતો ત્યારે અને ગુજરાતી સંસ્કૃતિનાં જે જે સ્વરૂપોમાં હું થોડોઘણો રસ લઈ તે સમઝતો ત્યારે, જેમાં મારું ધ્યાન ખેંચાયું છે તે આજ વસ્તુ છે.

આથી આ પરિષદમાં જે વિચારોનું દર્શન કરાવવામાં આવ્યું છે તેનાથી આપણે બધા પરિચિત છીએ અને હું એક વખત ફરીથી કહું

છું કે, આપણા હિન્દનું સાંસ્કૃતિક જીવન વધુ ને વધુ સમૃદ્ધ થયું છે; કેમ કે આ બધી સ્થાનિક સંસ્કૃતિઓ હજારો વર્ષોથી આવશ્યક સમાન્તર ધોરણોએ વિકાસ પામી છે. આ જાતનું મારું દૃષ્ટિબિન્દુ રજૂ કર્યા બાદ હું કહી શકું છું કે, ગુજરાતી સંસ્કૃતિના જે જે પ્રેમીઓ અહીં એકત્રીત થાય છે,તેમને એક વિનંતિ કરવાની મને છૂટ છે, એમ હું આશા રાખું છું.

ડૉ. ભટ્ટાચાર્ય જે અહીં આવ્યા છે, તેમણે પાટણના ભંડારોમાં જે જે જૂના ગ્રન્થો છે તેની નામાવલિ હમણાં જ પ્રસિદ્ધ કરેલ છે. તે યાદીમાં એવા એક જ્ઞાનસમૂહની હયાતીની જાહેરાત કરવામાં આવી છે કે, જે પ્રસિદ્ધિ પામતાં આખાયે જગતને સમૃદ્ધ બનાવશે. હું આશા રાખું છું કે, જેઓ આ સંસ્કૃતિમાં રસ લઈ રહ્યા હોય તેઓ વિચારો અને વિદ્યાના આ ખજાનાને વિસ્તૃત દુનિયાને માટે સુગ્રાહ્ય કરશે. વડોદરા રાજ્યે આ દિશામા ડૉ. ભટ્ટાચાર્યની દેખરેખ નીચે કેટલુંક કાર્ય કર્યું છે. અમે ઇચ્છીએ છીએ કે, અમે જે કાર્ય કરી રહ્યા છીએ તેના વિકાસને ઉત્તેજિત કરવા અમે શક્તિવાન થઈશું. પરંતુ આ જાતનું કાર્ય નાણાં, વ્યવસ્થા અને સહકાર વગેરે માગે છે. જો ગુજરાતી સાહિત્ય પરિષદ આવો મેળ સાધી શકે, તો હિન્દની સંસ્કૃતિના કાર્યમાં ઘણી કિંમતી સેવા કરી ગણાશે- એક રાષ્ટ્ર સ્થૂલ પદાર્થો પ્રત્યેના તેના વલણથી મહાન નથી, પરન્તુ મન અને આત્માના ગુણો પ્રત્યેના તેના લક્ષબિન્દુથી જ હોય છે.

હું આશા રાખું છું કે આ વિનંતિને વ્યાપક અને ઉદાર જવાબ મળી રહેશે. એકવાર ફરી આ ઐતિહાસિક પ્રસંગ સાથે મારી નમ્ર રીતે હું જે સંબંધ જોડી શકયો છું, તેથી જે મહદ્ આનંદ થાય છે, તેનો ઉલ્લેખ કરું છું. મને હર્ષ થાય છે કે આ પ્રસંગ તેને યોગ્ય એવા મકાનથી અંકિત થાય છે, કે જેમાં ગુજરાતી સંસ્કૃતિના વારસારૂપ જે ઘણા કિંમતી ગ્રન્થો છે, તેનો સંગ્રહ થશે. હું શ્રી મુનશી, અન્ય માનવંતા ગૃહસ્થો અને પરિષદના કાર્યકર્તાઓને, અહીં આવી, પાટણમાં આ સંમેલન ભરવા માટે, ધન્યવાદ આપું છું.

હું માનું છું કે, આ સંમેલન અહીં ભરાયું એ ઘણું ઉચિત જ થયું છે અને હું જરૂર ઇચ્છું છું કે, આ ઐતિહાસિક સ્થળે આપણે વધુ અને વધુ સંમેલનો ભરીએ.

## ઉપસંહાર

આ પછી સત્રના પ્રમુખશ્રીએ નીચે મુજબ ઉપસંહાર કર્યો હતો:—

હું માની શકતો નહોતો કે પરિષદને પોતાને ત્યાં નોતરી પાટણ આટઆટલું સત્કારકાર્ય કરશે. પરંતુ શ્રી. હેમચંદભાઈએ મકાન અર્પણ કરીને અને દીવાન સાહેબે પધારીને આ પ્રસંગને ઐતિહાસિક બનાવ્યો છે.

શ્રી. હેમચંદ્રાચાર્યને ગુજરાતી સાહિત્યમાં પાછા આણવાનો જશ પરિષદ લે તેમાં કંઈ જ ખોટું નથી. પણ આ કાર્યમાં, ખરું જોતાં, શ્રી હેમચંદભાઈથી શરૂ કરી સ્વયંસેવક બહેનો, ભાઈઓ તથા મુનિરાજો વગેરેએ જે સક્રિય ફાળો આપ્યો છે તેમને બધાને જશ છે. તે સૌનો પરિષદવતી હું ઋણી છું.

'ગુજરાતના જ્યોતિર્ધરો' એ શબ્દ મેં સને ૧૯૨૫માં તે નામનું પુસ્તક લખ્યું ત્યારે વાપર્યો હતો. ત્યારથી તે જ્યોતિર્ધરોનાં તેજ લોકજીવનમાં ઊતરે તેવો બનતો પ્રયાસ હું કરી રહ્યો છું. જૈનો તરફ મારો દ્વેષ છે એ આક્ષેપનો રદિયો મુનિ શ્રી જીનવિજયજીએ આપ્યો છે. અને મારા તરફથી પણ ખાતરી આપું છું કે મેં જૈનને આમ ચીતર્યો, બ્રાહ્મણને તેમ ચીતર્યો એવા આક્ષેપો ખોટા છે. ગુજરાતની પ્રજા મારે માટે જૈન નથી, બ્રાહ્મણ નથી, અબ્રાહ્મણ નથી. ૧૯૦૭માં 'Cities of Gujarat' વાંચી ગુજરાતની જે ઐતિહાસિક મહત્તા મારી નજર આગળ ખડી થઈ, તે જ ૧૯૧૩માં મેં નવલકથામાં આલેખવા માંડી. આજે મને આનંદ એ છે કે જે આશાની તુનતુની વર્ષો અગાઉ મેં બજાવી હતી તે મારાં જીવતાં જ મૂર્ત બની છે.

હૈમ સારસ્વત સત્ર માટે મેં સૂચના કરી ત્યારે મનાતું હતું કે ગુજરાતના એ જ્યોતિર્ધરનો ઈજારો માત્ર જૈન પ્રજાનો છે. પણ ઈજારો મને ગમતો નથી. મારે તો હેમચંદ્ર કોણ હતા, કેવા હતા તેમણે શું શું કર્યું, તેની રૂપરેખા સૌની સમક્ષ રાખવી છે. તે જૈન સાધુ હતા, તે એક વસ્તુ; મારે તો ગુજરાતના એ સમર્થ ને પરમ બુદ્ધિમાન સંતાનને અર્ઘ્ય આપવો છે.

એક વક્તાએ ભાર્ગવો તરફના મારાં પક્ષપાતનો ઉલ્લેખ કર્યો છે. પણ હમણાં જ મેં "Early Aryans in Gujarat" એ લેખાવલિ લખી ત્યારે મારો ઉદ્દેશ ગુજરાતના ઈતિહાસને સમૃદ્ધ કરવાનો હતો. એમાં પરશુરામ વિષે લખાયું એ ગૌણ વાત. આપણા જ્યોતિર્ધરોની જે પરંપરા ચાલી આવી છે, તેને માનવતાની દૃષ્ટિએ જોવા હું પ્રયત્ન કરું છું. વાડાઓ ઉલ્લંઘી સમસ્ત ગુજરાતી જીવન હું નહીં જોઈ શકું તો મારો પ્રયત્ન સફળ થયો ને કહી શકું.

આ બાબતમાં મને એક વિચિત્ર અનુભવ થયો હતો. મેં નાટક લખ્યું છે – 'અવિભક્ત આત્મા' તેમાં વસિષ્ઠને અરુંધતી – પ્રમુખ સપ્તર્ષિ ચીતરવાનો પ્રયત્ન છે. આપણે મનુષ્યનાં ખરાં સ્વરૂપ ચીતરવાને બદલે ધાર્મિક ભાવનાથી મનુષ્ય ન હોય તેવા મહાત્મા ચીતરવા પ્રયત્ન કરીએ છીએ; તે મૂર્તિપૂજા (Iadolaty) નું ખંડન કરવું તેને હું જીવનનું કર્તવ્ય લેખું છું. તે નાટક લખ્યું એ વખતે ગુજરાતના એક અગ્રગણ્ય સાહિત્યકાર જે પોતાને વસિષ્ઠના વંશના માને છે તે ગુસ્સે થયા. મને તેમણે આહ્વાન આપ્યું કે તેં વસિષ્ઠને ખરાબ ચીતર્યો છે તો હું ભૃગુને ખરાબ ચીતરીશ.' મેં જવાબ વાળ્યો. 'તમને ફાવે તેમ ચીતરજો. કયું ચિત્ર સરસ એ ભવિષ્યના સાહિત્યરસિકો નક્કી કરશે; એમાં સમકાલીનો કંઈ કરી શકે એમ નથી,' વસિષ્ઠ કે વ્યાસ જેવાને હું માત્ર ઋષિ કે મુનિ તરીકે જોઈ નથી શકતો. કેવી માનવતા તેમનામાં હતી તે હું તમારી સમક્ષ રજૂ કરવા મથું છું. તે જ પ્રમાણે સિદ્ધરાજ જયસિંહ, હેમચંદ્ર વગેરે જીવતા હતા ત્યારે કેવા હતા તે કલ્પવાના મેં પ્રયાસ કર્યા છે, બીજું કંઈ નહીં.

જ્યારે હું અહીં આવ્યો ત્યારે કેટલાકને દુઃખ થયું હતું કે મુનશીને વળી અહીંયાં ક્યાં લાવ્યા? એમનું દુઃખ હું સમજી શકું છું. પણ ગુણ અવગુણનાં બીબાં જ આપણે સાહિત્યમાં જોવા માંગીએ છીએ. તેમને ગળે હું ઉતરતો નથી પણ હું બદલાઉં એમ નથી. કોઈ ન માને કે મારી સાહિત્યની દૃષ્ટિ બદલાઈ છે. મેં તો અનેકવાર સ્પષ્ટ કહેલું છે; સાહિત્યમાં હું રહ્યો છું તે ભાટ ચારણ થવા નહીં. મારાં કલ્પનાચિત્રો જેવા ઉદ્ભવે તેવા મારો ચીતરવાનો

હક્ક હું કશાને માટે જતો કરવાનો નથી. જ્યારે પ્રતિષ્ઠા ન હતી, પૈસો ન હતો, ત્યારે જે છોડયું નથી તે હવે કેમ છોડું ?

હેમચંદ્રાચાર્ય લગભગ બત્રીશ વર્ષ પહેલાં જે મારા હૃદયમાં કલ્પનામૂર્તિ રૂપે હતા તેને જેમ જેમ જોતો જાઉં છું તેમ તેમ તેમાં સાચા રંગો પૂરાતા જાય છે. હેમચંદ્રાચાર્યનું સ્થાન માત્ર સંપ્રદાયમાં નથી. એ તો વિદ્યામાં, રાજકારણમાં, જ્ઞાનવૃદ્ધિમાં પણ છે. અને સમય બદલાયો છે તેથી આ બધાની તુલના અર્વાચીન દૃષ્ટિએ કરવાની છે. આખા જગતના સંસ્કારની કસોટી પર એમને ચડાવી ને એમની માપણી કરવાની છે.

તેવી જ રીતે સાહિત્યની બાબતમાં જૈન ધર્મ પ્રણાલિકા જે સાહિત્ય સાચવી રહી છે તેનો યશ મુનિરાજોને અને દાતાઓને આપણે સકારણ આપીએ છીએ, પણ આજે એ સાહિત્ય માત્ર સંઘરી રાખવાનો કાળ નથી. હવે ભંડારોમાં ભરેલું જ્ઞાન દુનિયાભરમાં ફરતું કરવાનું છે. જૈન ધર્મમાં ઉદારતાનો મોટો ફાળો જ્ઞાનના સંગ્રહ અને પ્રચાર માટે રાખેલો છે એ સુંદર વસ્તુ છે. પણ એ સંગ્રહેલું બધું સાહિત્ય બહારની દુનિયા સમક્ષ મૂકાય તો જ પૈસાનો યોગ્ય ઉપયોગ થયો ગણાય, નામદાર દીવાન સાહેબે આજે કહ્યું તેમ મેં મુંબાઈમાં કહ્યું હતું. જે આપણી પુરાણી કૃતિઓ છે તેની બધાની એક Standard Edition ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝની માફક પ્રકટ કરવી જોઈએ તે જ.

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીજીએ કહ્યું. શ્રી. હેમચંદ્રે અહિંસાનો સિદ્ધાન્ત રાજકારણમાં લાવવાનો પ્રયત્ન કર્યો આપણા દેશમાં પરાપૂર્વથી ચાલ્યું આવે છે કે અહિંસાથી જીવન તેજસ્વી બને છે. અહિંસા એ બધા ધર્મોનું મૂળ છે. અને ગુજરાતને માટે એ ગર્વની વાત છે કે સિદ્ધરાજ અને કુમારપાળની ભૂમિમાં જ મહાત્મા ગાંધીજીએ જન્મ ધારણ કર્યો છે. હેમાચાર્યે જે થોડો ઘણો પ્રયત્ન કર્યો તેને સામુદાયિક સિદ્ધાંત બનાવી જગતને ઉદ્ધારવા મહાત્મા ગાંધીજી મરી રહ્યા છે. ગુજરાતમાં જે જે સંસ્કારો હતા તે બધાનો વારસો ગાંધીજીને કેમ મળ્યો છે, તે એમનું જીવન જેઓ જાણે છે તેઓ સમજે છે. ગુજરાતની સંસ્કૃતિ આજે આખા જગતની આંધીમાં જે ભાગ ભજવે છે તે માટે જેટલો ગર્વ લઈએ તેટલો ઓછો છે.

## આભારદર્શન

બાદ, સ્વાગતમંડળના પ્રમુખ શેઠશ્રી કેશવલાલ અમરચંદ નગરશેઠે સત્રને સફલતા અર્પવા માટે પ્રમુખશ્રીનો, દૂર દૂરથી વિવિધ પ્રકારનો શ્રમ વેઠી. આવનાર મહેમાનોનો, નામદાર દીવાન સાહેબનો અને શ્રી. હેમચંદભાઈનો હાર્દિક આભાર માન્યો હતો.

બાદ ઉપપ્રમુખ શ્રી. કૃષ્ણલાલ શેઠે કહ્યું કે, નામદાર શ્રીમંતશ્રી પધારનાર હતા, તેઓ અનિવાર્ય પ્રસંગને લીધે ન આવી શકવાથી, ના. દીવાનસાહેબે પધારી રાજાપ્રજા ઉભયમાં સારો સહકાર છે, તેનું દૃષ્ટાંત પૂરું પાડી અમને ઉપકૃત કર્યા છે. વળી તેમણે પાટણનાં સજ્જનો, સન્નારીઓ, કાર્યવાહકો, સ્થાનિક અમલદારો વગેરેનો આ સત્રના મહાકાર્યમાં સહકાર આપવા માટે ઉપકાર માન્યો હતો.

બાદ શ્રી. છોટાલાલ સુતરિયાએ વડોદરાના નાગરિક તરીકે આભાર માનતાં કહ્યું: શ્રી. મનશી વડોદરા કૉલેજમાં હતા તે સમયના એમના એટલા બધા મિત્રો-સંબંધીઓ છે કે, તેઓ વડોદરાના કે ભરુચના તે પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. હું વડોદરા રાજ્યની પ્રજા તરફથી તેમનો આભાર માનું છું. શ્રીમંતે સાહિત્ય પરિષદને જે મદદ કરેલી તેનો ઉલ્લેખ કરી ના. દીવાન સાહેબે જે જે સૂચનાઓ આપી છે તથા રાજ્ય તરફથી જે સહાનુભૂતિ પરિષદ પ્રત્યે બતાવાઈ છે, તે માટે આભાર.

બાદ સ્વયંસેવકદળના મંત્રી શ્રી. સંઘવીએ આ સત્કાર્ય કરવામાં એમનો સહકાર સ્વીકારવા બદલ આભાર માન્યો હતો.

આ પછી સ્વાગતમંડળ તરફથી તેમ જ તરુણ ભારત જૈન કલબ તરફથી શ્રીમાન મુનશીજી, શ્રી નામદાર દીવાન સાહેબ તથા મહેમાનોને ફૂલહાર થયા હતા.

બાદ મહેમાનપક્ષે ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાએ પાટણ અને તેમના નાગરિકોએ જે ઉદારતાથી સત્રમાં આવેલા મહેમાનોની સરભરા કરી હતી તેનો ઉલ્લેખ કરી, સર્વનો આભાર માનવાની દરખાસ્ત મૂકી હતી.

ઉપરની દરખાસ્તને શ્રી. પ્રાણલાલ કિરપારામ દેસાઈ તથા શ્રી ગોકુલદાસ રાયચુરાએ અનુમોદન આપ્યું હતું.

આ પછી ગઢવીશ્રી મેરુભાએ એમના બુલંદ સ્વરે રાષ્ટ્રગીતના દુહા ગાઈ શ્રોતાજનોને શૌર્યરસથી હલમલાવી મૂક્યાં હતાં

બાદ શ્રી. ભોગીલાલ કવિએ પોતાનું એક કાવ્ય ગાઇ સૌનો ઉપકાર માન્યો હતો.

પછી સર્વે 'વન્દેમાતરમ્' રાષ્ટ્રગીત ગવાતાં ઊભાં થવાં હતાં.

બાદ 'મહાત્મા ગાંધીજીની જય'ના નાદ વચ્ચે સત્ર વિસર્જન થયું હતું.

× × ×

આ પછી પ્રમુખશ્રીના માનમાં શ્રી હેમચંદભાઇએ એક ગાર્ડન-પાર્ટી આપી હતી. તેમાં આખો યે મંડપ ઊભરાય એટલી સંખ્યા હતી.

× × ×

પ્રમુખશ્રીના મનમાં બીજી એક ગાર્ડનપાર્ટી શ્રી. બાલાભાઇ ક્લબમાં શ્રી. જયંતિલાલ પૂનાવાળાએ આપી હતી.

× × ×

પછી પ્રમુખશ્રી પાટણ છોડી, સિદ્ધપુર થઈ, મુંબઈ જવા રવાના થયા હતા.

× × ×

શ્રી. હૈમ સારસ્વત સત્રનો ભરચક કાર્યક્રમ આમ ત્રણ દિવસ પછી પૂરો થયો હતો.



# ( પરિશિષ્ટ )

## ૧

## કલિકાલસર્વજ્ઞ હે !

### ઉમાશંકર જોષી

• પૃથ્વી •

'સુણો જગજનો, દુખ્યાં રખડતાં ન લંકા વિષે
દુખે જ હનુમંતનાં ઢિંચણ એ અહીં ચાલતાં'.
પ્રશસ્ત હતું એવું પટ્ટણ સુલાડીલું હેમનું.
હતું ? હજી ય એ રહ્યું ! હતું કહેવું તો યે રહ્યું.

ગવાક્ષસુભગા નદી ચિરકુમારિકા વ્હેતી, જ્યાં
તટે કૃષિકકન્યકા મધુર પંખી ટોયાં કરે;
પુરે ગૃહની કુંજ સૌમ્ય પડઘા પડે સૌખ્યના.
શમ્યા જ ! પડઘા સ્ફુરંત પડઘા તણા માત્ર ત્યાં !

વિલુપ્તસલિલા છતાં વહી સરસ્વતી પ્રાજ્ઞનાં
પ્રફુલ્લ પ્રતિભાજલે સભર કાળવેળુ વીંધી.
વિલુપ્ત સમી એ ય; ને નવલ રાજ્યરંગો ચગ્યા,
ક્ષણાર્ધ ટકીને શમ્યા, શમી સમૃદ્ધિની પૂર્ણિમા.

શું એ સહુ ય જાણ્યું'તું જ, કલિકાલસર્વજ્ઞ હે,
અમારી વળી અર્ચના અફલ અજ્ઞ–અલ્પજ્ઞની ?

## ૨

# કલિકાલસર્વજ્ઞને

### અશોક હર્ષ

પૃથ્વી · વંશસ્થ

વહ્યો પ્રથમ ના પ્રકાશ ગુજરાતનો જે હતો,
પ્રમુક્ત પુરપાટ સિદ્ધ જયસિંહના પૌરુષે
વહ્યો ભરતભોમ સર્વદિશ અક્ષ–રેખાંશપે,
અને ગુજરરાષ્ટ્ર આસ્ય ભરભર્ગપૂર્યું લસે.
શુરાતન હતું, હતું ધન, ઉદાત્તતા યે હતી,
હતાં નહિ પરંતુ ઐક્ય અવિભાજ્ય ને શારદા.
તદા મટી જ સોમ હેમ થઈને, પુરુષર્ષભ !
કર્યું જ ગુજરાત ઠાઠ સહ હેમવંતું ખરું;
ભગીરથ સમાન શારદપ્રવાહ વ્હેતો કર્યો,
અને સુભગ આળખી જ અવિભાજ્ય એકાત્મતા;
સુસંહત સમર્થ મૂકી ગુજરાતને આથમ્યા.
નિશા ઉતરી રાષ્ટ્ર, કર્મભીરુ યે પછી ભોમ થૈ
શમ્યા સહુ ય ઘોષ શારદ તણા, અસિ મ્યાન થૈ,
ગઈ, ગઈ જ પ્રાણજ્યોત, ગઈ તે ન ચેતી ફરી.

આ સિદ્ધપોષ્યા ગુજરાતપ્રાંગણે
શહૂરનાં પ્રાગડ શું ન ફૂટશે ?
વિજીગિષા અંકુરશે ન શું ફરી ?
કહો, કહોને કલિના મશાલચી !



# પરિશિષ્ટ अ

## શ્રી. હૈમ સારસ્વત સત્રની નોંધરૂપે લખાયેલો લેખ

## RESURRECTION OF THE JNANA-BHANDARS AT PATAN

AND

## APPRECIATION OF THE WORK OF THE JAIN SAINT HEMACANDRA

It was more than half a century ago that Drs. PETERSON, BUEHLER, BHAU DAJI, BHANDARKAR and other oriental scholars carried on extensive searches, for the collection of all the available Mss. of old Sanskrit and Prakrit works at central places like Poona and Bombay where they could be easily available to research students. In the course of their itineraries Drs. PETERSON and BUEHLER had come to know that there were large collections of such Mss. in the private houses of some of the Jain inhabitants of Patan in North Gujarat. Although their attempts to persuade their

possessors to hand over their literary treasures for safe preservation to the then Government of Bombay had failed, they had in their respective reports made appreciative references to them. The Government of His Highness Sir SAYAJIRAO Gaikwar in whose territory Patan is situated, though not prepared to exert any pressure on the said Jains with a view to inducing them to part with their precious heritage, be it even for the benefit of the world of scholars as a whole, did once manage to persuade them to allow the late Mr. C. D. DALAL, a Jain scholar at the Sanskrit library at Baroda, to examine all the Mss. and take such copious notes from them as to enable him to prepare an exhaustive and up-to-date catalogue thereof. This scholar did not unfortunately live long enough to prepare such a catalogue and publish it, but the task that he had left incomplete was completed by his successor Pandit LALCHAND and the projected catalogue has been recently published in the G. O. Series.

It could be gathered from the notes that Mr. DALAL had made that some very valuable Mss. had been partially eaten up by white ants and that if proper steps were not taken to house the remaining ones suitably there was the danger of their similar destruction. The Government of His Highness on being apprised of this appointed a committee with a view to making recommendations for taking proper steps to prevent that catastrophe. As the Jain community at Patan as a whole was unwilling to hand over the collections

to the State, the committee recommended that the rich amongst the Jain inhabitants of the Patan should be persuaded to raise a subscription amongst themselves in order that all the existing Mss. can be safely kept in an ant-proof building. The Baroda Government took steps without delay to act upon the recommendations of the committee. As a result thereof a spacious, beautiful and imposing structure standing on a plinth more than 10 feet above the level of the adjoining ground and containing three scientifically constructed ant-proof rooms with steel-doors like those of safes was erected on a piece of land close on the east to the compound of the famous Pancasara temple which is traditionally believed to enshrine the idol of the first Tirthankar Parshvanatha which Vanaraj Chavada, who founded Anahilpur Patan, is reputed to have brought with himself from Pancasara in Kathiawar.

The completion of this temple of knowledge which by a strange coincidence of identity of names serves to commemorate not only the name of Sheth Hemachand Mohanlal who has borne the major portion of the financial burden involved in getting it erected but also that of the Saint Hemacandra, the literary adviser of the Solanki King Siddharaj Jayasinh and the saviour and spiritual preceptor of his nephew Kumarapala, who is believed to have kindled in the heart of Siddharaj a desire to emulate the famous Vikramaditya of Ujjain and Bhojaraj of Dhar in the matter of extending state patronage

to learned men without distinction of caste or creed.

And by another strange and happy coincidence the completion of this shrine of knowledge took place about the time fixed by the Gujarati Sahitya Parishad for the performance of a sacrifice of knowledge as a tribute to the memory of the saint above-mentioned in appreciation of the pioneer work done by him towards the consolidation of the conquests made by the said two kings of the Solanki branch of the Western Calukyas and the creation of a distinctive cultural consciousness in the minds of the inhabitants of the vast territory now bounded on the north by the Aravalli mountain, on the south by the Damanganga, on the west by the Arabian sea and on the east by Mewad, Dungarpur, Vansvada, Jabua and Dhar states and the British districts of Khandesh and Nasik. The Honourable Mr. K. M. MUNSHI, the Minister for Home and Legal Affairs of the Government of Bombay, who partly on account of the valuable contribution that he has made to the development of the literary and cultural life of Gujarat and partly on account of his admirable organizing and administrative capacities, is the President of the said Parishad since the commencement of its thirteenth session held at Karachi in the Christmas week of 1937, was naturally to be the Master of Ceremonies at the said sacrifice. Being one of the ministers of the Congress Government and a well-known novelist who had already obtained a hold on

the hearts of the youths of both sexes, it could confidently be expected that large crowds of persons of both the sexes and of all ages commencing from the one at which a desire for knowledge grows, would be collected there. That occasion was also naturally likely to attract to Patan a fairly large number of the Gujarati *litterateurs*, both professional and amateur. His Highness the Maharaja Gaikwar too had consented to grace the occasion by his presence. The leading men of the local Jain community therefore thought it expedient to seize that psychological moment to get the opening ceremony of that temple of knowledge performed about the same time as the sacrifice by Mr. MUNSHI himself. It was accordingly arranged that three of the Easter holidays in this year should be utilized for these purposes and that the first of them should be devoted to the opening ceremony and the next two to the sacrifice of knowledge.

Experience has proved that the decision was a wise one. The spacious and well-decorated Mandap erected for the performance of the ceremony in the big open space adjoining on the west of the temple to be opened, was not only filled to its utmost capacity but arrangements had to be made for installing one loudspeaker in the open space in front of :the hall and another in that adjoining the street leading to the hall and the Mandap and besides the leading literary lights of Gujarat and the principal hosts the seating accommodation on the dais

at its northern end was occupied by several distinguished guests and the members of the state deputation headed by Dr. B. BHATTACHARYA, Director of the Oriental Institute, Baroda. Another raised platform to the west was occupied by a large number of Jain Sadhus who spend their life-time in the study of their religious literature and in the practice of penances for their souls' uplift.

After the Chairman of the Reception Committee had read his address and requested the Honourable Mr. MUNSHI to open the building the latter before doing so made a speech in which he expressed his pleasure at being asked to perform the opening ceremony of the temple of knowledge which was to house the rich collection of nearly 15000 Mss. which, though preserved religiously for several centuries by the devout Jains, stood in need of a central scientifically-constructed building in which they could be kept without fear of further damage by damp, white-ants etc. and expressed a hope that instead of jealously guarding that precious national treasure in their possession or simply keeping it as a museum, they would be liberal enough to throw it open to all scholars irrespective of caste or creed, allow copies of any of the Mss. to be taken and give sufficient facilities to any scholars who found it necessary to stay at Patan for some time and pursue their study for the benefit of the enlightened public. After he formally declared it open, Sheth HEMCHAND MOHANLAL announced

that the Committee of Management of the Jnana Mandir had already decided to allow a free use to be made of the valuable Mss. there and that if any scholars so desired, facilities would be given to them for taking copies of any of them and staying in Patan for the purpose of study.

The function was over at about 5-15 p. m. The president and the delegates took an opportunity to make a pilgrimage to the Rani Vav and Sahasralinga Talav, parts of which have been recently excavated by the Archaeological Department of H. H. the Gaikwar. The excavated portion of that lake which was the glory of Patan and a place of pilgrimage for all devout Hindus during the times of the Solanki and Waghela Kings of Anahilwad Patan gives an idea of the vast expanse of the purely pre-Mahomedan Saivite type of architecture, in which the art of sculpture does not seem to have at all suffered in its growth though subordinated to religion. History records that the water of this lake was ever kept fresh by connecting it with the river Saraswati to the north by a stone-built canal and this excavation testifies to the truth of that record.

The sacrifice of knowledge as a tribute to the memory of the Saint Hemacandra commenced in the morning of the 8th instant, in the same Mandap, and lasted till 12 noon on the 9th with agreeable breaks on the former date for a

sojourn to Modhera in the afternoon and for some mental diversion in the form of Garba dances in circles provided by one group of ladies of the town and another of those who had come from Bombay and other places and in that of Duha-singing and story-telling done by a Gadhavi and Mr. Raichura of Kathiawar. Speaker after speaker mounted the rostrum erected in the middle of the Mandap, and offered vocal oblations each according to his fund of knowledge to the great soul who had departed from this world more than nine centuries ago but after having lived upto a ripe old age of 85 years, nearly 65 out of which had been devoted to the dissemination of knowledge orally to his contemporaries and by his compositions of ever-lasting value to the future generation. There can be no doubt that his name will be on the lips of learned men upto the last days in this manvantara in which the Sanskrit and Prakrit languages will be studied, whether it be in this land of his birth or in any other land on this wide terrestrial globe. Some took a general survey of his literary work while others expatiated on the peculiar merits of some one or other of his works which cover a very wide and varied field of human interest and comprise one and a half crore of verses. Those which formed the subject of frequent mention at their hands were his *Siddha-Hema*, a work on Sanskrit and Prakrit grammar, *Kumarapalacarita*, a biography of his royal pupil, *Dvyashraya* a work of Jain logic, *Shabdanushasana*,

*Linganushasana*, and *Deshinamamala*, works on linguistics, *Trishashthishalakapurushacarita*, life-stories of 63 great men of Bharatavarsha and *Yogashastra*, a treatise on the practice of Yoga according to Jain tradition. Lengthy and variegated as were these tributes to that Saint of Sarasvati, his soul, which, seemed to have sent an inspiration to the descendant of Bhrigu who was the chief priest at that sumptuous sacrifice, did not seem to have been satiated thereby, for there was one life-mission of his on which the streams of scholars speaking on two successive days had not laid proper emphasis and that was bound to be so, for, who else but the author of the "Torch-bearers of Gujarat," the "Master of Gujarat," and "Gujarat and its Literature," could have conceived the idea of the said saint and savant of the latter half of the 11th century and the former of the 12th, having firmly implanted the seeds of the distinctive culture of Gujarat, which grew up into two generically identical yet nevertheless specifically distinguishable plants in the 15th century and became matured into fully expanded blossoming and fruit-bearing trees in the 17th? Yes! The Jain Sadhus traditionally knew Hemacandra as one of the great exponents of their sectarian philosophy, PETERSON and BUEHLER coming in the 19th century discovered in him the savant of all-India fame but it was left for MUNSHI to discover in him in the 20th century the spiritual grandfather of Gujarat. A sacrifice organized mainly to bring into bold relief this

little-known aspect of his life-work would not be complete without emphasising it. And so, after the Dewan, the representative of the State, expressed his appreciation of the work of the Sahitya Parishad under the leadership of Mr. MUNSHI, up rose that slim figure with small care-worn eyes, clad in snow-white khaddar-garments, politely taunted the scholars who had stood up to pay a tribute to the memory of the great man by saying that he himself was not a savant but a novelist and a statesman that when at the Karachi session of the Sahitya Parishad Sammelan he moved a resolution to celebrate the Jayanti of Hemacandra he had particularly in view not that great man's contribution to the development to the Sanskrit and Prakrit literatures but the foundation laid by him of the structure which we so dearly call our Gujarat, and which Narmad and Khabardar have acclaimed in sonorous and soul-stirring verses and that the said service was in his eyes greater than his literary contribution and therefore deserved to be emphasised more than the latter. It there at least remained a mystery from what historical source he had picked up that idea. It was enough for him to say that he had conceived it ever since he wrote his "Torch-bearers of Gujarat" and deserved to be broadcast in this manner. The inquisitive can find that idea somewhat elaborated and supported by broad references to *Dvyashraya* and *Kumarapalacarita* in Section IV of Chapter IV

of his 'Gujarat and its Literature.' This offering of a cocoanut at the altar of the goddess Sarasvati by the chief priest marked the completion of the sacrifice of knowledge. Her devotees who had gathered at her shrine thereafter partook of her Prasada and then commenced their exodus in groups to their respective homes.

Looking to the success which attended Mr. MUNSHI's efforts on this memorable occasion, who can differ from the words of the veteran Dewan Bahadur Krishnalal JHAVERI, which he had expressed while proposing that the Honourable Mr. MUNSHI should be asked to preside over the function, namely, that the latter deserved that honour because he could not only conceive novel ideas but also possessed the requisite skill and resourcefulness to see that they were implemented in such an impressive and adroit manner that even the doubting Thomases were ultimately drawn in to join in the chorus "Hail MUNSHI."

**P. C. Divanji**

New Indian Antiquary,
Vol II, May 1939, pp. 122-125.



# પરિશિષ્ટ ब

# Dr. B. Bhattacharya's Speech

**શ્રી હૈમ સારસ્વત સત્ર પ્રસંગે ડૉ ભટ્ટાચાર્યે આપેલ વ્યાખ્યાન**

The Hon'ble Mr. Munshi, Ladies and Gentlemen,

1. In this great gathering of Gujarati scholars, I am perhaps the only Bengali intruder who is unable to address you in Gujarati. I, therefore, crave your indulgence, and seek your permission to speak in English.

2. As one of the senior members of the delegation sent to this Conference by the Government of Baroda, I associate myself with the object of the Conference and join with you in the warm tribute that is paid to the celebrated savant Acharya Hemacandra Suri, and to Sheth Hemchand Mohanlal who perpetuates his memory by donating a palatial building for housing old manuscripts of Patan.

3. So much has already been said about Acharya Hemachandra that it is hardly necessary for me to dilate on that topic here. I shall therefore touch a few points which perhaps escaped the notice of previous speakers. It pained me to see that no reference has been made to the interest the Ruling House of the Gaekwar took in the manuscripts deposited in the Patan Bhandars, particularly by the late Maharaja Sayaji Rao, The Third.

4. If my memory serves me right, even before my birth in 1892, when oriental scholarship was in its infancy, His Highness sent Mr. Manilal Nabhubhai Dwivedi to examine the Patan Bhandars. He examined everything that was shown to him and compiled a nominal catalogue of the manuscripts which was later published. This was really the first exhaustive catalogue.

5. Later, in the year 1914, the then Sanskrit librarian, Mr. C. D. Dalal was sent to Patan under orders of the Maharaja with a view to publish a descriptive catalogue indicating beginnings and ends of works, colophons and subject-matter. The Officer worked hard for months and took hurried notes which were later developed by his successor in office. The first volume describing all palm-leaf manuscripts was published in the year 1937.

6. Again, in 1933, under orders of His

Highness a Committee consisting of the Vidyadhikari, two members of the Oriental Institute and a few new non-officials was sent to Patan to report to him the condition of the manuscripts and their preservation. At that time it was discovered that several valuable manuscripts in the Khetarwasi Bhandar were destroyed by ants, and leaves were glued together and thus lost. The Committee under the circumstances recommended to Govrnment that a separate building where all manuscripts could be accomodated should be built.

7. Besides these, it was under the orders of the Maharaja, the Gaekwar's Oriental Series was started primarily with a view to publish important manuscripts as may be found suitable, from the Bhandars. This Series, at a modest estimate has published nearly 25 manuscripts obtained from Patan alone.

8. The most important work to be published in the series with material solely derived from Patan Bhandars is perhaps the *Tattvasangraha* of Santarakshita with the commentary of Kamalasila, both professors at Nalanda in the 8th Century A. D. This original Buddhist work in the Sanskrit was entirely lost in India, but there was a Tibetan translation of it in the Tangyur collection. It is a voluminous work of 20,000 verses, and perhaps the only work where Yogacara doctrines are elaborately treated.

9. Another work of importance is the *Nyayaprakasha* which is usually attributed to the famous Buddhist savant, Dinnaga. This work is on logic, and was entirely lost in the original. Translation of the work existed in Tibetan, Chinese and Japanese. The Manuscript was supplied by Patan in the original with one commentary and a sub-commentary.

10. The *Kavyamimansa* of Rajashekhara was another work which came from the Patan Bhandars, and had to be printed thrice in the Series. This is replete with information on social, geographical, historical and cultural matters relating to ancient India. It is in this work that we meet with references to literary examinations held at capital cities like Pataliputra and Ujjayini where famous scholars like Panini, Vyadi, Patanjali, Kalidasa, etc., were examined, before they attained universal fame.

11. I do not wish to multiply instances, but I hope sufficient has been said to show how the late Maharaja was deeply and actively interested in the Bhandars, their contents and the publication of the Manuscripts. Our Dewan Saheb is none the less interested and even at present he is deliberating on a scheme which will accelerate the publication of the Jain manuscripts.

12. I hope it will not be out of place if I venture to make a few suggestions to the

keepers of newly-founded Jnana Mandir. Firstly, the Mandir should acquire all the available manuscripts in the eleven Bhandars, and in the numerous smaller collections with private gentlemen and Yatis. These should be catalogued not in the old orthodox manner but on the uptodate scientific lines. Old and fragile manuscripts are required to be copied without delay by a staff of competent copyists. Set of rules should be framed for all purposes, of lending, copying, preserving manuscripts and so forth. We have in Baroda a fully equipped system and advantage of that can always be taken.

13. Finally, I must thank our distinguished President for having given me an opportunity to say a few things I wanted to.



# ગુજરાતી સાહિત્ય પરિષદ

## શ્રી. હૈમ સારસ્વત સત્ર : પાટણ

# નિબંધ-સંગ્રહ

[ શ્રી. હૈમ સારસ્વત સત્ર અંગે મળેલા, આવેલા, સ્વીકારાયેલા, ને ઉદ્‌બોધાયેલા લેખો, નિબંધો અને ભાષણોનો સંગ્રહ...... ]

# શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય

: લેખક :
શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ

કલિસર્વજ્ઞ ! ત્રિકાલ વંદન હો ! ! !

સિદ્ધરાજ કુમાર પ્રતિબોધી
મહિમા વધાર્યો જૈન શાસન હો–કલિ૦ ૧

અમારી–પડહ વજડાવી જન્તુ
દાન અભય દીધું હેમ સુધન્ય હો–કલિ૦ ૨

ધવલકીર્તિગીત ગાઈ એ ત્હારાં
ગૂર્જર બાલ થઈ સુપ્રસન્ન હો–કલિ૦ ૩

'કલિકાલસર્વજ્ઞ' એ નામનું ઉત્તમ બિરુદ ધરાવનાર, ગુજરાતની પ્રજામાં શ્રી. કુમારપાલ રાજવીદ્વારા અમારી–પહડ વજડાવી માંસાહાર –મદિરાપાનને દેશવટો અપાવનાર, અખંડ આજન્મ બ્રહ્મચારી, શાસનપ્રભાવક મહામુનિ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યથી કોણ અપરિચિત છે ? જૈન તેમ જ જૈનેતર સર્વ શિક્ષિત જગતમાં તેમનું નામ સજીવન, જ્વલંત અને પ્રસિદ્ધ છે.

### લઘુવયદીક્ષા–નૈષ્ઠિક બ્રહ્મચર્ય–દીર્ઘજીવન

ગુજરાતમાં ધંધુકા નગરમાં સં. ૧૧૪૫ની કાર્તિકપૂર્ણિમાએ મોઢ વણિકને ત્યાં જન્મ. પ્રભાવકચરિત્ર અનુસાર બાલકની સવાપાંચ વર્ષની વય થાય છે. ત્યાં સં. ૧૧૫૦ના માઘ સુદિ ૧૪ ને વાર શનિએ ફક્ત એની માતાની આજ્ઞા લઈ ને ખંભાત લઈ આવી, દેવચંદ્રસૂરિ નામે જૈન આચાર્ય તેમને દીક્ષા આપે છે. તે ચંગદેવ મટી સોમચંદ્ર બને છે. આ

દીક્ષાવય સ્વીકારીએ તો જૈનશાસ્ત્રમાં દીક્ષાનિમિત્તે લઘુતમવય 'જન્મથી આરમ્ભી—કોઈ કહે છે કે, ગર્ભથી આરમ્ભી—આઠ વર્ષ પછી' જણાવી છે (જુઓ પ્રવચનસારોદ્ધાર-પ્રવૃત્તિ, સૂત્ર ૭૯૧), કારણ કે તે પહેલાંની વયવાળાને 'બાલ' ગણી તેને 'દીક્ષોચિત' સ્વીકારવામાં આવેલ નથી; તે ગણતરીએ આ દીક્ષા પણ વજ્રસ્વામીની માફક 'કાદાચિત્કી આશ્ચર્યભૂત'— અપવાદ-જનક લેખાય; પણ તે બાલક પછી મહાન વિજયી આચાર્ય થાય છે, એટલે 'no success like a success'—વિજય જેવો કોઈ વિજય નથી, એ ન્યાયે આ દીક્ષા સસ્થાને--યોગ્ય સ્વીકારાય. દીક્ષા દેનાર પણ વિદ્વાન ગ્રંથકાર આચાર્ય હતા. તેમણે પ્ર.ચ. પ્રમાણે માતાના સ્વપ્ન અને દોહલા પરથી, કે તે બાલકના અંગપ્રત્યંગાદિનાં લક્ષણો પરથી સૂચિત મહત્તા તેમાં પારખી હશે; ત્યારે જ પિતાને પૂછ્યા વગર, વયના શાસ્ત્રમાન્ય ધોરણથી પણ ઓછી વયે દીક્ષા આપી હશે.

અન્ય સાધન પરથી જણાય છે કે, આઠ કે નવ વર્ષની વયે દીક્ષા અપાઈ હતી. જો તેમ હોય તો જૈનશાસ્ત્રની વયમર્યાદાનો લોપ થતો નથી. દીક્ષા આપનાર આચાર્ય શાસ્ત્રના જાણ હતા એટલે શાસ્ત્ર-મર્યાદામાં રહીને જ આપી હશે એ સ્વીકારવું વધુ યોગ્ય છે. છતાં આઠ કે નવ વર્ષની દીક્ષાવય પણ બાલકવય--નાની વય ગણાય.

નાની વયે દીક્ષા લેનાર હેમાચાર્ય જેવા થાય જ, તેમ મોટી વયે દીક્ષિત થનાર તેવા ન જ નીવડે એવું કાંઈ નથી; પરન્તુ એટલું તો ખરું કે અભ્યાસવૃત્તિવાળા નાની વયથી અભ્યાસ માંડી અતિશય પ્રમાણમાં અને વિશેષ ઝડપથી જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને તેમ થતાં મહાવિદ્વાન નીવડે છે. તે વિદ્વત્તામાં સચ્ચારિત્ર ભળે તો સોનું અને સુગંધ બંનેનું સુખદ અને વિરલ મિશ્રણ થાય. આ મુનિપુંગવે નૈષ્ઠિક બ્રહ્મચર્ય સેવ્યું, ૧૭ વર્ષની વયે તો તેમની પ્રતિભાથી મુગ્ધ થઈ ગુરુ આચાર્યે તેમને 'હેમચંદ્ર' એવું બીજું નામ આપી આચાર્યપદ આપ્યું. તેમણે ૮૪ વર્ષ જેટલું લાંબુ જીવન ગાળ્યું. સિદ્ધરાજ અને કુમારપાલ બંને ગુર્જરેશ્વરના રાજકાલમાં તેઓ જીવન્ત હતા.

## સમદર્શિતા

સામાન્ય રીતે સૌને પોતપોતાના ધર્મ માટે અભિમાન રહે છે. માતાના દુગ્ધપાન સાથે મેળવેલા બાળકના સંસ્કાર તેના જીવનના ઘડતરમાં અગ્રપદ લે છે; છતાં જે પરીક્ષાપ્રધાન પુરુષ પાકે છે, તે પોતાની માન્યતાને બુદ્ધિ-તર્કની સરાણે ચઢાવી તેનું સાચું મૂલ્ય આંકે છે. હેમાચાર્ય પોતાના સ્યાદ્વાદ પ્રરૂપતા દર્શન માટે કહે છે કેઃ—

> अन्योऽन्यपक्षप्रतिपक्षभावाद् यथा परे मत्सरिणः प्रवादाः ।
> नयानशेषानविशेषमिच्छन् न पक्षपातो समयस्तथा ते ॥

હે પ્રભુ! પરસ્પર સ્વપક્ષ અને પ્રતિપક્ષના ભાવથી મત્સરથી પ્રેરિત જુદા જુદા પ્રવાદો છે, તેમ તારા સિદ્ધાંતમાં નથી; કારણ કે તેમાં જુદી જુદી દૃષ્ટિઓથી એક જ વસ્તુને જોઈ શકાય એમ બતાવેલું હોવાથી તેમાં પક્ષપાત રહેતો નથી-એકપક્ષીપણું નથી; (દ્વાત્રિંશિકા) વગેરે વગેરે.

એ જ સ્યાદ્વાદની દૃષ્ટિથી અન્ય દર્શનો પ્રત્યે પોતે જુએ છે અને તે તે દર્શનના મુખ્ય દેવોને સદ્દેવની વ્યાખ્યા પ્રમાણે સંગત હોય તો; પોતે નમસ્કાર કરવામાં જરા ય આનાકાની કરતા નથી.

> भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
> ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥
> त्रैलोक्यं सकलं त्रिकालविषयं सालोकमालोकितम् ।
> साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रयं सांगुलिम् ।
> रागद्वेषभयामयान्तकजरा लोलत्वलोभादयो
> नालं यत्पदलंघनाय स महादेवो मया वंद्यते ॥
> यो विश्वं वेदवेद्यः जननजलनिधेर्भंगिनः पारदृश्वा
> पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलंकं यदीयम् ।
> तं वंदे साधुवंद्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषंतं
> बुद्धं वा वर्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥

જેના ભવરૂપી બીજના અંકુરોને ઉત્પન્ન કરનારા રાગાદિ ક્ષય થઈ ગયા છે તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર (શિવ) હો, અથવા જિન હો તેને નમસ્કાર છે.

જેને અલોક (જ્યાં જીવની ગતિ નથી એવો પ્રદેશ) સહિતનો સકલ ત્રિલોક જેવી રીતે પોતાની મેળે આંગળીઓ સહિતની હથેલીની ત્રણ રેખા સાક્ષાત્ દેખાય છે તેમ સાક્ષાત્ ત્રણે કાલમાં દશ્યમાન છે; જેના પદનું ઉલ્લંઘન કરવામાં રાગદ્વેષ, 'ભય' આમય (રોગ) અંતક (કાલ) જરા (વૃદ્ધાવસ્થા), લોલત્વ (ચપલતા), લોભ આદિ શકિતમાન નથી એવા મહાદેવને હું વંદન કરું છું.

જે વેદવિદ્ય જગતને જાણે છે, જેણે જન્મ – ઉત્પત્તિરૂપી સમુદ્રની ભંગીઓની પાર જોયું છે. જેનું વચન પૂર્વાપર અવિરુદ્ધ, અનુપમ અને નિષ્કલંક છે, જે સાધુપુરુષોને વંદ્ય છે, સકલગુણના ભંડાર છે, દોષરૂપી શત્રુ જેણે નષ્ટ કરી નાખ્યા છે એવા તે બુદ્ધ હો, વર્ધમાન હો, સો પાંખડી પર રહેનાર કેશવ (વિષ્ણુ) હો કે શિવ હો તેને હું વંદુ છું.

'पंडिता समदर्शिनः' પંડિતો સમદષ્ટિ હોય છે. સમદર્શી થઈ સર્વેએ પોતપોતાના ધર્મ પ્રત્યે પ્રેમ રાખી બીજાના ધર્મ પ્રત્યે પણ આદર દાખવી ચાલવું જોઈએ, એ બોધ આ મહાન આચાર્યના જીવન અને કથન પરથી પ્રાપ્ત થાય છે.

## સાહિત્યસર્વજ્ઞ

સાહિત્યપ્રદેશમાં એકે એવો વિષય નહેતો કે જેમાં આ આચાર્યે પારંગતપણું મેળવ્યું ન હોય. કાવ્ય, અલંકાર, વ્યાકરણ, નામકોશ, છંદ, ન્યાય, નિઘંટકોશ, યોગ અને ચરિત્રકથા એ સર્વે પર, તે દરેક વિષયના પ્રમાણભૂત તત્કાલીન ગ્રન્થો પર દક્ષતાથી કરેલા અભ્યાસ વડે, પ્રભુત્વ મેળવી, તેના દોહનરૂપે તેમજ પોતાની પ્રતિભાનો ઉપયોગ કરી, તે દરેક પર પોતે ગ્રન્થો રચ્યા છે – એ પરથી તેઓ 'તત્કાલીન સાહિત્યસર્વજ્ઞ' અને 'સાહિત્યસર્જક' હતા એ નિર્વિવાદ છે. તેથી તે કાળે તેમને 'કલિકાલસર્વજ્ઞ' બિરુદ અપાયું તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી×

× સ્વર્ગસ્થ સાક્ષર શ્રી. નર્મદાશંકર મહેતાએ તેમને 'જૈનધર્મની સમયમર્યાદાના કળિકાળસર્વજ્ઞ બિરુદવાળા' પોતાના નડિયાદની પહેલી સાહિત્ય પરિષદના તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં જણાવેલ છે.

તેમની પહેલાં, ગુજરાત–ગુર્જરમંડલમાંથી કોઇ વિદ્વાન થયો નહોતો કે જેણે તેમના જેવા આકરગ્રંથો કોઈ પણ સાહિત્ય–વિષય પર રચ્યા હોય. ગુજરાતની અસ્મિતામાં રાચનાર તો આ ગુજરાતી મહાવિદ્વાન માટે વાસ્તવિક અભિમાન લઈ શકે તેમ છે. તેમના કાલ–યુગમાં સાહિત્યના યુગસર્જક તો હેમાચાર્ય જ અને તેથી તે યુગને 'હૈમ યુગ' કહેવો અન્વર્થક છે.

## દેશીભાષા–લોકસાહિત્યના પ્રાણાચાર્ય

સંસ્કૃત વ્યાકરણના સર્જક પાણિનિ; તો પ્રાકૃત અને ખાસ કરી અપભ્રંશ ભાષાના- લોકભાષાના પાણિનિ તે હેમચંદ્ર. અપભ્રંશનું વ્યાકરણ રચી તેમાં ઉદાહરણાર્થે જે દોહાઓ આદિ આપેલ છે તે સ્વયંરચિત નહિ, પણ તત્કાલીન જીવંત રહેલ ગ્રંથો પૈકીમાંથી આપીને (તે ગ્રંથો હાલ ઉપલબ્ધ નથી, નાશ પામ્યા છે ત્યારે) તે વખતના લોકસાહિત્યને તેમણે જીવંત રાખ્યું છે. હાલની પ્રચલિત દેશી ભાષાઓનું મૂળ તે અપભ્રંશ ભાષા. પ્રાયઃ હેમચંદ્રના સમયની તે દેશની દેશભાષા. તેના માટે દેશીનામમાલા એ નામનો કોશ બનાવીને તેમણે આપણી ભાષાની ઉત્પત્તિ, વિકાસ અને વિસ્તારને પારખવામાં જબરી સહાય આપી છે.

સાક્ષરશિરોમણિ શ્રી. આનંદશંકરભાઈ ધ્રુવે નડિયાદની સાહિત્યપરિષદના પ્રમુખપદેથી ઉચિત જ કહ્યું છે કે, જેનું વ્યાકરણ હેમચંદ્રે ઘડી આપ્યું છે તે અપભ્રંશ, એટલે એક સ્થિર અવિકારી ભાષા–એમ મનાઈ રહ્યું છે; તેને બદલે હવે એનો એક જીવન્ત અને વિકારી ભાષા તરીકે અભ્યાસ થવો ઘટે છે. જેટલું અપભ્રંશ સાહિત્ય ઉપલબ્ધ છે એ પ્રકાશમાં મૂકી આ અભ્યાસ શરૂ કરી દેવો જોઈએ. અત્યારે ઉત્તર હિન્દુસ્તાન – રાજસ્થાનથી માંડી દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજ્યના પ્રદેશ સુધીના ભાગમાં જે અપભ્રંશ સાહિત્ય જડયું છે તે રચવામાં પણ મોટો અંશ જૈનોનો છે. પણ હેમચંદ્ર વગેરેએ ઉચ્ચારેલાં ઉદાહરણો જોતાં કેટલુંક સાહિત્ય જૈનેતર થકી પણ રચાયેલું હોય તો તે સંભવિત છે. એ સઘળું સાહિત્ય શોધવાનો આપણે પ્રબળ પ્રયત્ન

કરવો જોઈએ; કારણુ કે અપભ્રંશ સાહિત્ય મૂળ હિંદુસ્તાનના ઉત્તર-દક્ષિણુ 'અપરાન્તનું' છે, તથાપિ એના સૌથી વિશેષ ઉત્તરાધિકારીઓ આપણે ગુજરાતીઓ છીએ. આપણા ગુજરાતમાં આવ્યાના ઈતિહાસ ઉપરથી આપણી ભાષાનો ઉદ્ભવ પ્રાચીન આર્યભાષા, પછી સંસ્કૃત, પછી પાલી, પછી શૌરસેની પ્રાકૃત, પછી શૌરસેની અપભ્રંશ અને તે ઉપરાંત ગુર્જરોની મૂળ ભાષા દર્દસ્તાની યા પૈશાચીઃ આટલાં તત્ત્વોમાંથી થયેલો મનાય છે. હવે આ સઘળાં તત્ત્વોને પૃથક્ કરી આપણી ભાષાના પ્રત્યેક શબ્દની ઉત્પત્તિ આપણા કોષમાં આપણે બતાવવી જોઈએ.

## રાજકારણમાં પડ્યા નથી

પંડિત શિવદત્ત શર્મા કહે છે કે, "વળી કુમારપાલના ઈતિહાસમાં એમનું ( હેમચન્દ્રસૂરિનું ) સ્થાન ચન્દ્રગુપ્ત મૌર્યના રાજ્યમાં ચાણક્યના જેવું જ રહ્યું" એ વાત યથાર્થ લાગતી નથી. તેમના સંબંધી પ્રબંધો તેમ જ ગ્રંથોમાંથી જે કંઈ મળી આવે છે તે સર્વમાંથી એવું કંઈ પણ ઉપલબ્ધ થતું નથી કે તેમણે રાજકીય ક્ષેત્રમાં સક્રિય ભાગ લીધો હોય એમ જણાય; સિવાય કે કુમારપાલે પોતાના ઉત્તરાધિકારી તરીકે કોણ યોગ્ય થઈ પડશે એ જાતની એક પૂજ્ય પુરુષ અને પોતાના ગુરુપદે નિયુક્ત કરેલ આ આચાર્યની સલાહ લીધી હતી અને તે તેમણે આપી હતી. ( આ સલાહ બહાર પડ્યાથી જો કે જૈનસંપ્રદાયને તથા મંદિરોને અજયપાળના હાથે ખૂબ શોસવું પડ્યું, તે છતાં તે માત્ર સૂચનરૂપે હતી, ખટપટરૂપે નહિ. ) તેમણે સામાજિક અને સાહિત્યવિષયક પ્રવૃતિમાં અને જૈન ધર્મની ઉન્નતિમાં જ પોતાના જીવનનો સવિશેષ ભાગ, ગુરુની આજ્ઞાથી જ, પાટણમાં જ–ગુજરાતમાં વિતાવ્યો હતો. દારૂબંધી, પ્રાણીકતલનિષેધ, જુગારનિષેધ, મૃત મનુષ્યોનું દ્રવ્ય રાજ્યે ન લેવું વગેરે અનેક સકલ સમાજને ઉપયોગી કાર્યો રાજ્યમાં પોતાના પ્રભાવથી કરાવ્યાં હતાં. એની અસર ચાલી આવી છે અને હજુ સુધી તેનાં ચિહ્નો ગુજરાતમાં વિદ્યમાન છે. જૈન ધર્મની ઉન્નતિમાં મંદિરોનું નિર્માપન, દાનશાળાઓની સ્થાપના, દેવદ્રવ્યને ધર્માદા દ્રવ્યનું વ્યવસ્થાપન વગેરે કાર્યો રાજ્યની સહાયતાથી કરાવ્યાં હતાં. તેમની શક્તિ એટલી બધી હતી કે, તે ધર્મનો એક અલગ પોતાના નામનો પંથ સ્થાપી શકત; પણ તેમ કરવામાં

નથી એટલે તેમ તેમણે કરવાની ઈચ્છા પણ કરી નહોતી, અને સર્વ પક્ષના વિદ્વાનો આચાર્યો વગેરે સાથે સહકાર યા સમદૃષ્ટિ સેવી હતી.

## તેમના સંબંધી અવિશ્વસનીય કથનો

મારા સ્નેહી મિત્ર પંડિત બહેચરદાસ (૧૨-૭-૩૧ ના "જૈન" ના અંકમાં) "અંગ્રેજ ઇતિહાસકારોની સત્ય શોધ (?)" નામના લેખમાં જણાવે છે કે, "ફાર્બસ સાહેબે તો હેમાચાર્ય વિષે લખતાં હદ વાળી દીધી છે. તેમણે રાસમાળામાં લખી નાખ્યું છે કે, 'હેમાચાર્ય અંત સમયે મુસલમાન થયા હતા;' પણ એના પ્રમાણ માટે કશું જ મૂક્યું નથી. સત્તા, સામ્રાજ્ય અને રંગના મદ સિવાય આવું હડહડતું જૂઠાણું કોણ લખી શકે? રાસમાળાનું ગુજરાતી ભાષાંતર તપાસતાં સ્વ. રણછોડભાઈ ઉદયરામની સહી ઉપર હેમાચાર્યની મુસલમાન થવાની કલ્પિત કે સાંભળેલી વાત મુકાયેલી જણાય છે. તે ઉપરાંત રાસમાળામાં ભાટની વાત પરથી શંકરાચાર્યે મહેલ સુધી સમુદ્રનાં મોજાં ઊછળે તેવાં પાણી પોતાની અદ્ભુત શક્તિથી લાવી કુમારપાળ અને હેમાચાર્યને જલશાયી મરણના ભયમાં સપડાવી હોડીનું દૃશ્ય બતાવ્યું, કુમારપાળને પકડી રાખ્યા, જ્યારે હેમાચાર્ય તે હોડીમાં જીવ બચાવવા કૂદી પડ્યા – 'દરિયો ને હોડી એ સર્વ કાર્મિક હતું તેથી તે નીચે ફરસબંધી ઉપર પડ્યા ને ભેચા નીકળી ગયા. (કેવા સુંદર શબ્દો વાપર્યા છે?!) જૈન ધર્મ પાળનારાઓની કતલ કરવાનું કામ ચાલ્યું, પછી કુમારપાળ શંકરસ્વામીનો શિષ્ય થયો.'

"આવી વાતો ઉપર કશો આધાર રાખી શકાય તેમ નથી, એટલું જ નહિ પણ તેમાં જરા યે સત્યનો અંશ હોય એમ સામાન્ય બુદ્ધિવાળો પણ સજ્જન હોય તો સ્વીકારી શકે તેમ નથી, છતાં તેને ઐતિહાસિક ગ્રન્થમાં સ્થાન આપવું અને સ્થાન અપાય તો તે ન મનાય તેવી કાલ્પનિક, જણાય છે એટલું યે ન જણાવવું એ અક્ષંતવ્ય છે.

"સત્યગવેષક વિદ્વાનોનો સ્વભાવ છે કે, તેમણે મૂકેલા વિચારો, મંતવ્યો કે સાંભળેલાં કથનો બુદ્ધિગ્રાહ્ય, પ્રબલ પ્રમાણોથી ફેરફાર કરવાને યોગ્ય જણાય, તો તેઓ પોતાના વિચારોને ફેરવવાને કદી ચૂકતા નથી;" તો આવા ભ્રમો જેમણે ઊભા કરેલા છે તેમણે અગર

બીજા સજ્જન વિદ્વાનોએ તે વિષે સવિશેષ ઊહાપોહ કરીને તેનું નિરસન કરવાનું કર્તવ્ય બજાવવું ઘટે અને "ઈતિહાસને દેશનું ધન સમજીને પ્રત્યેક ઇતિહાસપ્રેમીએ હિંદુસ્તાનના, ગુજરાતના કે સમાજના કોઈએ લખેલા ઇતિહાસમાં કોઈ પણ પ્રકારની અસત્ય અને ભ્રામક કલ્પનાને આગળ વધવા દેવી જોઈએ નહિ."

## ગુજરાતની અસ્મિતાનો પાયો નાખનાર જ્યોતિર્ધર

સુપ્રતિષ્ઠિત સાક્ષર શ્રી. કનૈયાલાલ મુનશી કરાંચી–સાહિત્યસંમેલનના પ્રમુખ તરીકે પોતાના વ્યાખ્યાનમાં કહે છે: 'જો કોઈએ ગૂજરાતને સસંકલ્પ જીવંત વ્યક્તિ તરીકે કલ્પવાનો પહેલો પ્રયત્ન કર્યો હોય તો તે ધંધુકાના મોઢ વાણિયાએ. ગુજરાતના સાહિત્યસ્વામીઓના શિરોમણિએ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિએ. એનું 'કુમારપાલચરિત' પાટણની મહત્તાની ભાવનામાંથી ગુજરાતની અસ્મિતા પ્રગટાવવાનો પહેલો પ્રયત્ન. આ જ્યોતિર્ધરના તેજે વસ્તુપાલ–તેજપાલના કાળમાં અનેક કવિઓએ પોતાની કૃતિઓને ઉજ્જવળ કરી...આ રીતે હેમચંદ્રાચાર્યને ગુજરાતની અસ્મિતાનો પાયો નાંખનાર જ્યોતિર્ધર કહી શકાય.

## તેઓશ્રી પ્રત્યેનું ઋણ

એમણે સર્જેલા–પ્રયોજેલા આકરગ્રન્થોનું સ્પષ્ટ અને સર્વગ્રાહી ટિપ્પણો સહિત સંસ્કરણ વિદ્વાનો પાસે કરાવી બહાર પાડવું જોઈએ. તેમના 'કાવ્યાનુશાસન' નામના ગ્રન્થનું–અલંકાર ચૂડામણિ અને વિવેક નામની વૃત્તિ સાથેનું વિદ્દ્વર્ય શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખે ઈતિહાસસંશોધનવાળી વિસ્તૃત અંગ્રેજી પ્રસ્તાવના સહિત સંસ્કરણ કર્યું છે, તેમાં પ્રોફે૰ આથવલેએ અંગ્રેજી ટિપ્પણો આપી, અભ્યાસી માટે ઉત્તમ સાધન પૂરું પાડ્યું છે. તે બે વિદ્વાનો અને તેના પ્રકાશક મુંબઈની શ્રી. મહાવીર જૈન વિદ્યાલય નામની સસ્થાને ધન્યવાદ ઘટે છે. તેવું સંસ્કરણ બીજા ગ્રંથો અને ખાસ કરીને તેમનું, છંદોનુશાસન અવશ્ય માગે છે.

'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' મૂળ ભાવનગરની જૈનધર્મ–પ્રસારકસભા દ્વારા છપાયેલ તે હાલ અનુપલબ્ધ હોઈ, શ્રી. આત્માનંદ શતાબ્દિ સ્મારક–ફંડમાંથી તેનું પુનઃ પ્રકાશન કરવાની વ્યવસ્થા થઈ રહી; છે તો

તેમને નમ્ર સૂચના એ છે કે, તેની જુદી જુદી પ્રતો પરથી પાઠાંતરો સહિત તે પર પ્રકાશ ફેંકનારી વિસ્તૃત પ્રસ્તાવના, ટિપ્પણ વગેરે આપીને અસલ છપાયેલમાંની અશુદ્ધિઓ – ભૂલો ટાળીને નૂતન વર્તમાન પદ્ધતિએ તૈયાર કરાવી તે ફંડ છપાવશે એવી આશા છે.

ઉક્ત ચરિત્રમાં તેમ જ અન્ય ગ્રન્થોમાં ઘણાં સુભાષિતો ભર્યાં છે. તે પૈકીના નમૂનારૂપ શાંતમૂર્તિ મુનિશ્રી જયંતવિજયજીએ ' હેમચંદ્ર-વચનામૃત ' એ નામથી ગૂજરાતી અનુવાદસહિત એક નાનું પુસ્તક છપાવેલ છે, તે જ રીતે બીજાંનો પૂરો સંગ્રહ બહાર પડે તો યોગ્ય થશે.

આ સાહિત્યસ્વામી સૂરિના જીવન સંબંધી જે પ્રકટ અને અપ્રકટ પુષ્કળ સાધનો છે, તે સર્વમાંથી ઐતિહાસિક પ્રમાણોની પુષ્ટિ સહિત સમગ્ર વૃત્તાંત અને તેમના સર્વે ગ્રંથોની વિવેચકદૃષ્ટિએ આલોચના તૈયાર કરાવી, પ્રકટ કરવી એ સૌથી વિશેષ ઉપયોગી કાર્ય છે. જ્યાં સુધી તે ન થાય ત્યાં સુધી તેમના પ્રત્યેના ઋણથી મુક્ત નહિ થવાય.



# મહાન આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ

: લેખક :

**મુનિશ્રી પુણ્યવિજયજી**

: પ્રસ્તાવના :

**ગુણવંતી** ગૂર્જરભૂમિના સાર્વત્રિક ગૌરવમાં ઉમેરો કરનાર મહાન ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ શ્રીસિદ્ધરાજ જયસિંહદેવના હૃદયમાં અને તેમની રાજસભામાં અગ્રસ્થાન પ્રાપ્ત કરનાર, ગૂર્જરેશ્વર મહારાજ શ્રીકુમારપાલ દેવનો અને જૈન પ્રજાનો તારણહાર, ભારતીય પ્રજાના કરકમલમાં અપૂર્વ અને વિશાળ સાહિત્યનો વારસો અર્પી જનાર અને પોતાની વિશ્વતોમુખી પ્રતિભાથી ભારતભૂમિને તેમ જ જૈન પ્રજાને સમગ્ર વિશ્વમાં અમર કરનાર કલિકાલસર્વજ્ઞ મહાન આચાર્ય શ્રી. હેમચંદ્રના સંબંધમાં કાંઈ પણ લખવું, એ આ પળે માની લઈએ તેટલું સહેલું નથી. તે છતાં એ મહાપુરુષની પ્રતિભા, એમનું ગંભીર જ્ઞાન, એમની સાધુતા; એમનું સ્વપરશાસ્ત્રવિષયક પારંગતપણું, એમની રાજનૈતિક નિપુણતા અને વ્યાવહારિક દક્ષતા, પોતાના જમાનાની સમર્થ વ્યક્તિઓમાં તેમનું સ્થાન વગેરે હકીકતોનો સામાન્ય જનતાને ખ્યાલ આવે એ બદલ સહજ ભાવે આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

## જન્મસ્થાનાદિ

" વિશ્વની મહાવિભૂતિઓના જીવનની કિંમત તેમનાં જન્મસ્થાન, જાતિ, માતા – પિતા આદિ ઉપરથી આંકવામાં નથી આવતી " એ

વાત સંપૂર્ણ રીતે સત્ય હોવા છતાં સામાન્ય પ્રજા તેમના વિષેની આ જિજ્ઞાસાને રોકી શકતી નથી; એટલે સૌ પહેલાં અહીં ભગવાન શ્રી. હેમચંદ્રના જન્મસ્થાન આદિનો પરિચય આપવામાં આવે છે.

ભગવાન શ્રીહેમચંદ્રનો જન્મ વિક્રમ સંવત્ ૧૧૪૫ ની કાર્તિકી પૂનમને દિવસે ધંધૂકામાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ ચાચિગ હતું, માતાનું નામ પાહિણી હતું અને તેમનું પોતાનું નામ ચંગદેવ રાખવામાં આવ્યું હતું. તેમની જ્ઞાતિ મોઢ હતી.

### ભવિષ્યવાણી

શ્રી. હેમચંદ્રના જન્મ પહેલાં તેમના ગુરુ ભગવાન શ્રી. દેવચંદ્રસૂરિનાં દર્શન તેમના માતા – પિતાને થયાં હતાં. જેઓ ચંદ્રગચ્છમુકુટમણિ અને પૂર્ણતલગચ્છના પ્રાણ સમા હતા, તે વખતે તેમણે ચાચિગ અને પાહિણીને જણાવ્યું હતું કે, " તમારો પુત્ર જૈનશાસનનો ઉદ્ધારક મહાપ્રભાવક પુરુષ થશે."

### બાલ્યકાળ અને ગૃહસ્થજીવન

આચાર્ય હેમચંદ્રના બાલ્યકાળ અને ગૃહસ્થજીવન વિષે આપણે ફક્ત એટલું જ જાણી શકીએ છીએ કે, ચંગદેવ બાળક ( ભાવિ હેમચંદ્રાચાર્ય) પાંચ વર્ષનો થયો ત્યારે, એક વખત તે તેની માતા સાથે દેવમંદિરમાં દર્શન કરી ગુરુવંદન માટે ઉપાશ્રયે ગયો. આ પ્રસંગે ચંચળ સ્વભાવનો બાળક ચંગદેવ, વિહાર કરતા કરતા ત્યાં ( ધંધૂકામાં ) આવીને રહેલા શ્રી. દેવચંદ્રસૂરિના આસન ઉપર બેસી ગયો. આ સમયનો લાભ લઈને આચાર્યે બાળકનાં લક્ષણો જોઈ લીધાં અને તેની માતાને તેના જન્મ પહેલાં પોતે કહેલી વાત યાદ કરાવી.

### શિષ્યભિક્ષાની યાચના

આચાર્ય શ્રી. દેવચંદ્રસૂરિએ ચંગદેવમાં જૈનશાસનના મહાપ્રભાવક પુરુષ તરીકેની યોગ્યતાનાં દરેક શુભ ચિહ્નો અને સ્વાભાવિક ચપળતા જોયા પછી સંઘના આગેવાન ગૃહસ્થોને બોલાવ્યા અને કેટલીક વાતચીત કરીને તેમને સાથે લઈ તેઓશ્રી ચાચિગ અને પાહિણીને ઘેર ગયા.

આચાર્યશ્રી અને શ્રીસંઘને પોતાને આંગણે પધારેલા જોઈ, પાહિણીએ તેમનું યોગ્ય સ્વાગત કર્યું અને તેમના આગમનનું કારણ પૂછ્યું. આચાર્યશ્રીએ જણાવ્યું કે, " તારો પુત્ર જૈનશાસનનો ઉદ્ધાર કરનાર મહાપુરુષ થઈ શકે તેવાં શુભ લક્ષણોથી અલંકૃત છે; માટે તારા પુત્રને તું અમને શિષ્ય તરીકે અર્પણ કરી દે." આ સાંભળી ઘરમાં પાહિણી પોતે એકલી હોવાથી વિમાસણમાં પડી ગઈ કે, " એક તરફથી બાળકનો પિતા ઘરમાં નથી અને બીજી બાજુ ગુરુદેવ અને શ્રીસંઘ મારે આંગણે પધારેલા છે. આ સ્થિતિમાં મારો ધર્મ શો હોઈ શકે ? તેમજ પોતાના ગુણવાન ને પ્રાણાધિક પુત્રને આપી પણ શી રીતે દેવો ?" આખરે પાહિણીએ જાતે જ નિર્ણય કરી લીધો કે, " ગુરુદેવ અને શ્રીસંઘ મારા સદ્‌ભાગ્યે મારે આંગણે પધારેલા છે, તેમના વચનનો અનાદર કરવો જોઈએ નહિ તેમજ મારો પુત્ર જૈનશાસન અને જગતનો તારણહાર થતો હોય, તો મારે આનંદ જ મનાવવો જોઈએ." આ પ્રમાણે વિચાર કરી પાહિણીએ પોતાના પ્રિય પુત્રને ગુરુમહારાજના કરકમલમાં અર્પણ કરી દીધો.

### દીક્ષા

જન્માંતરના શુભ સંસ્કારી બાળક ચાંગદેવે ગુરુમહારાજના નિર્મળ સ્નેહભર્યાં ઉપદેશામૃતનું પાન કર્યું અને આંતરિક ઉત્સાહપૂર્વક ગુરુ-ચરણમાં વિક્રમ સંવત ૧૧૫૦માં સંસારતારિણી પ્રવ્રજ્યા સ્વીકારી અને તેમનું નામ સોમચંદ્ર રાખવામાં આવ્યું.

### વિદ્યાભ્યાસ

વિશ્વના ઝગમગતા સિતારા સમાન મહાપુરુષોમાં કુદરતી જ એવી પ્રતિભા અને બુદ્ધિવૈભવ હોય છે કે, તેઓ અગમ્ય રીતે જ દરેક પ્રકારની વિદ્યાને સહજમાં અને સ્વલ્પ સમયમાં મેળવી લે છે. તેમને કોઈ સરસ્વતીને પ્રસન્ન કરવા જવું પડતું નથી કે નથી તેમને કોઈના વધારે પડતા ગુરુત્વની પણ આવશ્યકતા હોતી. આપણા બાળમુનિ શ્રી સોમચંદ્રે પણ પોતાની સ્વાભાવિક પ્રજ્ઞાના બળે થોડાં જ વર્ષોમાં વિદ્યાના દરેક ક્ષેત્રમાં પારંગતપણું મેળવી લીધું હતું.

## આચાર્ય પદ

બાળમુનિ શ્રી. સોમચંદ્ર બાળક હોવા છતાં અબાળસ્વભાવી ઉત્તમ સંસ્કારસંપન્ન મહાપુરુષ હતા. એ જ કારણે તેમના બાળ-સ્વભાવ – સુલભ ચંચળતા આદિ ગુણોએ તેમને વિદ્યાભ્યાસ અને ત્યાગ – સંયમનો આદર્શ સાધવામાં ખૂબ જ સહાય કરી હતી. બાલ્યાવસ્થાથી જ તેઓશ્રી જિતેન્દ્રિય, સંયમી અને સ્થિરચિત્તવાળા હતા. એમના એ વિશિષ્ટ ગુણોનો પરિચય આપણને એમના બાળ-જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાંથી સહેજે મળી રહે છે.

એમનો, ઊંડો વિદ્યાભ્યાસ, અપૂર્વ ત્યાગવૃત્તિ, પ્રૌઢ તપઃપ્રભાવ અને સ્વાભાવિક ઓજસ્વિતા વગેરે – પ્રભાવશાળી ગુણો જોઈ ગુરુદેવ આચાર્ય શ્રી. દેવચંદ્રસૂરિ અને શ્રીસંઘે મળી સંવત ૧૧૬૨ માં સત્તર વર્ષની ઉમ્મરે પહોંચેલા બાળમુનિ શ્રી. સોમચંદ્રને આચાર્યપદ ઉપર સ્થાપન કર્યા અને એમનું નામ સોમચંદ્રને બદલે હેમચંદ્ર રાખવામાં આવ્યું. આ પછી તેઓશ્રી હેમચંદ્રાચાર્ય તરીકે ઓળખાવા લાગ્યા.

## ગૂર્જરેશ્વર શ્રીસિદ્ધરાજ સાથે સમાગમ

ભગવાન હેમચંદ્રચાર્ય દેશવિદેશમાં વિહાર કરતા કરતા અને સ્થાનમાં પોતાના ત્યાગ અને પાંડિત્યના સૌરભને વેરતા વેરતા અનુક્રમે ગૂર્જરેશ્વરની રાજધાની પાટણ નગરમાં પધાર્યા. એમના પાટણના નિવાસ દરમિયાન લોકસમુદાયમાં અને વિદ્વદ્વર્ગમાં તેમના ત્યાગ, તપ, પાંડિત્ય વગેરે ગુણોની ખ્યાતિ ખૂબ વધી. છેવટે આ બધા ય સમાચાર ગૂજરાતના પ્રજાપ્રિય માન્ય વિદ્વાન મહારાજા શ્રીસિદ્ધરાજ જયસિંહ-દેવની રાજસભામાં પણ પહોંચી ગયા અને વિદ્વાન ગૂર્જરેશ્વરે ભગવાન શ્રી. હેમચંદ્રાચાર્યને ઉત્કંઠાભર્યા હૃદયે આમંત્રણ મોકલ્યું. આચાર્યશ્રીએ પણ ધર્મભાવનાની વૃદ્ધિ વગેરે ધ્યાનમાં લઈ એ આમંત્રણને કબૂલ રાખ્યું અને ગૂર્જરેશ્વરને દર્શન આપવા માટે પોતે તેમના સ્થાનમાં ગયા.

ભગવાન શ્રી. હેમચંદ્રનાં દર્શન અને વચનામૃતનું પાન કરી ગૂર્જરેશ્વર એટલા પ્રસન્ન થયા કે, તેમણે આચાર્યશ્રીને પ્રસંગે પ્રસંગે પોતાને ત્યાં પધારવા માટે ભાવભીનો આગ્રહ કર્યો. આચાર્યશ્રી પણ

ગૂર્જરેશ્વરની વિનતિને માન્ય રાખીને અવારનવાર જતા–આવતા. આ પછી ઉત્તરોત્તર ભગવાન શ્રી. હેમચંદ્રનું સ્થાન ગૂર્જરેશ્વરની રાજસભા અને તેના વિદ્વદ્વર્ગમાં ઘણું જ આગળ પડતું થઇ ગયું.

વિક્રમ સંવત્ ૧૧૮૧ માં ગૂર્જરેશ્વરની રાજસભામાં ખુદ ગૂર્જરપતિ અને કવિચક્રવર્તી શ્રીપાળના અધ્યક્ષપણા નીચે, કર્ણાટકદેશીય દિગંબર તાર્કિકાચાર્ય વાદી શ્રી. કુમુદચંદ્ર સાથે થયેલ ગૂર્જરદેશીય શ્વેતાંબર તાર્કિક શિરોમણિ સ્યાદ્વાદરત્નાકર ગ્રંથના પ્રણેતા મહાવાદી શ્રી. દેવસૂરિના વાદ પ્રસંગે રાજસભામાં ભગવાન શ્રી. હેમચંદ્રાચાર્યનું મહત્તાભર્યું સ્થાન હતું.

### સિદ્ધહેમ વ્યાકરણની રચના

વિદ્વાન ગૂર્જરેશ્વર મહારાજા શ્રી. સિદ્ધરાજ જયસિંહદેવની રાજસભા એટલે સમગ્ર ગૂજરાત અને દેશવિદેશના પંડિતચક્રવર્તીઓની સભા. એ રાજસભાના સઘળા વિદ્વાનો ભગવાન હેમચંદ્ર પ્રત્યે તેમના અબાધ્ય પાંડિત્યને કારણે બહુમાનની નજરે જોતા હતા. વિક્રમ સંવત ૧૧૯૨ માં માલવપતિ શ્રી. યશોવર્માને હરાવ્યા પછી ત્યાંની લૂંટમાં ત્યાંનો રાજકીય જ્ઞાનભંડાર ( પુસ્તકાલય ) ગૂર્જરેશ્વરના હાથમાં આવ્યો હતો. તેનું અવલોકન કરતાં તેમાં ભોજવ્યાકરણની નકલ જોયા પછી, ગૂર્જરેશ્વરના હૃદયમાં પોતાના દેશમાં સ્વતંત્ર વ્યાકરણના સર્જન માટેની તીવ્ર ઊર્મિ ઉત્પન્ન થઇ. અને પોતાનો એ વિચાર તેમણે રાજસભાના માન્ય પ્રખર વિદ્વાનો સમક્ષ જાહેર કર્યો. આ પ્રસંગે રાજસભાના દરેક વિદ્વાને ભગવાન શ્રી. હેમચંદ્રાચાર્ય તરફ આંગળી ચીંધીને એકીઅવાજે જણાવ્યું કે, "મહારાજ ! આપની આ અતિમહાન ઇચ્છાને પૂર્ણ કરવા માટે આ મહાપુરુષ સિવાય બીજું કોઈ સમર્થ નથી." છેવટે ગૂર્જરેશ્વરે આચાર્યશ્રીને જોઈતાં દરેક સાધનો પોતાની રાજકીય લાગવગથી પૂરાં પાડ્યાં અને આચાર્યશ્રીએ પોતાના અને ગૂર્જરેશ્વરના નામને અમર કરતા સર્વાંગપૂર્ણ સિદ્ધહેમ વ્યાકરણની રચના કરીને માત્ર ગૂર્જરેશ્વરને જ નહિ પણ આખા વિશ્વને પોતાના અજોડ પાંડિત્યનો પરિચય આપ્યો. કહેવાની જરૂર નથી કે, આ પછી ગૂર્જરેશ્વર ભગવાન હેમચંદ્રનો અનન્ય મિત્ર ને સેવક બની ગયો હતો.

## રાજનૈતિક નિપુણતા

ભગવાન હેમચંદ્રના, જેમ તેમના ગુણોથી આકર્ષાયેલા સંખ્યાબંધ પૂજકો અને મિત્રો હતા, તે જ રીતે તેમના વિરોધીઓની સંખ્યા પણ તેટલી જ હતી. આમ છતાં પોતાની પ્રખર પ્રતિભા અને રાજનૈતિક નિપુણતાને પ્રતાપે તેઓ એ બધાયનો અડગપણે સામનો કરી શક્યા હતા; અને એમના આખા જીવનમાં એવો એક પણ પ્રસંગ આવ્યો નથી કે, કોઈ પણ પ્રસંગે કોઈ પણ એમનો તેજોવધ કરી શક્યું હોય. ખરે જ માનવજાતિ માટે બધુંય શક્ય હશે, પણ પરસ્પરવિરુદ્ધ વાતાવરણ અને કાવાદાવાથી ભરપૂર રાજસભામાં અડગપણે ટકી રહેવું,—અને તે પણ સંખ્યાતીત વર્ષોના પારસ્પરિક વિરોધના ભોગ બનેલ શ્રમણસંસ્કૃતિના ધારક સાંપ્રદાયિક પુરુષ માટે—ઘણું જ અઘરું છે. છતાં આપણે આજે એ પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ કે, ભગવાન હેમચંદ્ર એ સ્થિતિમાં પણ અડગપણે ઊભા રહી શક્યા હતા. એટલે આ રીતે વિચાર કરતાં ખરે જ ભગવાન હેમચંદ્રે જગત સમક્ષ ધાર્મિકતા-પ્રધાન રાજનૈતિક-નિપુણતાનો અપૂર્વ આદર્શ ખડો કર્યો છે.

## કુમારપાલદેવ સાથે સંબંધ

ભગવાન હેમચંદ્ર બે ચૌલુક્યવંશી ગૂર્જરેશ્વરોના ગાઢ સમાગમમાં આવ્યા હતા. એક મહારાજા શ્રીજયસિંહદેવ અને બીજા મહારાજા શ્રીકુમારપાલદેવ. એકની સાથે અમુક અંશે ધાર્મિકતાનો સંબંધ હોવા છતાં મુખ્યત્વે વિદ્વત્તાનો સંબંધ હતો, જે આપણે ઉપર જોઈ ગયા છીએ; જ્યારે બીજાની સાથેનો સંબંધ ધાર્મિકતામાંથી જન્મ્યો હતો અને ધાર્મિકતામાં જ પરિણમ્યો હતો.

આચાર્ય હેમચંદ્રનો મહારાજા શ્રીકુમારપાલદેવ સાથેનો સંબંધ, તેઓ જ્યારે મહારાજા સિદ્ધરાજ તરફના મૃત્યુભયથી ત્રાસીને નાસભાગ કરતા હતા તે પ્રસંગે થયો હતો. અને એ, મુખ્યત્વે કરીને ભયપ્રસંગના તેમના રક્ષણની ધાર્મિક વૃત્તિમાંથી જન્મ્યો હતો અને આદિથી અંત એ સંબંધ એ રૂપમાં જ કાયમ બન્યો હતો.

## ઉપદેશની અસર

ભગવાન હેમચંદ્રના ઉપદેશે મહારાજ શ્રીકુમારપાલદેવના હૃદયમાં એટલી તીવ્ર અને ઊંડી અસર નિપજાવી હતી કે, આખરે એ એક ધાર્મિક અથવા જૈનધર્માવલંબી રાજા બની ગયો હતો. તે છતાં ભગ-

વાન હેમચંદ્રે તેમની પાસે જૈનધર્મને લગતાં જ કાર્યો કરાવવામાં તત્પરતા રાખી હતી એમ જ નહોતું, પરંતુ સર્વસામાન્ય હિતનાં કાર્યો પણ તેમણે કરાવ્યાં હતાં.

સર્વસામાન્ય હિતનાં કાર્યોમાં મુખ્યપણે સાત વ્યસન-જેમાં જુગાર, માંસ, દારૂ, વેશ્યા, શિકાર, ચોરી અને વ્યભિચારનો સમાવેશ થાય છે અને જે પ્રજાજીવનને અને માનવતાને હલકે દરજ્જે લઈ જનાર છે–તે ઉપદેશ અને રાજસત્તા દ્વારા અટકાવવામાં આવ્યાં હતાં. જ્યાં લાગ-વગ પહોંચી શકે તેવાં અન્ય રાજ્યોમાં પણ વિવિધ સાધનો-દ્વારા તે માટે પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

આ સિવાય અતિપ્રાચીન સમયથી ચાલ્યો આવતો નિર્વારસદાર વિધવા સ્ત્રીઓની મિલકત પડાવી લેવાનો રિવાજ–જેની વાર્ષિક આવક બોંતેર લાખની આસપાસની હતી, તેને પણ જતો કરવામાં આવ્યો હતો.

આ બધા ય કરતાં ભગવાન હેમચંદ્રના ઉપદેશની મહાભારત અસર એ થઈ હતી કે, માંસાહાર નિમિત્તે તેમ જ યજ્ઞયાગાદિમાં નિરર્થક રીતે થતા અનેક પશુઓના સંહારને દયાળુ ગૂર્જરેશ્વર દ્વારા અટકાવવામાં આવ્યો હતો.

ટૂંકામાં આપણે એમ કહી શકીએ કે, ગૂજરાત વગેરે દેશોમાં આજે પણ જે દુર્વ્યસનોનો અલ્પ પ્રચાર છે, નિર્વંશીયાનું ધન પડાવી લેવાનો રિવાજ જોવામાં નથી આવતો તેમજ યજ્ઞ-યાગાદિ નિમિત્તે થતો પશુવધ લગભગ અટકી ગયો છે, એ ભગવાન હેમચંદ્રસૂરિના પવિત્ર ઉપદેશ અને ગૂર્જરેશ્વર મહારાજ શ્રીકુમારપાલની અજોડ ધાર્મિકતાનો જ પ્રતાપ છે.

### ગ્રંથરચના

આજે ભગવાન હેમચંદ્રના જે ગ્રંથો મળે છે તેની નોંધ અહીં આપવામાં આવે છે:—

| | | | |
|---|---|---|---|
| સાંગોપાંગ વ્યાકરણ | સિદ્ધહેમ | સિદ્ધહેમ લઘુવૃત્તિ | ૬૦૦૦ શ્લોક |
| | | સિદ્ધહેમ બૃહદ્વૃત્તિ | ૧૮૦૦૦ ,, |
| | | સિદ્ધહેમબૃહન્ન્યાસ | ૮૪૦૦૦ (અપૂર્ણ મળે છે) |
| | | સિદ્ધહેમ પ્રાકૃતવૃત્તિ | ૨૨૦૦ ,, |
| | | લિંગાનુશાસન સટીક | ૩૬૮૪ ,, |
| | | ઉણાદિગણ વિવરણ | ૩૨૫૦ ,, |
| | | ધાતુપારાયણ વિવરણ | ૫૬૦૦ ,, |

| | |
|---|---|
| અભિધાનચિંતામણિ સ્વોપજ્ઞટીકા સહ | ૧૦૦૦૦ શ્લોક |
| અભિધાનચિંતામણિ પરિશિષ્ટ | ૨૦૪ ,, |
| અનેકાર્થ કોષ | ૧૮૨૮ ,, |
| નિઘંટુશેષ | ૩૯૬ ,, |
| દેશીનામમાલા સ્વોપજ્ઞવૃત્તિ સાથે | ૩૫૦૦ ,, |
| કાવ્યાનુશાસન સ્વોપજ્ઞ અલંકારચૂડામણિ અને વિવેક સાથે | ૬૮૦૦ ,, |
| છંદોનુશાસન છંદશ્ચૂડામણિ ટીકા સહ | ૩૦૦૦ ,, |
| સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય | ૨૮૨૮ ,, |
| પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય | ૧૫૦૦ ,, |
| પ્રમાણમીમાંસા સ્વોપજ્ઞવૃત્તિ સાથે | ૨૫૦૦(અપૂર્ણ) |
| વેદાંકુશ (દ્વિજવદનચપેટા) | ૧૦૦૦ ,, |
| ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમહાકાવ્ય ૧૦ પર્વ | ૩૨૦૦૦ ,, |
| પરિશિષ્ટ પર્વ | ૩૫૦૦ ,, |
| યોગશાસ્ત્ર સ્વોપજ્ઞટીકા સહ | ૧૨૫૭૦ ,, |
| વીતરાગસ્તોત્ર | ૧૮૮ ,, |
| અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | ૩૨ કાવ્ય ,, |
| અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | ૩૨ ,, |
| મહાદેવસ્તોત્ર | ૪૪ શ્લોક |

ઉપર ભગવાન હેમચંદ્રસૂરિકૃત ગ્રંથોના નામોની જે યાદી આપવામાં આવી છે તેમાંના વિવિધ વિષયો, તે તે ગ્રંથમાં કરવામાં આવેલો તે તે વિષયનો ઊહાપોહ, અને તે તે ગ્રંથમાં કરેલી તત્તદ્વિષયક અનેકાનેક શાસ્ત્રોની ઝીણવટભરી ચર્ચા,–આ બધા તરફ ધ્યાન આપતાં જાણી શકાય છે કે તેઓશ્રીએ સાહિત્યના પ્રત્યેક અંગને કેવો ન્યાય આપ્યો છે, એ પ્રત્યેક અંગની કેટલી ઝીણવટથી મીમાંસા કરી છે અને એ પ્રત્યેક અંગનો વિચાર કરવા માટે તે સમયના વિશાળ સાહિત્યનું તેમણે કેટલી ગંભરતાથી અવગાહન કર્યું હશે અને તે સાથે તેમની પ્રતિભા, તેમનું સૂક્ષ્મદર્શિપણું, તેમનું સર્વદિગ્ગામી પાંડિત્ય અને તેમના બહુશ્રુતપણાનો પરિચય આપણને મળી રહે છે.

### હેમચંદ્રની કૃતિઓનું ગૌરવ

ભગવાન હેમચંદ્રે રચેલા ગ્રંથો એટલે ગંભીર અને સર્વાંગસંપૂર્ણ ગ્રંથરચના. સિદ્ધહેમ વ્યાકરણ, દ્વયાશ્રય મહાકાવ્ય, અભિધાનકોશો કે કાવ્યાનુશાસન આદિ જેવા પ્રાસાદભૂત મહાગ્રંથો જ નહિ, પણ અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા જેવા ફક્ત ૩૨ કાવ્યના એક નાના સરખા સ્તુતિગ્રંથને લઈને વિચાર કરવામાં આવે તો પણ આપણે એમ જ કહેવું પડે. આચાર્ય હેમચન્દ્રે આ નાની શી કૃતિમાં સ્યાદ્વાદ, નય, પ્રમાણ અને સપ્તભંગી વિષે તેમ જ સ્વપરદર્શનના સિદ્ધાન્તો ઉપર અતિગંભીર અને સૂક્ષ્મ વિચારો રજૂ કરી જગતને પોતાના મહાન વિજ્ઞાનનો પરિચય કરાવ્યો છે.

### હેમચંદ્રની કૃતિઓનું સ્થાન

આચાર્ય હેમચંદ્રની કૃતિઓનો સાહિત્યના સમરાંગણમાં કોઈ પણ સ્થળે પરાભવ કે અનાદર થયો નથી, એટલું જ નહિ કિન્તુ તેમની કૃતિઓને ભારતવર્ષમાં પ્રાચીન સમર્થ જૈનેતર વિદ્વાનોએ સુદ્ધાં માન્ય રાખી છે. છન્દશાસ્ત્રના ટીકાકાર હલાયુધ જેવા વિદ્વાનોએ તો પોતાની કૃતિઓમાં આચાર્ય હેમચંદ્રની કૃતિઓમાંથી ગ્રંથસંદર્ભના સંદર્ભો જ અપનાવી લીધા છે.

### જૈન સંપ્રદાયમાં હેમચંદ્રનું સ્થાન

ભગવાન હેમચંદ્રનું જૈન સંપ્રદાયમાં જે અતિ ઉચ્ચ સ્થાન હતું તેનું વર્ણન કરવું તે એક રીતે વધારે પડતું જ ગણાય. તે છતાં ટૂંકમાં એટલું કહેવું જોઈએ કે તેમના સમયના કોઈ ગચ્છ કે પરંપરા એવાં ન હતાં કે જે એમના ગુણોથી મુગ્ધ ન હોય અને જેણે એમના ગુણોનું વર્ણન ન કર્યું હોય. ટીકાકાર તરીકેનું અજોડ કૌશલ ધરાવનાર સમર્થ આચાર્ય શ્રીમલયગિરિએ તો આવશ્યકસૂત્રની વૃત્તિમાં તથા ચાહુઃ स्तुतिषु गुरवः એ પ્રમાણે લખી ભગવાન શ્રીહેમચંદ્રકૃત અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાંના શ્લોકનો ઉલ્લેખ કર્યો છે અને એ રીતે ભગવાન્ હેમચંદ્રને પોતાના ગુરુત્વસ્થાનમાં માની લીધા છે.

### કાર્યદક્ષતા

ભગવાન શ્રીહેમચંદ્રને તેમના જીવનમાં રાજ્ય અને રાજાના અનુયાયીઓ, મિત્રો અને વિરોધીઓ, જૈન અને જૈનેતર, ધર્મોપદેશ

અને નવસાહિત્યસર્જન, નિર્ગ્રંથજીવન અને જગતનો સંબંધ એ દરેકને એક સરખો ન્યાય આપવાનો હતો. આ દરેક કાર્ય પૈકી એક પણ કાર્યને તેઓશ્રીએ તેમના જીવનમાં ઓછો ન્યાય આપ્યો નથી. ઉપરની બાબતોનો વિચાર કરતાં ખરે જ આપણે આશ્ચર્યમુગ્ધ બની જઈએ છીએ કે એ મહાપુરુષ કયે સમયે કઈ વસ્તુને કેવી રીતે ન્યાય આપતા હશે, એમનું જીવન કેટલું નિયમિત હશે અને જીવનની પળેપળને તેઓ કેટલી મહત્ત્વની લેખતા હશે. ખરે જ વિશ્વની મહાવિભૂતિઓમાં ભગવાન શ્રીહેમચંદ્રનું સ્થાન કોઈ અનેરું જ છે અને એ એમની કાર્યદક્ષતાને જ આભારી છે.

### ઉપસંહાર

અંતમાં એટલું કહેવું વધારે પડતું નથી કે દેશવિદેશનો લાખો જ નહિ બલ્કે કરોડો કે અબજો વર્ષનો ઇતિહાસ એકઠો કરવામાં આવે તો પણ ભગવાન શ્રીહેમચંદ્રાચાર્ય જેવા નિર્લેપ, આદર્શજીવી, વિદ્વાન સાહિત્યસર્જક, રાજનીતિનિપુણ, વ્યવહારજ્ઞ, વર્ચસ્વી અને પ્રતિભાધારી પુરુષની જોડ જડવી અતિમુશ્કેલ બને. અને એ જ કારણસર ભગવાન શ્રીહેમચંદ્રાચાર્ય માટે કલિકાલસર્વજ્ઞ તરીકેનું જે બિરૂદ યોજવામાં આવ્યું છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી.



# શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય

: લેખક :

શ્રી. પરમાનંદ કુંવરજી કાપડિયા

( અમદાવાદ ખાતે શ્રી. જૈન સંઘના આશ્રય નીચે હેમચંદ્ર જયંતિ પ્રસંગે અપાયેલું ભાષણ )

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની જયન્તીના આ મંગળ અને આનંદપૂર્ણ પ્રસંગે મારા જેવા હેમચંદ્રાચાર્યના સાહિત્ય તેમ જ તત્કાલીન ઇતિહાસથી અનભિજ્ઞ માણસને બોલવાનો કશો પણ અધિકાર હોઈ ન શકે. આમ છતાં મને આ પ્રસંગે બોલવાની આજ્ઞા થઈ છે તેનું એક જ કારણ હું કલ્પી શકું છું અને તે એ કે આજના પ્રસંગનો ઉદ્દેશ હેમચંદ્રાચાર્યના જીવનચરિત્રનું ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓથી નિરૂપણ કરવાનો હોઈને અહીં પંડિતનું દૃષ્ટિબિન્દુ રજૂ થાય એ જેટલું જરૂરી છે તેટલું જ મારા જેવા અપંડિતનું દૃષ્ટિબિન્દુ પણ અહીં રજૂ થાય એ જરૂરી સમજવામાં આવ્યું હશે, અને તે કારણે અને તે અધિકાર ઉપર જ હું આપની સમક્ષ ઉપસ્થિત થયો છું.

જૈનધર્મના ઇતિહાસમાં અનેક વિદ્વાન અને પ્રતાપી આચાર્યો થઈ ગયા છે તે સર્વમાંથી જેવી રીતે ચોવીસ તીર્થંકરોમાંથી ભગવાન ઋષભદેવ જુદા પડે છે તેવી રીતે હેમચંદ્રાચાર્ય અન્ય જૈનાચાર્યોથી જુદા તરી આવે છે. ભગવાન ઋષભદેવને બાદ કરતાં અન્ય તીર્થંકરોના ચરિત્રો જોતાં દરેક તીર્થંકરના જીવનમાં લગભગ એક સરખો ક્રમ

માલૂમ પડે છે. તેઓ અમુક કાળે જન્મ્યા, અમુક કાળે દીક્ષા લીધી, અમુક કાળે તેમને કેવળજ્ઞાન થયું અને અમુક કાળે તેઓ નિર્વાણ પામ્યા. કેવળજ્ઞાન પહેલાનો સર્વ સમય તેઓએ લગભગ આત્મસાધના પાછળ વ્યતીત કર્યો હોય છે, અને તે દરમિયાન જનસમાજના સીધા સંપર્કમાં આવવાનું તેમના માટે ભાગ્યે જ કાંઈક બન્યું હોય છે. ભગવાન ઋષભદેવની બાબતમાં તેથી જુદો જ ક્રમ જોવામાં આવે છે. આજની સર્વ સામાજિક રચનાના તેઓ આદ્યરચયિતા લેખાય છે. પોતાની બે પુત્રીઓમાં એકને અંકવિદ્યા અને બીજીને અક્ષરવિદ્યા શિખવીને તેમણે જ્ઞાનસાહિત્યનો પ્રારંભ કર્યો; લગ્નસંસ્થા દાખલ કરીને નવી સમાજ વ્યવસ્થા ઊભી કરી; લોકોને કૃષિવિદ્યા શિખવી; કુંભારનો ઉદ્યોગ શિખવ્યો; રાંધતાં અને પકવતાં શિખવ્યું. આમ બીજા તીર્થંકરોએ જ્યારે લોકોને નિર્વાણવિદ્યા શિખવી ત્યારે ભગવાન ઋષભદેવે લોકોને જીવનવિદ્યા શિખવી.

આવી જ રીતે હેમચંદ્રાચાર્યે પણ તત્કાલીન સમાજજીવનમાં તેમ જ રાજકારણમાં ખૂબ રસ લીધો એટલું જ નહીં પણ સારી રીતે સક્રિય ભાગ લીધો. ગુજરાતના તત્કાલીન રાજકારણ વિદ્વાનમાં તેઓ અગ્રેસર હતા. સિદ્ધરાજ જયસિંહ ઉપર તેમણે બહુ સારી લાગવગ જમાવી હતી અને કુમારપાળ તો તેમનું જ સર્જન હતા. આ રીતે ઐહિક જીવનમાં આવડું મોટું પરાક્રમ દેખાડનાર હેમચંદ્રાચાર્યને તોલે આવે તેવા બીજા કોઈ જૈનાચાર્ય દેખાતા નથી. આ રીતે વિચારતાં હેમચંદ્રાચાર્યે પણ લોકો પાસે શુષ્ક નિર્વાણ અને મોક્ષની વાતો કરી નથી, પણ પ્રાણવાન જીવનનો બોધ આપ્યો છે અને એવું જ જીવન જીવી બતાવ્યું છે.

જૈન સાધુના જીવનના અનેક અટપટા નિયમ ઉપનિયમોની જટિલતા વિચારતાં એવું જીવનવ્રત સ્વીકારનાર કોઈ પણ વ્યક્તિ ઐહિક દૃષ્ટિએ આવડી મોટી પ્રરાક્રમશાળી કેમ બની શકે એ એક ભારે આશ્ચર્યજનક બીના છે. કારણ કે સર્વ સાધારણ સમજણ મુજબ જૈન સાધુનું જીવન નિવૃત્તિપરાયણ અને એકાંત આત્મલક્ષી કલ્પવામાં આવે છે. તેઓને કોઈ પણ બાબતમાં આદેશ આપવાનો પણ નિષેધ હોય છે. આવા જીવનને રાજકારણ સાથે કશો મેળ

સંભવતો નથી. સાધુ જીવનની મર્યાદામાં હરિભદ્રસૂરિ, સિદ્ધસેન દિવાકર કે યશોવિજયજી ઉપાધ્યાય કલ્પી શકાય છે; હેમચંદ્ર કલ્પી શકાતા નથી. વસ્તુસ્થિતિ એમ છે કે જો અમુક વ્યક્તિની અંદર કોઈ વિશિષ્ટ શક્તિનું બીજ રહેલું હોય તો તેને બાહ્ય જીવનના કોઈ પણ નિયમ ઉપનિયમો કે આસપાસની પરિસ્થિતિના અન્તરાયો કદિ રોધી શકતા નથી. તે જાતિ જ્ઞાતિ કે સંપ્રદાયની દિવાલો તોડીને બહાર પ્રગટ થયા વિના રહી શકતું જ નથી. આ માનવસત્યની દૃષ્ટિએ નિહાળતાં હેમચંદ્રાચાર્યના જીવનપ્રભુત્વનો કોયડો સહેજે ઉકેલી શકાય છે.

હેમચંદ્રાચાર્ય ગુજરાતના બે સુપ્રસિદ્ધ રાજવીઓના સીધા સંબંધમાં આવ્યા, એક મહારાજ જયસિંહ અને બીજા રાજાધિરાજ કુમારપાળ. કુમારપાળને રાજ્ય મળવામાં હેમચંદ્રાચાર્યનો ખૂબ હાથ હતો અને ત્યાર બાદ તેમણે જૈનધર્મ અંગીકાર કર્યો હતો. તેથી તેમની ઉપરનું હેમચંદ્રાચાર્યનું પ્રભુત્વ સુગ્રાહ્ય છે. સહેલાઈથી સમજી શકાય તેવું છે. મારી દૃષ્ટિએ હેમચંદ્રચાર્યનું સિદ્ધરાજ જયસિંહ જેવા અસાધારણ રાજવી ઉપરનું પ્રભુત્વ વિશેષ આશ્ચર્યજનક છે. કારણ કે હેમચંદ્રાચાર્ય ચુસ્ત જૈન હતા, જ્યારે સિદ્ધરાજ જયસિંહ એટલા જ ચુસ્ત શૈવધર્મી હતા. આમ છતાં પણ સિદ્ધરાજથી હેમચંદ્રાચાર્ય આટલા બધા સન્માનિત હોય એ હેમચંદ્રાચાર્યની અસાધારણ પ્રતિભાનો સંગીન પુરાવો છે.

હેમચંદ્રાચાર્યનો વર્તમાન કાળના મહાપુરુષોને અનુલક્ષીને વિચાર કરતાં આજના બે મહાપુરુષો સાથે તેમની તુલના કરવા મન થાય છે. એક લોકમાન્ય તિલક અને બીજા મહાત્મા ગાંધી.

હેમચંદ્રાચાર્યનું જીવન એટલે એક સાથે વહેતા બે પ્રવાહો. એક બાજુએ તેમનું અગાધ પાંડિત્ય અને બીજી બાજુએ તત્કાલીન રાજ-કારણમાં તેમણે ભજવેલો અસાધારણ કાર્યભાગ. આવા બે પ્રવાહોનું મિશ્રણ આજના કોઈ પણ મહાપુરુષોમાં દેખાતું હોય તો તે લોકમાન્ય તિલકમાં છે. તિલકે કરેલાં પ્રાચીન ઈતિહાસને લગતાં સંશોધનો તેમ જ ભગવદ્દગીતા ઉપરનું તેમનું ભાષ્ય તેમની બુદ્ધિ શક્તિ અને પારદર્શી પાંડિત્યના અદ્દભુત નમુનાઓ છે; આવી રીતે અધ્યયન અને

સંશોધન પાછળ આટલો બધો રસ હોવા છતાં તેમના જીવનનો ઘણો મોટો ભાગ રાજકારણ પાછળ જ તેમણે ખરચ્યો છે એ પણ સર્વત્ર સુવિદિત છે. હેમચંદ્રાચાર્યનું લોકમાન્ય તિલક સાથેનું આ પ્રકારનું સાદૃશ્ય આકર્ષક અને આનંદજનક લાગે છે.

હેમચંદ્રાચાર્યની ગાંધીજી સાથેની સરખામણીની દૃષ્ટિએ વિચાર કરતાં એક તો તેઓ બન્ને મોઢ વણિક જ્ઞાતિના છે એ બાહ્ય સાદૃશ્ય વિસ્મયજનક લાગે છે. બીજું મોટું સાદૃશ્ય તો એ છે કે જે અહિંસાને રાજકારણમાં ઘટાવવાનો ભગીરથ પ્રયત્ન આજે ગાંધીજી કરી રહ્યા છે તે જ અહિંસાને રાજકારણ સાથે જોડવાનો પ્રયત્ન મધ્યકાલીન યુગમાં માત્ર હેમચંદ્રાચાર્યે જ કર્યો હતો એમ ઇતિહાસ જોતાં માલૂમ પડે છે. દ્યુત અને મદ્યનો નિષેધ પણ હેમચંદ્રાચાર્યના નામ સાથે જોડાયલો છે. આજે જે વ્યાપક અર્થમાં અને જે દૃષ્ટિએ અહિંસાને રાજકારણમાં ઘટાવવામાં આવે છે તે વ્યાપક અર્થ અને દૃષ્ટિ હેમચંદ્રાચાર્યની નહોતી. હેમચંદ્રાચાર્યની અહિંસા પાછળ મોટે ભાગે પશુ જ પ્રેરક વૃત્તિ હતી. પણ આમ કહેવાનો આશય એકની વિશેષતા કે અન્યની ઊણપ રજૂ કરવાનો નથી. જે ભેદ બન્ને વચ્ચે છે તે આજના અને ત્યારના સમયભેદને આભારી છે. અહિંસાનું શાસ્ત્ર સદા વિકસતું છે. જે અહિંસાની સમજણ ભગવાન મહાવીરના વખતમાં હતી તે સમજણમાં હેમચંદ્રાચાર્ય સુધીમાં ઘણો વિકાસ થયો હતો અને હેમચંદ્રાચાર્યથી આજ સુધીમાં પણ અહિંસાવિજ્ઞાનમાં અનેકદેશીય પૂરવણીઓ થતી જ રહી છે. આજના ગાંધી કરતાં ભવિષ્યનો ગાંધી કોને ખબર છે કે અહિંસાધર્મના જગતને કોઈ જુદા જ પાઠો શિખવશે !

હેમચંદ્રાચાર્યના જીવનની જે બે મોટી વિશેષતા છે તે જ આજના જૈનસમાજના જીવનમાંથી તદ્દન લુપ્ત થયેલ દેખાય છે. પ્રથમ તો હેમચંદ્રાચાર્યની અગાધ વિદ્વત્તાનો વિચાર કરો ! તે વખતે અતિ મર્યાદિત સાધનો હોવા છતાં એવો એક પણ સાહિત્ય વિષય નથી કે જેમાં હેમચંદ્રાચાર્યે ખેડાણ કર્યું નથી. તે તેમના સમયના 'એરિસ્ટોટલ' હતા. એરિસ્ટોટલ વિજ્ઞાનની સર્વ શાળાઓમાં 'સર્વજ્ઞ' મનાતો. હેમચંદ્રાચાર્ય આજે પણ 'કલિકાલસર્વજ્ઞ' તરીકે ઓળખાય છે. આજે જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો ખૂબ વિપુલ

તેમ જ સુલભ બન્યાં છે એમ છતાં; આજના તેમ જ તેમના વંશજોમાં એવો એક પણ વિદ્વાન સાધુ નજરે પડતો નથી કે જેને તેમની બાજુએ બેસાડી શકાય. હેમચંદ્ર માત્ર જૈન ધર્માચાર્ય નહોતા; તે વખતના તેઓ મોટામાં મોટા સાહિત્યાચાર્ય પણ હતા. તેમની સાહિત્ય કૃતિઓ તેમ જ કાવ્ય, છંદ, વ્યાકરણ, ન્યાય આદિ વિષયો ઉપરના ગ્રંથો તત્કાલીન સંસ્કૃતિનાં સીમાચિહ્નો છે. આજના કોઈ જૈન સાધુને જૈનેતર દુનિયામાં કોઈ જાણતું પણ નથી. આપણામાં પ્રકૃતિથી જ પાંડિત્ય – વિદ્વત્તા – રસિકતા પ્રત્યે અનાદર કેળવવામાં આવે છે. અને તેથી જૈનોમાં મોટા વ્યાપારીઓ, સટ્ટાખેલાડીઓ, ઉદ્યોગપતિઓ પાકે છે પણ પ્રખર વિદ્વાનો કદી પાકતા નથી. આનું પરિણામ એ આવ્યું છે કે પ્રજાના સંસ્કારવિધાનમાં કોઈ પણ જૈન કદી અગ્રસ્થાને હોતો જ નથી.

બીજું, હેમચંદ્રાચાર્યને રાજકારણમાં જે સક્રિય રસ હતો તે પણ આજના જૈન સમાજમાંથી લુપ્ત થયો છે. તે કાળે માત્ર હેમચંદ્ર જ રાજકારણમાં અગ્રેસર હતા એમ નથી. તે વખતની જૈન સમાજે મુંજાલ, ઉદયન, વસ્તુપાલ, તેજપાલ, વિમલશા વગેરે અનેક સુપ્રસિદ્ધ રાજકારણી પુરુષો ગુજરાતને આપ્યા છે. રાજપૂતાનાના રાજસ્થાનોમાં પણ અનેક જૈનોએ પ્રધાનપદ શોભાવ્યાં છે. આજના જૈનને આ રસ પણ રહ્યો નથી અને નવા રાજકારણની ઘટનામાં પણ તે કોઈ ઠેકાણે મોખરે માલૂમ પડતો નથી. આજે ચોતરફ જાગી રહેલું હેમચંદ્રનું સ્મરણ જૈન સમાજની સૂતેલી સાહિત્યશક્તિને જાગ્રત કરે અને વર્તમાન રાજકારણમાં નવીન રસ પ્રેરે તો આવી જયન્તિઓ આપણે ઊજવીએ તે કાંઈક સાર્થક લેખાય.

આજની જયન્તિ અહીંનો જૈન યુવક સંઘ ઊજવે છે. આજના યુવકોને હેમચંદ્રાચાર્યના જીવનનો શું સંદેશ છે, એમ જો મને કોઈ પૂછે તો હું એમ જવાબ આપું કે હેમચંદ્ર એટલે અનન્ત યૌવન, અનન્ત સર્જન, અનન્ત કાર્યશક્તિ. આપ સર્વ જાણો છો કે હેમચંદ્રાચાર્યે દશ વર્ષની વયે દીક્ષા લીધી હતી; સત્તર વર્ષની વયે તેમને આચાર્યની પદવી આપવામાં આવી હતી. વીસ બાવીસ વર્ષની વયથી તેઓ રાજકારણમાં ગુંથાયા હતા. જીવનની ક્ષણેક્ષણ તેમણે એકસરખી કાર્યપરાયણતામાં વિતાવી છે. તેમની સાહિત્યકૃતિઓનો

વિસ્તાર અપાર છે. આટલું બધું તેઓ કઈ રીતે લખી શક્યા હશે અને તે પણ તેમનાં પારવિનાનાં રાજકીય રોકાણો સાથે, એ આજે પણ કલ્પનામાં સમાઈ શકતું નથી. બીજા અનેક મોટા ગણાતા માણસોના જીવનની સમીક્ષા કરવા બેસીએ તો જેટલા પોણોસો વર્ષના આયુષ્યમાં પાંચદશ વર્ષ ઉજ્જવલ દેખાય છે અને બાકીના આ બાજુ કે તે બાજુનાં વર્ષો પૂર્વ તૈયારીમાં અથવા તો વૃદ્ધાવસ્થાના વિરામમાં જ વ્યતીત થયા હોય એમ માલૂમ પડે છે. હેમચંદ્રનું જીવન એટલે ઉદ્યોતકારી દિવાકરની માફક ઉદય કાળથી અસ્તકાળ સુધી એક સરખું ઉજ્જવળ પ્રતાપી તે જ વિસ્તારતું અને શ્રમપરાયણ જીવન. આવી જીવન – વિભૂતિ કાળાંતરે જ સમાજને લાધે છે અને તેવા જીવનપ્રવાહમાંથી સમાજ અમર યૌવનનાં પીયૂષ પીએ છે. આજનો યુગ કર્મયુગનો છે અને આજનો યુવક પ્રચંડ કર્મશક્તિનો અવતાર છે. હેમચંદ્રે જીવનનું સાચું યૌવન જાણ્યું છે, માણ્યું છે અને જનતાને શિખવ્યું છે. આજનો યુવક હેમચંદ્ર જેવા કર્મશાળી મહાપુરુષની પેઢીને શોભાવે અને અદ્ભુત કાર્યશક્તિ દાખવીને સમાજની નવરચના સત્વર સાધે એવી મારી નમ્ર પ્રાર્થના છે.



# આચાર્ય શ્રીહેમચન્દ્ર

## ઐતિહાસિક પ્રામાણિક પરિચય

: લેખક :

**પં. લાલચંદ્ર ભગવાન ગાંધી**

"शब्द–प्रमाण–साहित्य–च्छन्दो–लक्ष्मविधायिनाम् ।
श्रीहेमचन्द्रपादानां प्रसादाय नमो नमः ॥"

**આ**ચાર્ય શ્રીહેમચંદ્રનું સંસ્મરણ એ એક રીતે દેવી સરસ્વતીનું મંગલ સંસ્મરણ ગણી શકાય. સરસ્વતીના અવતાર જેવા સિદ્ધસારસ્વત એ સૂરિવરનું સન્માન – પૂજન એ સરસ્વતીના એક વિશિષ્ટ સ્વરૂપનું કિંવા ગૂજરાતની સરસ્વતીનું જ સન્માન – પૂજન છે. આઠ સૈકાઓ પહેલાં પ્રબલપ્રતાપી ગૂર્જરેશ્વરોનાં ઉન્નત મસ્તકો જેમને ભક્તિથી નમ્યાં, સરસ્વતીના પવિત્ર તટ પર સરસ્વતીનો સાક્ષાત્કાર કરાવતા જે સૂરીશ્વરનાં ચરણ – કમલોને ગૂર્જરેશ્વરોએ સુવર્ણ – કમલોથી પૂજ્યાં અને જેમને સેંકડો સાક્ષર – સુજનોએ સુવર્ણમય સુવાસિત સુવચન – કુસુમાંજલિથી વધાવ્યા; તેમને સામાન્ય અલ્પજ્ઞ મનુષ્ય શું અર્ઘ્ય ધરી શકે ?

ગૂજરાત પર જેમના ચિરસ્મરણીય અગણિત ઉપકારો છે, કાશ્મીર – વાસિની દેવી સરસ્વતીને જેમણે ગૂજરાત – વાસિની કર્યાં, જેમણે ગૂજરાતમાં જ્ઞાન – ગંગા વહેવડાવી, જેમણે ગૂજરાતને અદ્ભુત

જ્ઞાનામૃત પાયું, જેમણે ગૂજરાતને સદાચાર – સુસંસ્કારો શીખવી; આચાર્ય તરીકેની ગંભીર જવાબદારીવાળી પોતાની ઉત્તમ ફરજ બજાવી તથા વિદ્વત્તા સાથેની સાધુતાની ઊંચી કિંમત અંકાવી.

સિદ્ધરાજ જયસિંહ જેવા પ્રબલપ્રતાપી મહારાજાધિરાજ ગૂર્જરેશ્વરે પ્રતિભાશાળી જે વિદ્વદ્રત્નની પ્રૌઢ વિદ્વત્તાનાં પૂજન કર્યાં અને પ્રાર્થના કરતાં જેમણે શ્રેષ્ઠ શબ્દાનુશાસન રચ્યું.[1] સિદ્ધ – હેમચન્દ્ર નામથી સુપ્રખ્યાત થયેલા જેમના પ્રશસ્ત શબ્દાનુશાસનને પટ્ટહસ્તી પર સ્થાપી ગૂર્જરેશ્વરે જેમની વિદ્વત્તાનું ગૌરવ પ્રકટ કર્યું,[2] સેંકડો પુસ્તક – પ્રતિઓ લખાવી તેને સરસ્વતીભંડારોમાં આપી અભ્યાસીઓને અને અધ્યાપકોને અનુકૂલતા કરી આપી, પઠન પાઠનાદિ પ્રબંધ કર્યો; તથા પરીક્ષા, પરિતોષિક, પ્રોત્સાહનાદિની ઉત્તમ યોજના કરી ગૂજરાતમાં વિદ્યા – પ્રચાર માટે ગૂજરાતની તત્કાલીન રાજધાની (પાટણ) ને વિદ્યાઓનું કેન્દ્ર બનાવ્યું, વિદ્યા – વૃદ્ધિથી વિદ્વત્તામાં અન્ય દેશો કરતાં ગુજરાતને અગ્રગણ્ય ઉન્નત બનાવ્યું.

જેમના શબ્દાનુશાસન (અષ્ટાધ્યાયી સંસ્કૃત – પ્રાકૃતાદિ ષડ્ભાષાનું વ્યાકરણ, લિંગાનુશાસન, ધાતુપારાયણ, ઉણાદિગણપાઠ વગેરે અંગો અને લઘુવૃત્તિ, બૃહદ્વૃત્તિ, બૃહન્ન્યાસ વગેરે સાથે) નો અભ્યાસ કરી સેંકડો અભ્યાસીઓ વ્યુત્પન્ન શબ્દશાસ્ત્રજ્ઞો અને ષડ્ભાષા – વિશારદો થયા.

જેમની દેશીનામમાલા (રત્નાવલી), અભિધાનચિંતામણિ નામમાલા, અને જેમના અનેકાર્થ – સંગ્રહ, નિઘંટુશેષ (વનસ્પતિશાસ્ત્ર વિષયક કોશ) વગેરે સ્વોપજ્ઞ વિવરણવાળા, વિશિષ્ટ સુગમ સરલ સંકલનાવાળા સંસ્કૃત પ્રાકૃત ભાષાના કોશોએ સાહિત્યસેવી જનતા

---

१. "× × × तेनातिविस्तृत-दुरागम-विप्रकीर्ण शब्दानुशासनसमूहकदर्थितेन।
अभ्यर्थितो निरवमं व धवद् व्यधत्त शब्दानुशासमिदं मुनिहेमचन्द्रः ॥"

૨ પ્રભાવકચરિત્રમાં વર્ણન કરેલા આ ભાવને સૂચવતું એક ચિત્ર, પાટણમાં રહેલી એ વ્યાકરણની પ્રાચીન તાડપત્રપોથી પર છે, જેનું સૂચન અમે पत्तनस्थजैनभाण्डागारीयग्रन्थसूची (ગા. ઓ. સિ. નં. ૭૬)માં કર્યું છે.

પર – તે તે વિષયના અભ્યાસીઓ પર જે અસાધારણ ઉપકાર કર્યો છે, તે સ્વલ્પ શબ્દોથી વર્ણવી શકાય તેમ નથી.

જેમના કાવ્યાનુશાસન (અષ્ટાધ્યાયી; અલંકારચૂડામણિ નામના સ્વોપજ્ઞ વિવરણ અને વિવેક સાથે)ના અને છંદોઽનુશાસન (અષ્ટાધ્યાયી સ્વોપજ્ઞ વિવરણ સાથે)ના અભ્યાસથી સેંકડો અભ્યાસીઓ, કવિઓ, સાહિત્યકારો, અલંકારશાસ્ત્રજ્ઞો અને સંસ્કૃત, પ્રાકૃત, તથા અપભ્રંશ ભાષાના છંદઃશાસ્ત્રના મર્મજ્ઞો થઈ શક્યા છે. એવી રીતે વિદ્વત્તાનાં બે મુખ્ય ફલો – વક્તૃત્વ અને કવિત્વ આપવા માટે જગત્‌ના સાક્ષરો હેમચંદ્રાચાર્યના સદા ઋણી છે.

જેમણે મુખ્યતયા ગૂજરાતના મહાસામ્રાજ્યના અભ્યુદય માટે જીવન – સર્વજ્ઞ સમર્પણ કર્યું, સંસારનો સાક્ષર – સમાજ જેમના રચેલા ગ્રંથ – વૈભવ માટે સદા ઋણી છે, તે અમૂલ્ય અખૂટ શ્રેષ્ઠ જ્ઞાન – ભંડારનો ઉત્તમ વારસો જેમણે ગૂજરાતને અર્પણ કર્યો, વાઙ્મયના વિશાલ વિવિધ પ્રદેશોમાં અત્યુપકારક આવશ્યક અસાધારણ સર્વગ્રાહ્ય વિશિષ્ટ રચનાઓ કરનાર જે વિદ્વચ્છિરોમણિને કેટલાકે ગૂજરાતના પાણિનિ કહ્યા, કેટલાકે જેમને પતંજલિ, પિંગલ, મહાકવિ કાલિદાસ, અમરસિંહ, મમ્મટ અને ભટ્ટિના અભિનવ સ્વરૂપમાં ઓળખ્યા, કેટલાકે જેમને સિદ્ધસેન દિવાકર અને આર્ય સુહસ્તિનું અનુકરણ કરતા જોયા, બીજા કેટલાક વિચારકોએ જેમને 'કલિકાલસર્વજ્ઞ' બિરૂદથી સંબોધ્યા, જેમણે ગર્વિષ્ઠ વાદીઓના અને વિદ્વાનોના ગર્વ ગાળી ગૂજરાતનું ગૌરવ વધાર્યું, ગૂર્જરેશ્વરોની રાજસભાને શોભાવી, ગૂજરાતની વિદ્વત્પરિષદ્‌ને વિકસિત – પ્રફુલ્લિત બનાવી, જૈન સંઘ - સમાજના જ નહિ, ગૂજરાતના વિશાલ સામ્રાજ્યની પ્રજાના મુખને ઉજ્જવલ અને સુપ્રસન્ન કર્યું.

અપાર વિદ્યા – પારાવારોનું અવગાહન – પાન કરી જવા છતાં જેઓ વિદ્યાઓને પચાવી શક્યા, વિદ્યાઓને પરોપકારાર્થે વાપરી તેનો સદુપયોગ કરી શક્યા, વિદ્વત્તાનો વિશિષ્ટ લાભ–સમાજને આપી શક્યા જીવનની અમૂલ્ય ક્ષણોને સુવિવેકથી સાર્થક કરી શક્યા, માત્ર પોતાના જીવનને જ નહિ, હજારોના જીવનને સુધન્ય, કૃતાર્થ સફલ બનાવી શક્યા.

રાજ–માન્ય, સંઘ – માન્ય, લોકમાન્ય અને વિદ્વન્માન્ય સન્માનનીય પૂજ્ય રાજગુરુ હોવા છતાં જેઓએ અપૂર્વ નમ્રતા અને ગંભીરતા ધારણ કરી, વિદ્યાની અલ્પમાત્રાથી પણ ઊછળતા – કૂદતા કૂપમંડૂકોને – પંડિતંમન્ય ઉચ્છૃંખલ ખલોને પણ જેમણે પ્રકારાન્તરથી ઉત્તમ વિદ્યા શિક્ષાના પાઠ પઢાવ્યા.

ચૌલુક્યવંશને ઇતિહાસમાં અમર કરતા જેમણે ચૌલુક્યવંશ અપરનામવાળા દ્વયાશ્રય મહાકાવ્યદ્વારા સમસ્ત શબ્દાનુશાસનને અદ્‌ભૂત રીતે ક્રમશઃ ઐતિહાસિક કાવ્યમાં ઊતાર્યું અને ચૌલુક્યવંશી (સોલંકી) ગૂર્જરેશ્વરોના સુયશને વિશ્વ – વિખ્યાત કર્યો. જેમાં શ્લોકોનાં મહાકુલકો અને ગાથાઓનાં કુલકો રચી ગૂજરાતની તત્કાલીકન રાજધાની અણહિલપાટક નગર (પાટણ)ની યશઃ--પ્રશસ્તિ ઉચ્ચારી છે; ગૂજરાતની સમૃદ્ધિ અને વિશિષ્ટતાની ગુણ – ગાથાઓ ગાઈ ગૂજરાતની પ્રશસ્ત કીર્તિ વિસ્તારી છે.

અયોગવ્યવચ્છેદ તથા જેના પર મલ્લિષેણસૂરિએ સ્યાદ્વાદમંજરી વિવૃત્તિ રચી છે, તે અન્યયોગવ્યવચ્છેદ નામે ઓળખાતી દ્વાત્રિંશિકા જેવી રચેલી વીરસ્તુતિઓમાં તથા વીતરાગ – સ્તોત્રમાં અને મહાદેવસ્તોત્રમાં પણ જેમણે ગંભીર ભાવ ભર્યો છે અને ન્યાયશૈલીથી ઊંચું તત્ત્વજ્ઞાન આપ્યું છે, તથા પ્રમાણમીમાંસાદ્વારા ન્યાય – પરામર્શ કર્યો છે અને અર્હન્નીતિ જેવા ગ્રંથદ્વારા રાજદ્વારી દક્ષતા દર્શાવી છે, તે સર્વ લક્ષ્યમાં લેતાં તેમની વિવિધ વિષયક અદ્‌ભુત પ્રતિભા માટે બહુમાન ઊપજે તેવું છે.

જેમની પ્રશંસનીય પ્રબોધશક્તિથી, અને જેમના સચ્ચરિત્ર – પ્રભાવથી ગૂર્જરેશ્વર ચૌલુક્ય કુમારપાલ, રાજર્ષિ અને પરમાર્હત નામથી પ્રખ્યાત થયો, પુત્ર વિના મૃત્યુ પામનારનાં – નિર્વંશનાં ધનને તજી શક્યો, પ્રાણિ – વધ નિવારનાર – મારિ – વારક (અમારિ – પ્રવર્તક) થયો અને નરકનાં કારણભૂત મનાતાં શિકાર, જૂગાર, મદિરાપાન વગેરે [1]વ્યસનોને દૂર કરાવી વ્યસન – વારક અને ધર્માત્મા તરીકે નામના મેળવી શક્યો.

---

[1] " द्युतं च मांसं च सुरा वेश्या पापर्द्धि–चौर्ये परदार–सेवा ।
एतानि सप्त व्यसनानि लोके घोरातिघोरं नरकं नयन्ति ॥"

જે કૃપાસિંધુના સુમધુર સદુપદેશે અને સદાચરણે તથા સર્વ-પ્રાણિ – હિતકર શુભ પ્રેરણાઓથી ગૂર્જરેશ્વરના વિશાલ સામ્રાજ્યમાં – તેના અધીનના ૧૮ દેશોમાં અભય – દાનની ઉદ્‌ઘોષણાઓ પ્રકટ થઈ અને અમારિ – પટહો વાગ્યા; જેથી કૃપાપાત્ર અવાચક પશુ – પક્ષી – જાતિ અને જલચર જંતુ – જાતિ પણ ક્રૂર કર્મ કરનારાઓના ત્રાસથી મુક્ત થઈ, જેમના પ્રભાવે દિગ્દિગંતની અન્ય પ્રજા પણ અહિંસાનો ઉચ્ચ આદર્શ શીખી.

સિદ્ધપુરમાં સિદ્ધવિહાર, અણહિલવાડ પાટણમાં રાજ – વિહાર, ત્રિભુવન – વિહાર અને પાટણ, દેવાયતન, થારાપદ્ર (થરાદ), લાટાપલ્લી (લાડોલ), જાવાલિપુર (જાલોર) વગેરેમાં અનેક કુમાર – વિહારો (જિન – ચૈત્યો) દ્વારા ગૂજરાતને શણગારવામાં અને ધર્મપ્રેમી બનાવવામાં જેમની ઉચ્ચ પ્રકારની શુભ પ્રેરણાઓ સફલ થઈ.

કુમારપાલના આદેશથી દંડનાયક અભયે તરંગામાં કરાવેલ અજિત જિનેન્દ્રનું ઊંચું મનોહર મંદિર, કુમારપાલને ધર્માચાર્ય હેમચંદ્રાચાર્ય સાથે પરિચય કરાવનાર માન્ય આમાત્ય વાગ્ભટે (મહત્તમ બાહડદેવે) વિ. સં. ૧૨૧૩ માં કરાવેલો શત્રુંજયનો ઉદ્ધાર, તથા જેની ઉત્તમતા અને કર્તવ્ય – દક્ષતાની પ્રશસ્તિ રાજ – માન્ય કવીશ્વર સિદ્ધપાલે ઉચ્ચારી હતી, તે સોરઠના અધિપતિ દંડનાયક આંબડે (આમ્રે) કુમારપાલની આજ્ઞાથી ઉજ્જયંત (ગિરનાર) પર સ્ત્રીઓ, બાળકો વૃદ્ધો અને માંદાઓથી પણ સહેલાઈથી જઈ શકાય તેવી, વિસામા વગેરે યોજનાવાળી કરાવેલી પદ્યા (પાજ – રચના વિ. સં. ૧૨૨૨, ૧૨૨૩), તથા કુંકણાધીશ મલ્લિકાર્જુન પર વિજય મેળવી દક્ષિણનો અનુપમ રાજ – વૈભવ ગૂર્જરેશ્વરને ભેટ કરનાર એ જ આંબડે ભરૂચમાં કરાવેલ શકુનિકા – વિહાર નામના મુનિસુવ્રત – પ્રાસાદનો ઉદ્ધાર એ વગેરેમાં તો આચાર્ય શ્રીહેમચંદ્રની શુભ પ્રેરણાઓ હતી – એ આપણે ન ભૂલી શકીએ. કાલ – બલે આજે એનાં સ્મૃતિ – ચિહ્નો પલટાઈ ગયેલા સ્વરૂપમાં હોય – તો પણ તત્કાલીન ઇતિહાસમાં તેના ઉલ્લેખો છે.

જેમના સુજન્મ (નામ ચંગદેવ)થી ધંધૂકાની ધરણી ધન્ય થઈ (વિ. સં. ૧૧૪૫ કા. શુ. ૧૫) માતા પા(આ)હિણી સાચા ધન્યવાદને પાત્ર થઈ, પિતા ચચ્ચ અને મામા નેમિ નામાંકિત થયા, મોઢ

વણિકોની જ્ઞાતિ પ્રૌઢ તરીકે પંકાઈ. જેમની પ્રવ્રજ્યા ( વિ. સં. ૧૧૫૪ નામ સોમચંદ્ર )થી સ્તંભતીર્થ (ખંભાત)ની ભૂમિ ભાગ્યશાલી થઈ. જે સુશિષ્યના સદ્ભાવે ગુરુ દેવચંદ્રસૂરિ દેવની જેમ વંદનીય થયા. જેમના સૂરિપદ (વિ. સં. ૧૧૬૬)નો મહોત્સવ કરવાનું માન નાગપુરની જનતાને મળ્યું. જેમનાં પવિત્ર દર્શન કરવાનું અને અમૃત જેવાં મધુર વચનો શ્રવણ કરવાનું વિશેષ સદ્ભાગ્ય-સાંનિધ્ય ગુજરાતની તત્કાલીન રાજધાની (અણહિલવાડપાટણ)ને પ્રાપ્ત થયું. જેમના દિવંગત (વિ. સં. ૧૨૨૯) થવાથી તત્કાલીન વૈદુષ્ય આશ્રય વિહીન થયું, એમ કવિઓએ ઉચ્ચાર્યું.[1] ગુજરાતના એ સપૂત મહાન વિદ્વાન આચાર્ય શ્રીહેમચંદ્રનું સ્મારક આપણે શું કરી શકીએ ?

તેમના સાહિત્ય-સેવાના અને સદ્ભાવનાના અપૂર્ણ કાર્યને પૂર્ણ કરી નામને દીપાવે તેવા પટ્ટધર પ્રબંધશતકાર મહાકવિ રામચંદ્ર, તેના 'નાટ્યદર્પણ-વિવરણ', અને 'દ્રવ્યાલંકારવૃત્તિ'માં સહકાર કરનાર ગુણચંદ્ર, તેમના 'અનેકાર્થ-કોશ'ને 'કૈરવાકરકૌમુદી'થી વિકસાવનાર મહેન્દ્રસૂરિ, 'સિદ્ધહેમશબ્દાનુશાસન' પર ન્યાસ રચાવનાર ઉદયચંદ્ર, કુમારપાલ, '(જિનધર્મ)પ્રતિબોધ' ગ્રંથ શ્રવણ કરનાર વર્ધમાનગણી, 'ચંદ્રલેખા-પ્રકરણ'કાર દેવચંદ્રમુનિ, અને પ્રતિષ્ઠાદિ કાર્યમાં સાહાય્ય કરનાર યશશ્ચંદ્ર જેવા ગુરુભક્ત વિદ્વાન શિષ્યો[2] ગુજરાતને અર્પણ કરી પરલોક-પ્રવાસી થયા છતાં જેઓ યશોદેહે અદ્યાપિ અમર છે.

અજયદેવરાજાના માન્ય રાજનીતિજ્ઞ મંત્રીશ્વર કવિ યશઃપાલે 'મોહરાજપરાજય નાટક' (રચના વિ. સં. ૧૨૩૦-૩૨ : ગા. ઓ. સિ. પ્ર.)દ્વારા, સોમપ્રભાચાર્યે 'કુમારપાલચરિત' ( રચના વિ. સં. ૧૩૩૪)માં, મેરુતુંગસૂરિએ 'પ્રબંધચિંતામણિ' (રચના વિ. સં. ૧૩૬૧)માં, રાજશેખરસૂરિએ 'પ્રબંધકોશ' (રચના વિ. સં. ૧૪૦૫)માં, જયસિંહસૂરિએ 'કુમારપાલચરિત-મહાકાવ્ય' (રચના વિ. સં. ૧૪૨૨)માં, જિનમંડનગણીએ 'કુમારપાલપ્રબંધ' (રચના વિ. સં. ૧૪૯૨)માં

---

૧ ' वैदुष्यं विगताश्रयं श्रितवति श्रीहेमचन्द्रे दिवम् ।'

—ગૂર્જરેશ્વર-પુરોહિત કવિ સોમેશ્વર.

૨. વિશેષ માટે લેખકની 'નલવિલાસ'-નાટક ( ગા. ઓ. સિ. )ની પ્રસ્તાવના જુઓ.

૧૦

ચારિત્રસુંદરગણીએ 'કુમારપાલચરિત–કાવ્ય' (રચના આશરે વિ. સં. ૧૫૨૫)માં, તથા દેવપ્રભગણી, હીરકુશલ, કવિ ઋષભદાસ, કવિ જિનહર્ષ, વગેરેએ 'કુમારપાલરાસો' (રચના વિ. સં. ૧૬૪૦, ૧૬૭૦, ૧૭૪૨)માં અને બીજા પણ અનેક વિદ્વાનોએ પોતપોતાના ગ્રંથોમાં તથા હેમચંદ્રાચાર્યના ગ્રંથો પર વૃત્તિ, વ્યાખ્યા, અવચૂરિ, ટીકા, ટિપ્પણી કે અન્ય યોજના કરતાં જેમના જીવનના સુયશઃ–સુવાસને વચન–પુષ્પોથી સુવાસિત કરી પ્રકાશિત કર્યો છે. પરન્તુ આચાર્ય શ્રીહેમચંદ્રે પોતાના ગ્રંથોમાં પોતાનો પ્રાસંગિક પરિચય કેવી રીતે કરાવ્યો છે? મુખ્યતયા કુમારપાલ સાથે સંબંધ ધરાવતો પરિચય દર્શાવવા અહીં પ્રયત્ન કરીશું.

'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' મહાકાવ્ય( પર્વ ૧૦, સર્ગ ૧૧, ૧૨)માં ભગવાન મહાવીરની ભવિષ્યવાણી સૂચવતાં તેઓએ ઉલ્લેખ કર્યો છે કે—સિંધુસૌવીર દેશના વીતભયપત્તનમાં પોતાના સમયમાં બનેલી, કપિલ ઋષિએ પ્રતિષ્ઠિત કરેલી અને પાછળથી ધૂળમાં દટાયેલી ઉચ્ચ જાતિની પોતાની ચંદનમયી દિવ્યપ્રતિમાને કુમારપાલ ત્યાંથી મેળવી તેનું સન્માન–પૂજન કેવી રીતે કરાવશે? તે સંબંધમાં અભયકુમારના પૂછવાથી મહાવીરે જણાવ્યું હતું; તેમાં સૂચવ્યું છે કેઃ—

### મહાવીરની ભવિષ્યવાણી

"સૌરાષ્ટ્ર, લાટ અને ગૂર્જરની સીમામાં અનુક્રમે અણહિલપાટક નામનું નગર થશે.[1] આર્યભૂમિનું શિરોમણિ, કલ્યાણોનું નિકેતન–સ્થાન, તે અર્હદ્ધર્મનું એકછત્રરૂપ તીર્થ થશે.

---

૧. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે 'ચૌલુક્યવંશ' અપરનામવાળા સંસ્કૃત 'દ્વ્યાશ્રય' મહાકાવ્યમાં પ્રથમ સર્ગના પ્રારંભમાં ચોથા પદ્યથી ૧૩૪મા પદ્ય સુધી ૧૩૦ શ્લોકોદ્વારા અણહિલપાટકપુર( પાટણ )નું વિવિધ પ્રકારે વિસ્તારથી મનોહર વર્ણન કર્યું છે, તથા તેઓએ પ્રાકૃત 'દ્વ્યાશ્રય' મહાકાવ્યના પ્રારંભમાં પ્રથમ સર્ગની બીજી ગાથાથી ૨૭મી ગાથા પર્યન્ત ૨૬ ગાથાઓથી અણહિલ્લનગર( પાટણ )નું ઉત્તમ વર્ણન કર્યું છે. પોતાના સમયની પાટણની ઋદ્ધિ–સમૃદ્ધિનો જે ઊંચો ખ્યાલ તેઓએ કરાવ્યો છે, તે પાટણની સાચી પ્રભુતા જાણવા ઇચ્છનારે—ખાસ કરીને ગુજરાતના દરેક સાક્ષરે—લક્ષમાં લેવો જોઈએ. ગુજરાતના ઇતિહાસના અભ્યાસીઓને એમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે.

ત્યાં ચૈત્યો (જિન-મંદિરો)માં રહેલી રત્નમયી નિર્મલ અર્હત્પ્રતિમાઓ નંદીશ્વર (દ્વીપ) વગેરેની પ્રતિમાઓની કથાને સત્ય માનવા પ્રેરશે, સૂર્ય જેવા દેદીપ્યમાન સોનાના કલશોથી અલકૃંત થયેલાં શિખરોવાળાં ચૈત્યો (જિનમંદિરો) વડે તે (પાટણ નગર) સુશોભિત થશે.

ત્યાં વસનાર સકલ શ્રમણોપાસક (શ્રાવક) જનો પ્રાયે અતિથિઓને સંવિભાગ કરીને (મુનિજનોને દાન આપીને) ભોજન માટે પ્રયત્ન કરશે.

ત્યાં વસનાર લોકો પર-સંપત્તિમાં ઈર્ષ્યા ન કરનારા, પોતાની સંપત્તિથી સંતુષ્ટ રહેનારા અને પાત્રોમાં દાનશીલ ( દાન-સ્વભાવ—સદાચારવાળા) થશે.

અલકા (કુબેરની રાજધાની)માં રહેલા યક્ષો જેવા ત્યાંના ધનિકો શ્રદ્ધાલુ આર્હતો (જૈનો) સાત ક્ષેત્રો(૧ જિન-બિંબ, ૨ જિન-ભવન, ૩ જિનાગમ, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક અને ૭ શ્રાવિકા)માં દ્રવ્ય અત્યન્ત વાવશે.[૧]

તે નગરમાં વસનાર સર્વ કોઈ લોક, સુષમાકાલના લોકની જેમ પર-ધન અને પર-દારા પ્રત્યે પરાઙ્મુખ થશે.

### કુમારપાલ

હે અભય ! અમારા નિર્વાણ પછી જ્યારે ૧૬૬૯ વર્ષો જશે, ત્યારે (વિ. સં. ૧૧૯૯માં) તે નગર (પાટણ)માં ચૌલુક્ય-કુલમાં ચંદ્ર જેવો મહાબાહુ (મહાપરાક્રમી), પ્રચંડ અખંડશાસન (આજ્ઞા)વાળો કુમારપાલ ભૂપાલ થશે.

ધર્મવીર, દાનવીર અને યુદ્ધવીર તે મહાત્મા પોતાની પ્રજાને પિતાની જેમ પરિપાલન કરતાં પરમ ઋદ્ધિ પમાડશે (અભ્યુદય તરફ લઈ જશે).

ઋજુ (સરલ) હોવા છતાં પણ અતિચતુર, શાંત હોવા છતાં પણ આજ્ઞાનું પાલન કરાવવામાં ઇંદ્ર જેવો, ક્ષમાવાન હોવા છતાં પણ

---

૧. આ સાત ક્ષેત્રોમાં ધન વાવવા સંબંધમાં હેમચંદ્રાચાર્યે પોતાના 'યોગશાસ્ત્ર '( જૈનધર્મપ્રસારકસભા—ભાવનગરથી પ્રકાશિત)ના ત્રીજા પ્રકાશમાં મહાશ્રાવકનું સ્વરૂપ સૂચવતાં ૧૧૯મા શ્લોકના વિવરણમાં વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે.

અધૃષ્ય (પરાભવ ન કરી શકાય તેવો) તે રાજા (કુમારપાલ) લાંબા સમય સુધી પૃથ્વીનું પાલન કરશે.

હિત કરનાર ઉપાધ્યાય અંતેવાસી(શિષ્ય)ને જેમ વિદ્યાપૂર્ણ બનાવે, તેમ તે રાજા લોકોને પોતાની સદૃશ ધર્મનિષ્ઠ કરશે.

શરણ ઇચ્છનારાઓને શરણ્ય (શરણ આપવામાં સાધુ), પરનારી-સહોદર તે રાજા, ધન કરતાં અને પ્રાણો કરતાં પણ ધર્મને બહુ માનશે (બહુ માન આપશે).

તે (કુમારપાલ), પરાક્રમવડે, દાનવડે, દયાવડે, આજ્ઞાવડે અને બીજા પુરુષ–ગુણોવડે અદ્વિતીય થશે.

તે (કુમારપાલ), કૌબેરી (ઉત્તર) દિશાને તુરુષ્ક (તુર્કસ્તાન) સુધી, ઐન્દ્રી (પૂર્વ દિશા)ને ત્રિદશાપગા (ગંગા નદી) સુધી, દક્ષિણ દિશાને વિંધ્યાચલ સુધી અને પશ્ચિમ દિશાને સમુદ્ર સુધી સાધશે.[1]

---

૧. કુમારપાલનો રાજ્યાભિષેક થતાં તેને અસમર્થ સમજી સપાદલક્ષના શાકંભરીશ્વર આન્નરાજે (અર્ણોરાજે) અન્ય રાજાઓ સાથે મળી જઈ વિરોધ દર્શાવતાં કુમારપાલે ત્યાં જઈ રણસંગ્રામમાં પરાક્રમથી યુદ્ધ ખેલી તેના હાથી પર ચઢી જઈ આન્ન(અર્ણોરાજ)ને હાથી પરથી પાડી શૂરવીરતાથી પરાસ્ત કર્યો; એથી આન્નરાજે પોતાની કન્યા જલ્હણા કુમારપાલને પરણાવી અને રત્નો, હાથી વગેરેની ઉત્તમ ભેટોથી સંતુષ્ટ કર્યો. એનું વિસ્તારથી વર્ણન હેમચંદ્રાચાર્યે સંસ્કૃત 'દ્વયાશ્રય' મહાકાવ્ય(સર્ગ ૧૬ થી ૧૯)માં આપ્યું છે. તથા કુમારપાલની સેનાએ માલવના રાજા બલ્લાલને જીત્યાનું પણ ત્યાં વર્ણન છે. મહારાષ્ટ્ર વગેરે દેશોમાંથી આવેલા મંગલપાઠકો દ્વારા કરાતી કુમારપાલની સ્તુતિ પ્રાકૃત 'દ્વયાશ્રય' મહાકાવ્ય(સર્ગ ૧લા)માં સૂચવી છે. તથા કુંકણ(કોંકણ)ના અધીશ મલ્લિકાર્જુનને કુમારપાલે યુદ્ધમાં પરાસ્ત કર્યો, કુમારપાલના સૈન્યે મલ્લિકાર્જુનનો શિરચ્છેદ કર્યો અને દક્ષિણ દિશામાં કુમારપાલનું સ્વામિત્વ થયું એ વર્ણન હેમચંદ્રાચાર્યે પ્રાકૃત 'દ્વયાશ્રય'(સર્ગ ૬ ઠ્ઠા )માં આપ્યું છે; તથા પશ્ચિમ દિશાનો સ્વામી સિંધુપતિ કુમારપાલનો આજ્ઞાવર્તી થયો હતો, યવનદેશ(તુર્કસ્તાન)ના રાજાએ કુમારપાલને પ્રસન્ન રાખવા ઉપાય ચિંતવ્યો હતો, ઉગ્વેશ્વર તેનો મિત્ર થયો હતો, વારાણસીના સ્વામીએ કુમારપાલના દ્વારને શોભાવ્યું હતુ. મગધદેશના રાજાએ ભેટણું આપ્યું હતું. ગૌડદેશના રાજાએ મોટા હાથીઓ ભેટ આપ્યા હતા. કુમારપાલની સેનાથી કાન્યકુબ્જ (કનોજ)ના રાજાને ભય થયો હતો. ગૂર્જરેશ્વર કુમારપાલના સૈન્યની છાવણી જોતાં ભયથી દશાર્ણદેશના રાજાનું મરણ થયું હતું અને કુમારપાલના સૈન્યે

તેની રાજધાનીની (દશાર્ણદેશની) રાજ-સમૃદ્ધિને કુમારપાલને સ્વાધીન કરી હતી. કુમારપાલની સેનાએ ચેદીશ્વરના માનનું ખંડન કર્યું હતું, કુમારપાલે રેવા(નર્મદા)ના તટ પર પડાવ નાખ્યો હતો. મથુરાધીશે કનક વિગેરે સમર્પણ કરી કુમારપાલના સૈન્યથી પોતાના પુરની રક્ષા કરી હતી. કુમારપાલના આરાધન માટે જંગલપતિ(રાજપૂતાનાના રાજા)એ હાથીઓ ભેટ ધરી નમ્ર વિજ્ઞપ્તિ કરી હતી: એ સર્વનું પ્રત્યક્ષ દૃષ્ટ-જ્ઞાત પ્રામાણિક વર્ણન હેમચંદ્રાચાર્યે ઉપર્યુક્ત પ્રા. 'દ્વયાશ્રય' મહાકાવ્ય( સર્ગ ૬ ઠો )માં આપેલું છે.

ત્રિષષ્ટિશલાકાપુરુષ(૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ બલદેવો, ૯ વાસુદેવો, અને ૯ પ્રતિવાસુદેવો)નાં ચરિત્રની રચના કરવામાં કારણભૂત કુમારપાલની પ્રાર્થના-પ્રેરણા હોવાથી હેમચંદ્રાચાર્યે તે મહાકાવ્યના અંતમાં પણ પરિમિત શબ્દોમાં કુમારપાલનો ઉચિત પરિચય કરાવતાં પ્રકાશિત કર્યું છે કે:—

" ચેદિ, દશાર્ણ, માલવા, મહારાષ્ટ્ર, અપરાન્ત, કુરુ, સિંધુ અને અન્ય એ દુર્ગ ( કિલ્લાવાળા અને દુઃખે ગમન કરી શકાય તેવા ) દેશોને બાહુ પરાક્રમશક્તિથી જીતનાર, વિષ્ણુ જેવા, ચૌલુક્ય મૂલરાજના અન્વયમાં થયેલા પરમાર્હત, વિનયવાન કુમારપાલ પૃથ્વીપાલે એક વખતે તે ( આચાર્ય હેમચંદ્ર)ને નમન કરી આ પ્રમાણે કહ્યું કે:—

' હે સ્વામી ! ૧ શિકાર, ૨ જુગાર, ૩ મદિરા, વગેરે જે કંઈ પણ નારકીના આયુષ્યના નિમિત્તરૂપ છે, તે સર્વ નિર્નિમિત્ત ( નિષ્કારણ ને કોઈ પણ પ્રકારના સ્વાર્થ વિના) ઉપકાર કરવાની બુદ્ધિવાળા એવા આપની આજ્ઞાને પ્રાપ્ત કરી મેં પૃથ્વીમાં નિષિદ્ધ કર્યું છે—અટકાવ્યું છે, તથા પુત્ર-રહિત મૃત્યુ પામનારનું ધન મેં મૂકી દીધું છે—લેવું બંધ કર્યું છે, તથા અર્હચ્ચૈત્યો (જિન-મંદિરો)થી પૃથ્વીને મેં વિભૂષિત કરી છે; એવી રીતે હાલમાં હું સંપ્રતિ (પહેલાં થયેલ જૈન રાજા)જેવો થયો છું.

પહેલાં આપે મારા પૂર્વજ ભક્તિમાન સિદ્ધરાજ મહારાજાની પ્રાર્થનાથી સુંદર વૃત્તિથી સુગમ, તથા અંગો ( 'લિંગાનુશાસન', 'ધાતુપારાયણ', વગેરે) સહિત વ્યાકરણ રચ્યું હતું, અને મારે માટે નિર્મલ 'યોગશાસ્ત્ર' રચ્યું હતું, તથા લોકો માટે 'દ્વયાશ્રય', છંદ, અલંકાર, નામસંગ્રહો (કોશો ) વગેરે અન્ય શાસ્ત્રો પણ રચ્યાં છે. જો કે લોકો પર ઉપકાર કરવાના કાર્યમાં આપ સ્વયમેવ (પોતાની મેળે જ) સજ્જ છો; તો પણ હું આ પ્રાર્થના કરું છું કે મારા જેવા મનુષ્યના પરિબોધ ( પ્રતિબોધ ) માટે આપ ૬૩ શલાકાપુરુષો(ઉત્તમરેખાને પામેલા પુરુષો)નાં ચરિત્રને પણ પ્રકાશિત કરો. એ પ્રમાણે તે (કુમારપાલ )ના ઉપરોધ ( પ્રેરણા)થી હેમચંદ્રાચાર્યે ધર્મોપદેશ-

## આચાર્ય હેમચંદ્રનાં દર્શન પછી

તે રાજા (કુમારપાલ), અન્યદા [1]વજ્રશાખામાં મુનિ ચંદ્રના[2]

૩૫ અદ્વિતીય ફલથી પ્રધાન અને મનોહર એવા શલાકાપુરુષોના ઇતિવૃત્ત (ઇતિહાસ)ને વચનોના વિસ્તારમાં સ્થાપ્યો." એ આશયને સૂચવતાં પદ્યો આ પ્રમાણે છેઃ—

" जिष्णुश्चेदि–दशार्ण–मालव–महाराष्ट्रापरान्तान् कुरून्
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान् दोर्वीर्यशक्त्या हरिः ।
चौलुक्यः परमार्हतो विनयवान् श्रीमूलराजान्वयी
तं नत्वेति कुमारपालपृथिवीपालोऽब्रवीकेकदा ॥
पापर्द्धि–द्यूत–मद्यप्रभृति किमपि यन्नारकायुर्निमित्तं
तत् सर्वं निर्निमित्तोपकृतधियां प्राप्य युष्माकमाज्ञाम् ।
स्वामिन् ! उर्व्यां निषिद्धं धनमसुतमृतस्याथ मुक्तं तथाऽर्हं—
च्चैत्यैरुत्तंसिता भूरभवमिति समः सम्प्रतेः सम्प्रतीह ॥
पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्ञया
साङ्गं व्याकरणं सुवृत्ति–सुगमं चक्रुर्भवन्तः पुरा ।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय
च्छन्दो–ऽलङ्कृति–नामसङ्ग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥
लोकोपकारकरणे स्वयमेव यूयं सज्जाः स्थ यद्यपि तथाप्यहमर्थयेऽदः ।
मादृग्जनस्य परिबोधकृते शलाकापुंसां प्रकाशयत वृत्तमपि त्रिषष्टेः ॥
तस्योपरोधादिति हेमचन्द्राचार्यः शलाकापुरुषेतिवृत्तम् ।
धर्मोपदेशैकफलप्रधानं न्यवीविशच्चारु गिरां प्रपञ्चे ॥ "

૧–૨. આ વજ્રશાખા અને ચંદ્રકુલનો વિસ્તારથી પરિચય, હેમચંદ્રાચાર્યે 'પરિશિષ્ટપર્વ'માં આપ્યો છે.

હેમચંદ્રાચાર્યે અતિવિસ્તૃત છત્રીશ હજાર શ્લોકપ્રમાણ દસ પર્વવાળા 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' નામના મહાકાવ્યના અંતમાં પોતાની ગુરુ–પરંપરા દર્શાવતી પ્રશસ્તિ પ્રકાશિત કરી છે. ત્યાં વિશેષમાં કોટિકગણ, વજ્રશાખા અને ચંદ્રગચ્છમાં થયેલા પોતાના સુયશસ્વી પૂર્વજ યશોભદ્રસૂરિ(ગિરનારમાં નેમિજિન–સન્મુખ શિલા પર સમાધિસ્થ થઈ ૧૩ દિવસના અનશનથી સ્વર્ગવાસી થનાર)નો ઉલ્લેખ કરી તેમના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિ( પ્રા. 'સ્થાનક' ગ્રંથના કર્તા)ના પ્રશિષ્ય અને ગુણસેનસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિનો પોતાના ગુરુ તરીકે પરિચય કરાવ્યો છે કેઃ—

"અવનિને પવિત્ર કરનાર, અદ્વિતીય જંગમતીર્થ, સ્યાદ્વાદરૂપી ગંગાને પ્રકટાવવામાં હિમાચલ જેવા, વિશ્વને પ્રબોધ કરવામાં સૂર્ય જેવા, જેઓ 'સ્થાનકવૃત્તિ' અને 'શાંતિ-ચરિત'( વિ. સં. ૧૧૬૦માં ખંભાતમાં જયસિંહના રાજ્યમાં બારહજાર શ્લોકપ્રમાણ પ્રાકૃત મહાકાવ્ય)ની રચના કરીને પરમ પ્રસિદ્ધિ પામ્યા હતા, તેઓ અત્યંત તપસ્વી અને પ્રભાવશાલી દેવચંદ્રસૂરિ થયા; તેમના ચરણ-કમલને સેવતા ભ્રમર જેવા, તથા તેમના પ્રસાદથી જ્ઞાન-સંપત્તિ અને મહોદય પ્રાપ્ત કરનાર આચાર્ય હેમચંદ્ર થયા." એવી રીતે પોતાનો નમ્ર પરિચય કરાવ્યો છેઃ—

" शिष्यस्तस्य च तीर्थमेकमवनेः पावित्र्यकृज्जङ्गमं
स्याद्वाद–त्रिदशापगा–हिमगिरिर्विश्वप्रबोधार्यमा ।
कृत्वा स्थानकवृत्ति–शान्तिचरिते प्राप्तः प्रसिद्धिं परां
सूरिर्भूरितपः–प्रभाववसतिः श्रीदेवचन्द्रोऽभवत् ॥
आचार्यो हेमचन्द्रोऽभूत् तत्पा[त्प]दाम्बुज–षट्पदः ।
तत्प्रसादादधिगतज्ञानसम्पन्महोदयः ॥ "

તેમના યોગશાસ્ત્રમાં હિંસા-નિષેધ, તથા માંસ, મદિરા, શિકાર, વગેરેના ત્યાગ માટે અનેક ઉપદેશો તથા શ્રાવકોનો આચાર પણ દર્શાવેલ છે.

પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલે સાંભળવા ઇચ્છયું હતું, એથી એ જ ચાલુક્ય મહારાજાની અભ્યર્થનાથી તેમણે આ 'યોગશાસ્ત્ર'ની રચના કરી હતી, તથા એ 'અધ્યાત્મોપનિષદ' નામના પટ્ટબંધવાળા ઉત્તમ ઉપદેશમય બાર પ્રકાશોથી શોભતા સ્વોપજ્ઞ 'યોગશાસ્ત્ર'ની વૃત્તિ (બાર હજાર શ્લોક પ્રમાણ) પણ એ જ મહારાજાની પ્રાર્થનાથી પ્રેરાઈને તેઓએ રચી હતી, તેવો ઉલ્લેખ ત્યાં કર્યો છેઃ—

" या शास्त्रात् स्व[सु]गुरोर्मुखादनुभवाच्चाज्ञायि किञ्चित् क्वचित्
योगस्योपनिषद् विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।
श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थनाद्
आचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥

તથા વિવરણના અંતમાં—

" इति श्रीपरमार्हतश्रीकुमारपालभूपालशुश्रूषिते आचार्यश्रीहेमचन्द्रविरचितेऽध्यात्मोपनिषन्नाम्नि सञ्जातपट्टबन्धे श्रीयोगशास्त्रे स्वोपज्ञं द्वादशप्रकाशविवरणं समाप्तम् ॥

કુલમાં ઉત્પન્ન થયેલા આચાર્ય હેમચંદ્રના દર્શન કરશે. મેઘના દર્શનથી મયૂરની જેમ, તેમના દર્શનથી તે (રાજા) પ્રમુદિત થશે. તે ભદ્રાત્મા, તે મુનિ(હેમચંદ્રાચાર્ય)ને વંદન કરવા માટે ત્વરા કરશે (ઉત્સુકતા દર્શાવશે), જિન-ચૈત્યમાં ધર્મ-દેશના કરતા તે સૂરિને વંદન કરવા માટે, તે રાજા શ્રાવક અમાત્ય સાથે જશે.

તે રાજા (કુમારપાલ), તત્ત્વ (૧ દેવ, ૨ ગુરુ, ૩ ધર્મ)ને ન જાણવા છતાં પણ ત્યાં દેવને નમસ્કાર કરીને, તે આચાર્ય(હેમચંદ્ર)-ને ભાવ-શુદ્ધ ચિત્તવડે વંદન કરશે.

તે રાજા (કુમારપાલ), તેમના (આચાર્ય હેમચંદ્રના) મુખથી વિશુદ્ધ ધર્મ-દેશના પ્રીતિપૂર્વક સાંભળીને સમ્યક્ત્વપૂર્વક અણુવ્રતો (શ્રાવકોનાં વ્રતો) સ્વીકારશે. બોધ પામતાં તે રાજા શ્રાવકોના આચારનો પારગામી થશે.[1] આસ્થાન(રાજ-સભા)માં રહ્યા છતાં પણ ધર્મ-ગોષ્ઠી દ્વારા પોતાના આત્માને રમાડશે—વિનોદ પમાડશે.

પ્રતિદિન (પર્વ દિનોમાં) પ્રાયે બ્રહ્મચર્ય કરનાર તે રાજા, અન્ન, શાક, ફલ, વગેરેના નિયમોને ગ્રહણ કરશે.

સુબુદ્ધિશાલી તે રાજા (કુમારપાલ) સાધારણસ્ત્રી(વેશ્યા)ઓને જ નહિ, પરંતુ ધર્મપત્નીઓને પણ વર્જશે અને બ્રહ્મચર્ય-પાલન માટે બોધ પમાડશે.

તે મુનિ(હેમચંદ્રાચાર્ય)ના ઉપદેશદ્વારા જીવ, અજીવ, વગેરે તત્ત્વોનો જાણકાર થઈ તે રાજા બીજાઓને પણ બોધિ(જૈનધર્મ-શ્રદ્ધા)-પ્રદાન કરશે.

અર્હદ્ધર્મ પ્રત્યે દ્વેષ કરનારા જે કોઈ પાંડુર વગેરે બ્રાહ્મણો વગેરે હશે, તે પણ તે (કુમારપાલ)ની આજ્ઞાથી ગર્ભ-શ્રાવકો જેવા થશે.

---

[1] " श्रीचौलुक्यक्षितिपतिकृतप्रार्थनाप्रेरितोऽहं
तत्त्वज्ञानामृतजलनिधेर्योगशास्त्रस्य वृत्तिम् ।
स्वोपज्ञस्य व्यरचयमिमां तावदेषा च नन्द्याद्
यावज्जैनप्रवचनवती भूर्भुवःस्वस्त्रयीयम् ॥ "

શ્રાવકનાં વ્રતોને સ્વીકારનાર તે ધર્મજ્ઞ રાજા,[1] ચૈત્યો (જિનો)ને પૂજ્યા વિના અને ગુરુઓને પ્રણામ કર્યા વિના ભોજન કરશે નહિ.

તે (કુમારપાલ રાજા), પુત્ર વિના મૃત્યુ પામનાર પુરુષોનાં દ્રવ્યને ગ્રહણ કરશે નહિ[2]; ખરેખર જે વિવેકનું ફલ છે; અવિવેકી અતૃપ્ત હોય છે.

---

૧ કુમારપાલ ભૂપાલના પ્રતિદિન પઠન માટે (તેણે પૂર્વે કરેલા અભક્ષ્ય-ભક્ષણથી અપવિત્ર થયેલા ૩૨ દાંતોની શુદ્ધિ માટે ૩૨ પ્રકાશમાં) તેઓએ વીતરાગના વિશિષ્ટ સ્વરૂપને પ્રકાશિત કરતું વીશપ્રકાશમય 'વીતરાગ-સ્તોત્ર' રચ્યું હતું, તેના અંતમાં પણ તેઓએ કુમારપાલ ભૂપાલ માટે શુભ આશીર્વાદ પ્રકટ કર્યો છે—

" श्रीहेमचन्द्रप्रभवाद् वीतरागस्तवादितः ।
कुमारपालभूपालः प्राप्नोतु फलमीप्सितम् ॥ "

૨. 'દ્ર્યાશ્રય' મહાકાવ્ય (સર્ગ ૨૦ શ્લો. ૩૮– )માં હેમચંદ્રાચાર્યે આ સંબંધમાં જણાવ્યું છે કે "મહારાજા કુમારપાલે એક વખતે મધ્યરાતે કોઈ રડતી સ્ત્રીનો કરુણ આર્તસ્વર સાંભળ્યો. વેષ-પરાવર્તન કરી મહારાજા ત્યાં ગયા અને તેના દુઃખનું કારણ જાણ્યું કે 'પતિ-પુત્રના મરણ સમાચાર જણાતાં પોતાનું ધન રાજા લઈ લેશે, એવા અધિક દુઃખદાયક આઘાતથી જીવનથી કંટાળી તેણી ગળે ફાંસો ખાઈ મરી જવા તત્પર થઈ હતી' રાજાએ તેણીને આશ્વાસન આપી શ્રદ્ધા કરાવી કે 'પુત્ર-રહિત મૃત્યુ પામનારનું ધન, આ રાજા લેશે નહિ' અને એ પછી કુમારપાલે અમાત્યોને ફરમાવી તેવી આજ્ઞા પ્રકટ કરાવી હતી."

હેમચંદ્રાચાર્યના સમકાલીન સોમપ્રભાચાર્યે વિ. સં. ૧૨૪૧માં પાટણમાં રચેલા 'કુમારપાલ-પ્રતિબોધ'( ગા. ઓ. સિ. ) નામના વિસ્તૃત ગ્રંથમાં આ સંબંધમાં ઉલ્લેખ કર્યો છે કે હેમચંદ્રાચાર્યના ઉપદેશથી ત્રીજા અણુવ્રતમાં અદત્ત-ધન ન લેવાનો નિયમ લેતાં બહુ પીડા કરનાર અને પાપ-બંધનનું કારણ સમજી કુમારપાલે તે રડતીઓના ધનને નહિ લેવાનો નિયમ લીધો હતો-એ પ્રસંગે ગુરુ હેમચંદ્રાચાર્યે તેની પ્રશંસા કરી હતી કે—

" न यन्मुक्तं पूर्वं रघु–नघु(हु)ष–नाभाग(क)–भरत—
प्रभृत्युर्वीनाथैः कृतयुगकृतोत्पत्तिभिरपि ।
विमुञ्चन् सन्तोषात् तदपि रुदतो–वित्तमधुना
कुमारक्ष्मापाल ! त्वमसि महतां मस्तकमणिः ॥ "

ભાવાર્થ:—હે કુમારપાલ! પૂર્વે કૃતયુગમાં થઈ ગયેલા રઘુ નઘુ(હુ)ષ,

જે મૃગયા( શિકાર )ને પાંડુ વિગેરે( રાજાઓ )એ ગણુ તજી ન હતી, તેને પોતે( કુમારપાલ ) તજશે અને તેની આજ્ઞાથી દરેક જન પણ ત્યાગ કરશે.

હિંસાનો નિષેધ કરનાર( અમારિ–અહિંસા પાળનાર )તે રાજા ( કુમારપાલ ) વિદ્યમાન રહેતાં મૃગયા( શિકાર ) વગેરે તો દૂર રહો,

---

નાભાગ(ક), ભરત વિગેરે રાજાઓએ પણ જે મૂકયું ન હતું, તે રુદતી–વિત્ત–(પતિ–પુત્ર વિનાની રડતી—નિર્વીરા સ્ત્રીઓના ધન)ને હાલ, (કલિયુગમાં પણ) સંતોષથી મૂકી દેતો તું મહાપુરુષોમાં પણ શિરોમણિ છે.

'મોહરાજ–પરાજય' નાટકમાં કુમારપાલનો પરિચય કરાવતાં જણાવ્યું છે કે—

" पद्मासद्म कुमारपालनृपतिर्जज्ञे स चन्द्रान्वयी
जैनं धर्ममवाप्य पापशमनं श्रीहेमचन्द्राद् गुरोः ।
निर्वीराधनमुज्झता विदधता द्यूतादिनिर्वासनं
येनैकेन भटेन मोहनृपतिर्जिग्ये जगत्कण्टकः ॥ "

ભાવાર્થ:—ચંદ્રવંશી તે કુમારપાલ રાજા લક્ષ્મીના આશ્રય—સ્થાનરૂપ થયો. શ્રીહેમચંદ્ર ગુરુ પાસેથી પાપ–શમન કરનાર જૈનધર્મને પ્રાપ્ત કરીને નિર્વીરાઓના ધનને મૂકી દેતાં. તથા દ્યૂત (જૂગાર) વિગેરે વ્યસનોને દૂર કરાવતા જે અદ્વિતીય સુભટે જગતમાં કંટક જેવા મોહરાજાને જીત્યો હતો.

'મોહપરાજય' નાટક ( ગા. ઓ. સિ. )માં કુમારપાલ ધર્મરાજને ઉદ્દેશી કહે છે કે—

" निर्वीराधनमुज्झितं विदलितं द्यूतादिर्लीलायितं
देवानामपि दुर्लभा प्रियतमा प्राप्ता कृपासुन्दरी ।
ध्वस्तो मोहरिपुः कृता जिनमयी पृथ्वी भवत्सङ्गमात्
तीर्णः सङ्करसागरः किमपरं तत् स्याद् यदाशास्महे ॥ "

ભાવાર્થ:—હે ધર્મરાજ ! આપના સંગમથી નિર્વીરા (પતિ–પુત્રાદિરહિત સ્ત્રીઓ)નું ધન મૂકી દીધું, દ્યૂત વિગેરેની લીલાઓ વિદલિત કરી, દેવોને પણ દુર્લભ એવી પ્રિયતમા કૃપાસુંદરી પ્રાપ્ત કરી, મોહરિપુને નષ્ટ કર્યો, પૃથ્વીને જિનમયી કરી, અને યુદ્ધસાગર તર્યો, તો બીજું શું છે ? કે જેની અમે આશા કરીએ ?

પાછળના ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે આવા નવારસિયા ધનથી રાજ્યને ૭૨ લાખ રૂપિયાની વાર્ષિક આવક થતી હતી.

માંકણ, જૂ, વિગેરે ને પણ અંત્યજો( ચંડાલ જેવા હલકા ગણાતા લોકો )પણ હણશે નહિ.

પાપર્દ્ધિ( પારધી—શિકારી-કર્મ )નો નિષેધક તે રાજા વિદ્યમાન રહેતાં અરણ્યની મૃગજાતિઓ( જંગલમાં વસતાં હરણો વગેરે ) ગોષ્ઠ-( વાડા )માં રહેલી ગાયોની જેમ સદાય નિર્વિઘ્ને રોમંથ કરતી ( વાગોળતી ) થશે.

શાસનમાં( આજ્ઞાનું પાલન કરાવવામાં ) ઈંદ્ર જેવો તે રાજા સ્થલચર, અને ખચર ( પક્ષીઓ ) પ્રાણીઓને મારવામાંથી સદા બચાવશે.[1]

---

૧. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સં. 'દ્વ્યાશ્રય' મહાકાવ્ય ( ૨૦મા સર્ગમાં, શ્લો. ૫ થી ૨૨)માં જણાવ્યું છે કે રાજ્યનું ન્યાયપૂર્વક પરિપાલન કરતાં કુમારપાલે એક વખતે--ફાગણ શુદિ એકાદશી જેવા પર્વના દિવસે રસ્તામાં ત્રણ ચાર દીન( નિરાધાર અનાથ--કૃપાપાત્ર—બિચારાં ) પશુઓને બલાત્કારથી ખેંચી--પકડીને વેચવા માટે લઈ જતા એક માણસને જોયો. તેને બોલાવી પૂછતાં જણાયું કે પૈસા માટે તે, ખાટકી--કસાઈની દુકાને પશુઓ(બકરાં)ને આપવા જતો હતો. એવી રીતે માંસ ખરીદનારા અને પોતાની આજીવિકા માટે જીવોની હિંસા કરનારા મનુષ્યો તરફ તેને ધિક્કાર આવ્યો. 'એવી રીતે પશુઓનો વધ થાય એમાં પૃથ્વીનું શાસન કરનાર ભૂપાલના સુવાસિત યશની ક્ષતિ ગણાય'. ઉત્કૃષ્ટ ગંધવાળા દૂધને અને સુગંધી કલમ(ચોખા તથા અન્ય ધાન્ય)ને તજી લોકો દુર્ગંધી માંસને સુગંધી બનાવી ખાવા ચાહે એ શાસન કરનાર રાજાનો દુર્વિવેક ગણાય. પ્રજા રાજાને અનુસરનારી હોય છે. એવી રીતે નિરપરાધી પશુઓનો વધ થાય અને એવા મોટા અન્યાયને હું ન અટકાવું--ન રોકું તો મારામાં ન્યાયની કે ધર્મની ગંધ પણ છે એમ ન ગણાય; હું કર લઉં છું, તે પૃથ્વીના રક્ષણ માટે લેતો નથી, શરીરના રક્ષણ માટે લઉં છું–એવી રીતે ધિક્કારપાત્ર ગણાઉં. ગંગાતટ પર વસનારા મુનિઓ મારી સ્તુતિ કરે છે કે 'કુમારપાલ અત્યંત ન્યાયી, ધાર્મિક (ધર્મનિષ્ઠ) અને કૃપાલુ છે' તે સ્તુતિ, આવી રીતે પશુ-વધ થવા દઉં તો ધિક્કારપાત્ર ગણાય. મારા જેવો રાજા હોવા છતાં યમ-રાજના કિંકર જેવા ક્રૂર મનુષ્યો આવી રીતે પશુ-વધ કરે તે અયોગ્ય ગણાય. આઃ! ખેદની વાત છે કે ક્રૂર કર્મવાળા લોકો હસતાં હસતાં પશુઓને હણે છે, પરંતુ ભવિષ્યમાં યમદૂતો દ્વારા હણાનાર પોતાના આત્મા સંબંધમાં શોક કરતા નથી.' જંતુ-વધ કરવામાં મહાપાપનો વિચાર કરી તે રાજાએ(કુમારપાલે) તેવું મહાપાપ કરનારને બીજાં પાપ કરનારા

કરતાં અધિક શિક્ષા કરવા અધિકારીઓને આજ્ઞા આપી હતી. અને અધિકારીઓએ રાજાની આજ્ઞા પ્રમાણે રાજ્યમાં સર્વત્ર અમારિ-ઘોષણા પ્રકટ કરી હતી.

કુમારપાલના શ્રેષ્ઠ રાજ્યમાં પશુ-વધ બંધ થયો. માંસાહાર તજી લોકો નિર્દોષ ભોજન કરતા થયા. 'વિક્રમ, અભય-દાન, ન્યાય-પાલન, વિગેરે સદ્‌ગુણો વડે અમારિ-પ્રવર્તક કુમારપાલ જેવો અન્ય નથી' એવી ખ્યાતિ થઈ. લક્ષ્મીના ગર્વથી માંસ ખરીદનારને તે લક્ષ્મી-રહિત કરી શકતો, કરુણા (જીવ-દયા) વિષયમાં શ્રદ્ધારહિતોને તે સાર્થક વચનો વડે ઉલ્લાસિત શ્રદ્ધાવાળા કરતો. તેના પ્રશંસનીય શાસનમાં દેવીઓ પણ પશુવધવાળાં બલિ-દાન પામતી ન હતી. શિકારીઓ પણ શિકાર કરતા નહિ. યજ્ઞામાં હેમચંદ્રાચાર્યે સં. 'દ્વયાશ્રય' મહાકાવ્ય(સર્ગ ૨૦)મા ઉલ્લેખો કર્યા છે.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે 'અભિધાનચિંતામણિનામમાલા'(કાંડ ૩, શ્લો. ૩૭૬-૩૭૭)માં કુમારપાલનાં નામોનો નિર્દેશ કરતાં પરિચય કરાવ્યો છે કે—

" कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ।
मृतस्वमोक्ता धर्मात्मा मारि-व्यसनवारकः ॥ "

કુમારપાલનાં ઉપર્યુક્ત ૮ નામોની વ્યુત્પત્તિ—વ્યાખ્યા કરતાં તેઓએ સૂચવ્યું છે કે કુમારો(શિશુ-બાલકો)ની જેમ પ્રજાને પાલન કરવાથી અને કુ=પૃથ્વી તથા મા=લક્ષ્મીને અત્યંત પાલન કરવાથી ૧ કુમારપાલ, ચુલુક્યના અપત્ય હોવાથી ૨ ચૌલુક્ય, ૭ અંગોવાળા રાજ્ય વડે શોભતા હોવાથી રાજા તથા ક્ષમા વિગેરે ગુણો ધારણ કરવાથી ઋષિ=૩ રાજર્ષિ, આનો અર્હન્ દેવતા હોવાથી તથા ક્ષમા વિગેરે ગુણો વડે પરમ હોવાથી ૪ પરમાર્હત, મૃત્યુ પામનારના—નિર્વંશના દ્રવ્યને મૂકનાર—ન ગ્રહણ કરનાર થવાથી ૫ મૃત-સ્વમોક્તા, અહિંસા વિગેરે લક્ષણવાળો ધર્મ જ એનો આત્મા હોવાથી ૬ ધર્માત્મા, મારિને—પ્રાણિવધને સર્વથા લોકમાં વારણ કરનાર—નિષેધક થવાથી ૬ મારિવારક તથા શિકાર, જુગાર, અને મદિરાપાન, વિગેરે વ્યસનોને સર્વથા લોકમાં વારનાર—નિષેધક થવાથી ૮ વ્યસનવારક એવાં નામોથી વિખ્યાત થયો હતો.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે મહારાજા કુમારપાલના પરિચય અને વર્ણન સંબંધમાં સંસ્કૃત 'દ્વયાશ્રય' મહાકાવ્યના ૧૬મા સર્ગથી ૨૦મા સર્ગ સુધીના પાંચ સર્ગો અને પ્રાકૃત 'દ્વયાશ્રય' મહાકાવ્યના આઠે સર્ગો રોક્યા છે. પોતાના સમકાલીન સુપરિચિત અને પ્રતિબોધિત ભક્ત મહારાજાનું સદ્‌ગુણમય સત્કર્તવ્ય-વિભૂષિત જીવન-ચરિત, વિસ્તારથી પણ સમુચિત મર્યાદિત રીતે મહાકવિની પદ્ધતિથી તેઓએ આલેખ્યું છે. તથા સ્વોપજ્ઞ 'દેશીનામમાલા'ની 'છંદોનુશાસન'ની વ્યાખ્યાઓમાં ઉદાહારણ તરીકે અનેકવાર ચૌલુક્ય કુમારપાલની પ્રશંસાનાં પદ્યો ઉચ્ચાર્યાં છે.

જેઓ જન્મથી માંડીને માંસ-ભક્ષણ કરનારા હશે, તેઓ પણ તે રાજાની આજ્ઞાને વશ થઈ ખરાબ સ્વપ્નની જેમ માંસની કથાને પણ ભૂલી જશે.

જે મદ્ય( મદિરા )ને પહેલાં દશાર્હો( યાદવો )એ શ્રાવકો હોવા છતાં પણ સર્વથા તજ્યું ન હતું, તે મદ્યને પવિત્રાત્મા તે( મદિરાત્યાગી કુમારપાલ )સર્વત્ર અટકાવશે.

તે રાજા, મહીતલમાં મદ્ય-સંધાન( દારૂની ઉત્પત્તિ )ને તેવી રીતે રોકશે, કે કુંભાર પણ મદ્યનાં ભાંડો( વાસણો ) ઘડશે નહિ.

મદ્યના નિત્ય વ્યસનો( કુટેવ )થી ક્ષીણ-સંપત્તિ( દરિદ્ર )થયેલા જે મદ્ય પીનારા ( દારૂડિયા ),તે રાજા( કુમારપાલ )ની આજ્ઞાથી મદ્ય તજશે તેમને સંપદાઓ થશે.[૧]

જે દ્યુત( જૂગાર )ને પૂર્વે થઈ ગયેલા નલ વિગેરે રાજાઓએ પણ તજ્યું ન હતું, તે દ્યૂત( જૂગાર )નું નામ પણ, તે રાજા(કુમારપાલ) પોતાના વૈરીના નામની જેમ ઉન્મૂલન કરશે.[૨]

તે રાજા( કુમારપાલ )ના ઉદયવંત શાસનમાં, તેની મેદિનીમાં પારેવાની પણ-ક્રીડા( હોડ—સરતથી થતી રમતો )અને કૂકડાઓનાં યુદ્ધો વિગેરે પણ થશે નહિ.[૩]

અનહદ વૈભવવાળો તે રાજા( કુમારપાલ ),પ્રાયે પ્રત્યેક ગામોમાં જિનાયતનો( જિન-મંદિરો )દ્વારા પૃથ્વીને વિભૂષિત કરશે.[૪]

---

૧, ૨, ૩. હેમચંદ્રાચાર્યના ‘ યોગશાસ્ત્ર ’માં તથા ‘મોહરાજપરાજય’ અને ‘કુમારપાલ-પ્રતિબોધ’માં એ વિષે વિસ્તારથી પ્રવચન છે.

૪. હેમચંદ્રાચાર્યે પ્રા. ‘ દ્વ્યાશ્રય ’ મહાકાવ્ય( સર્ગ ૨જા )માં કુમારપાલના જીવનની નિત્યચર્યા દર્શાવતાં વિસ્તારથી વર્ણન કર્યું છે કે “ કુમારપાલ, ભવ્ય હાથી પર આરૂઢ થઈ ચતુરંગી સેના સાથે પોતાના નામાંકિત કુમાર-વિહાર નામના પાર્શ્વજિન-મંદિરમાં જતો અને ભક્તિથી જિન-સ્તુતિ, જિન-સ્નાત્ર, વિગેરે જિન-પૂજા કરતો અને આકર્ષક અદ્ભુત સંગીત-નૃત્યાદિ દ્વારા જિન-ભક્તિ કરાવતો. તે પછી ગુરુને પ્રણામ કરતો, તેમના ઉપદેશો સાંભળતો હતો.”

પાટણમાં કુમારપાલે કરાવેલા મનોહર એ કુમાર-વિહારનું વર્ણન હેમ-ચંદ્રાચાર્યના પટ્ટધર મહાકવિ રામચંદ્રે ‘ કુમારવિહારશતક ’ નામના છટાબદ્ધ

તે રાજા( કુમારપાલ ),સમુદ્ર પર્યંતના મહીતલ પર પ્રત્યેક ગામ અને પ્રત્યેક પુરમાં અર્હંતપ્રતિમા( જિન-મૂર્તિ ), દ્રવ્યોનું દાન દઈ, જગતને અનૃણુ કરી પૃથ્વીમાં પોતાના સંવત્સરને અંકિત કરાવશે. ”

ભગવાન મહાવીરની ભવિષ્યવાણીને સાચી પુરવાર કરનારા કુમારપાલ જેવા પ્રતાપી ગૂર્જરેશ્વરના ધર્માચાર્ય હેમચંદ્રના ઉપર્યુક્ત સુયશસ્વી પ્રયત્નો પ્રત્યે સર્વ કોઈ સજ્જનો આદર દર્શાવે અને સહસા જાણુતાં-અજાણુતાં તેવા મહાપુરુષ તરફ થયેલા મિથ્યા આક્ષેપો—અનાદરો દૂર કરી સાચી કૃતજ્ઞતા અને સુજનતા દર્શાવે એમ ઇચ્છીશું.

---

સુંદર કાવ્યમાં કર્યું છે; તેના પ્રારંભનાં અને પ્રાન્તનાં તે નામના નિર્દેશવાળાં પદ્યો આ પ્રમાણે છે—

“ आश्चर्यमन्दिरमुदारगुणाभिरामं विश्वम्भरा-पणवधू-तिलकायमानम् ।
तेजांसि यच्छतु कुमारविहारनाम भूमीभुजश्चुलुक्यवंशभवस्य चैत्यम् ॥ ”

“ आस्तां तावन्मनुष्यः प्रकृतिमलिनधीः शाश्वतालोकचक्षु—
र्वक्तुं वक्त्रैश्चतुर्भिर्विधिरपि किमलं तस्य सौन्दर्यलक्ष्मीम् ।
क्षीणाशेषाभिलाषः परमलयमयं स्थानमाप्तोऽपि यस्मिन्
आस्थां श्रीपार्श्वनाथस्त्रिभुवनकुमुदारामचन्द्रश्चकार ॥ ”

# પાંચ હૈમપ્રસંગો

: લેખક :

ભાઈલાલ પ્ર. કોઠારી

**વિક્રમની** બારમી સદી લગભગ અડધે રસ્તે પહોંચી હતી. ગુજરાતના સંસ્કારના ઘડતરમાં ધર્મ મહત્ત્વનું સ્થાન ભોગવતો, અને રાજકારભાર મુત્સદ્દી વણિકો ચલાવતા. આશ્રમધર્મને અનુસરી જીવવું, સ્વધર્મે નિધનં શ્રેયઃનું પાલન કરવું, અને સમાજે રચેલાં જીવનવ્યવસ્થાનાં બંધનોને સ્વેચ્છાપૂર્વક સ્વીકારી તે પ્રમાણે આચરણ રાખવું એમાં કર્તવ્યની ઇતિશ્રી મનાતી. દેશકાળ પ્રજાના નિર્વાહ માટે અનુકૂળ હતો. વિદ્યાવૃદ્ધિ માટે પ્રમાણમાં સામગ્રી પૂરતી હતી. આશ્રમધર્મને ફગાવી મૂકનારાઓના યુગને હજી ઘણાં વર્ષોનાં અંતર હતાં. આખી પૃથ્વીના તો શું પણ તેના એક નાના વિભાગમાં રહેતા માનવીઓને પણ સંપર્ક સાધવા માટે જહેમત ઉઠાવવી પડતી હતી. છતાંય સંસ્કૃતિનો વિકાસ અટક્યો ન હતો. તેવા સમયે અત્યારે જે પ્રદેશને આપણે ગુજરાત એ નામથી ઓળખીએ છીએ તેમાં આવેલા ધંધુકા ગામમાં એક જ્યોતિર્ધરનો જન્મ થયો, જેને આજે સાડા આઠસો વરસના લાંબા ગાળા પછી પણ આપણે આપણા ગુજરાતની સાંસ્કારિક એકતાની જ્યોતને અખંડિત રાખનાર એક મહાપુરુષ તરીકે આપણી ભાવભરી માનાંજલિ આપવા એકત્ર થયા છીએ. સ્વત્વના સાચા ભાનથી થતું આપણી પ્રાચીન મહત્તાનું જ્ઞાન એ આજના પ્રસંગનું મંગલ સૂચન છે.

૧

મહાપુરુષોના જીવનમાં બનતા પ્રસંગો તો માત્ર તેમના જ્વલંત વ્યક્તિત્વના આવિર્ભાવનાં સાધનો બની રહે છે. ચાચિગ અને પાહિણીને અમર કરી જનાર બાળક ચાંગદેવમાં જે અપૂર્વ તેજ અને ચેતનની ચિનગારીઓ હતી તેનાથી સાધુ દેવચંદ્રનું ધ્યાન સહજ ખેંચાય છે. જનકલ્યાણ એ જેના જીવનનો શુભ વ્યવસાય છે તેવા સાધુજનોને એ વ્યવસાયને પ્રગતિમાન બનાવનારા શિષ્યો મળે તેથી વધારે શું જોઈએ ? સાધુ દેવચંદ્ર પાહિણી પાસે બાળક ચાંગદેવની જૈનધર્મ અર્થે ભિક્ષા માગે છે. પિતા કે જે અન્યધર્મી છે તે બહારગામ વેપાર અર્થે ગયેલો છે. માતાનું હૃદય આવા સંજોગોમાં પુત્રપ્રેમ અને ધર્માનુરાગ વચ્ચે ખેંચતાણ અનુભવે છે. ધર્મકર્તવ્ય પુત્રપ્રેમ કરતાં વધારે મહાન ઠરે છે. ચાંગદેવ જૈન આચાર્યના રક્ષણ નીચે મૂકાય છે. એટલામાં પિતા પ્રવાસેથી પાછો આવે છે. સ્ત્રીની ધાર્મિક વૃત્તિ તેને ઘેલછા લાગે છે. તેને જૈન સાધુ પ્રત્યે ક્રોધ થાય છે. પુત્ર-વિરહથી તે ઘેલો બને છે, અને પુત્રનું મુખ ન જુએ ત્યાં સુધી ઉપવાસ આદરે છે. કર્ણાવતી ગયેલા દેવચંદ્રની પાછળ જઈ તેને શોધી કાઢી પુત્રને પોતાની ગેરહાજરીમાં લઈ જવા માટે તેને ફિટકાર આપે છે. રાજાનો મંત્રી ઉદયન તેને શાંત પાડી આખી ઘટનાથી તેને વાકેફ કરે છે, તેમજ તેને પોતાના વડીલ ભાઈ જેટલું માન આપે છે. એ અપૂર્વ માનથી ચાચિગનું હૃદય પીગળે છે. અંતે પોતે એક મહાન દીક્ષામહોત્સવ કરી ચાંગદેવની જૈન ધર્મને ભેટ કરે છે. પરિણામે ગુજરાતને એક અતિમાનવ પંડિતરત્નની પ્રાપ્તિ થાય છે.

૨

એ વાતને વર્ષો વહી જાય છે. ચાંગદેવનો સર્વાંગી વિકાસ થઈ હવે એ સૂરિ હેમચંદ્ર બન્યા છે. જૈન અને હિંદુ ધર્મશાસ્ત્રો, સાહિત્ય, વ્યાકરણ, ન્યાય, મીમાંસા, યોગ, ઇત્યાદિનું તેમણે તલસ્પર્શી જ્ઞાન સંપાદન કર્યું છે. જૈન ધર્મનો દેશમાં યોગ્ય રીતે પ્રચાર કરવા માટે તે પ્રવાસ આદરે છે, અને માર્ગમાં સિદ્ધરાજ જયસિંહની રાજધાની અણહિલવાડપાટણમાં પ્રવેશ કરે છે. તેઓ એક સાંકડી શેરીમાં થઈને પસાર થતા હોય છે ત્યારે એકાએક 'પરમ ભટ્ટારક મહારાજા-

ધિરાજ સિદ્ધરાજ જયસિંહનો જય હો!'ની ઉદ્‌ઘોષણા સંભળાય છે. મુખ પર સહજ સ્મિત સહ સૂરિ ઊભા રહે છે. પ્રજાજનો નમન કરી રાજાના હાથીને જવા માટે માર્ગ આપે છે. શૌર્ય અને પ્રતાપના અંબારથી ઓપતો સિદ્ધરાજ, તપસ્ અને વિદ્યાના ભર્ગથી પ્રકાશતા આ યુવાન સૂરિને ઘડીભર જોઈને મુગ્ધ બને છે. હાથી ઘડીભર થંભી જાય છે. માનવમેદની આ બે પુરુષોનો વિરલ મિલન-સંયોગ કાંઈક ઉત્સુકતા, કાંઈક કુતૂહળથી નીરખી રહે છે. ત્યાં તો પ્રતાપી હેમચંદ્રની અમૃતવાણી સરી પડે છે :

कारय प्रसरं सिद्ध! हस्तिराजमशङ्कितम्।
त्रस्यन्तु दिग्गजास्तेन भूस्त्वयैवोद्धृता यतः॥

અર્થાત્ ' હે સિદ્ધરાજ! તમારા આ શ્રેષ્ઠ હસ્તિરાજને શંકા-રહિતપણે આગળ ચલાવો, અને તેનાથી દિગ્ગજો પણ ત્રાસ પામો, કારણ, પૃથ્વીનો ઉદ્ધાર તમે જ કર્યો છે.'

સિદ્ધરાજ આ વાણીપ્રભાવથી અત્યંત આનંદ પામે છે. હાથી પરથી નીચે ઊતરી નમસ્કાર કરી એ સાધુપુરુષને રાજમહાલયમાં પધારી પોતાને કૃતાર્થ કરવા પ્રાર્થના કરે છે. એ પછી સૂરિ હેમચંદ્રની વિદ્વત્તાનાં પૂજન થાય છે અને ગુજરાતના એ સમાનશીલ મહાપુરુષો વચ્ચે વ્યસનસખ્ય જામે છે. સિદ્ધરાજની રાજસભામાં પાંડિત્યના તેજપુંજથી શોભતા આચાર્ય હેમચંદ્ર તેજસ્વી સૂર્યની જેમ પ્રકાશમાન બની રહે છે.

૩

વર્ષો પછી..............

અણહિલવાડપાટણમાં આજે સોનાનો સૂરજ ઊગ્યો છે. સ્ત્રીઓ, પુરુષો, બાળકો સૌ ઉત્સવઘેલાં બન્યાં છે; કારણ તેમનો રાજા આજે માળવાના રાજા યશોવર્મા પર જીત મેળવી નગરપ્રવેશ કરે છે. પૌરજનો નગરના પ્રવેશદ્વારે જઈ રાજાનું સામૈયું કરે છે અને પછી એક વિરાટ સરઘસના સ્વરૂપમાં નગરના રાજમાર્ગે થઈ રાજમહાલય તરફ વળે છે. ફૂલથી શણગારેલા હાથી પર સોનાની સુશોભિત અંબાડી પર મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ સર્વના

નમસ્કાર ઝીલતા, મુખપર વિજયના આનંદની સ્મિતસુરખી રેલાવતા બેઠેલા જણાય છે. પૌર અંગનાઓ તેમના પર પુષ્પવૃષ્ટિ કરે છે; કુમારિકાઓ તેમને વધાવી લે છે; નગરજનો નમસ્કાર કરી કૃતકૃત્યતા અનુભવે છે; તે સમયે રાજાને આશીર્વાદ આપવા ઊભેલા આચાર્ય હેમચંદ્રના મુખેથી નીચેની શ્લોકપ્રશસ્તિ સરી પડે છે :

भूमि कामगवि स्वगोमयरसैरासिञ्च रत्नाकर
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णमेम्भो भव ।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥

અર્થાત્ " સિદ્ધરાજ પૃથ્વી જીતીને આવે છે. માટે હે કામદુધા ! તમે તમારા ગોમય રસથી ધરતીનું સિંચન કરો; સમુદ્ર ! તમે મોતીના સ્વસ્તિક રચો; અહો ચંદ્ર ! તમે તમારા પૂર્ણ તેજથી પ્રકાશમાન થાઓ; અહો દિશાના ગજો ! તમે તમારી સૂંઢોવતી કલ્પતરુનાં પાંદડાંનું તોરણ ધારણ કરો."

આ અપૂર્વ સ્તુતિરચના સાંભળી સિદ્ધરાજના મુખપર પરમ આનંદની રેખાઓ ઝળકી ઊઠે છે અને મુનિ તરફ તે પ્રેમળ અને કૃતજ્ઞ નમનમીટ માંડે છે.

વિજયની યશઃપતાકારૂપ ગણી, રાજમાતંગ પર બેસાડેલો વિદ્યાવિલાસી રાજા યશોવર્મા પણ આ શોભન ઉક્તિથી આશ્ચર્ય પામે છે અને ઘડીભર પોતે બંદીવાન છે એ ભૂલી જઈ મુનિ તરફ સસ્મિત પ્રશંસાપૂર્વક જોઈ રહે છે.

'પરમ ભટ્ટારક મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહની જય હો !'ની પ્રચંડ ઘોષણા વાતાવરણને વિદ્યુતચેતનાથી ભરી દે છે. પ્રજાના ઇતિહાસમાં એ પ્રસંગ ચિરસ્મરણીય બની રહે છે.

સિદ્ધરાજને જીતમાં મળેલી માળવાની મહામૂલ્યવાન પુસ્તક-સંપત્તિ નજર કરવામાં આવે છે. વિદ્વત્તાપ્રેમી રાજા એ વિપુલ જ્ઞાન-ભંડારને આશ્ચર્યચકિત થઈ જોઈ રહે છે. યશોવર્માની સરસ્વતીપૂજા માટે તેને અપ્રતિમ માન ઉત્પન્ન થાય છે. એટલામાં એક વ્યાકરણની પોથી તરફ તેની નજર પડે છે. એ સંબંધી કાંઈક વિશેષ જાણવાની

ઇચ્છાથી તે પૂછે છે કે "આ ગ્રંથ શી બાબતનો છે?" પંડિતો કહે છે કે "મહારાજ! ઉજ્જયિનીપતિ મહારાજ ભોજનું રચેલું આ નિરુક્ત સંબંધી પુસ્તક છે." સાહિત્યપ્રેમી સિદ્ધરાજ એ સાંભળી સહજ ગ્લાનિ પામે છે. તે કહે છે, "મારા રાજ્યમાં આટલા બધા પંડિતો હોવા છતાં મારા ગ્રંથભંડારમાં આવા અમૂલ્ય ગ્રંથો નથી એ શોકનો વિષય છે!"

આસપાસ બેઠેલા વિદ્વાનો ઝાંખા પડી જાય છે. સૌની નજર સૂરિ હેમચંદ્ર તરફ વળે છે. વિદ્વાનોના મનનો તેમજ રાજાના મનનો ભાવ સમજી ગયા હોય તેમ એ આચાર્યશ્રેષ્ઠ ઊભા થઈ ભગ્નોત્સાહ સિદ્ધરાજને આશ્વાસન આપતા હોય તેમ કહે છે: 'રાજન્! આપે ખિન્ન થવાનું જરા પણ કારણ નથી. મને જોઈતી પોથીસામગ્રી પૂરી પાડવાની આપ રાજ્યના કર્મચારીઓને આજ્ઞા કરશો એટલે થોડા જ સમયમાં આપની ઉજ્જવળ કીર્તિને શોભે તેવો વ્યાકરણગ્રંથ રચવાનું હું માથે લઉં છું.' હેમચંદ્રના આ પ્રોત્સાહન-વચનોથી રાજાના મુખપરનું વિષાદવાદળ દૂર થાય છે, અને જયઘોષણા સાથે રાજસભાનું વિસર્જન થાય છે.

જે કાળમાં પ્રવાસ પારાવાર મુશ્કેલીઓ અને સંકટોથી પૂર્ણ થતો તેવા સમયમાં પણ જુદા જુદા પ્રદેશોમાંથી ઉપલબ્ધ વ્યાકરણની અનેક પ્રતો મંગાવાય છે, જુદી જુદી પદ્ધતિઓ સમજનાર વિદ્વાનોને પાટણને વડલે બોલાવવામાં આવે છે અને એક જ વર્ષમાં સિદ્ધરાજની કીર્તિને દેશાંતરમાં ફેલાવનાર 'સિદ્ધહેમચંદ્ર' વ્યાકરણની અપૂર્વ રચના થાય છે. પાંચ વિભાગમાં વહેંચાયલો, બત્રીસ અક્ષરનો એક શ્લોક એવા સવાલાખ શ્લોકોનો બનેલો એ મહાગ્રંથ સિદ્ધરાજની અને હેમચંદ્રની યશઃકાયાને જરા મરણના ભયથી મુક્ત એવું અમરત્વ અર્પે છે.

રાજમહાલયમાં અને નગરમાં ફરી એકવાર અનેરા ઉત્સાહનાં પૂર રેલાય છે. મહારાજાધિરાજ સિદ્ધરાજ આજે આચાર્ય હેમચંદ્ર-વિરચિત 'સિદ્ધહેમચંદ્ર' વ્યાકરણરૂપી અમૂલ્ય ગ્રંથને ખૂબ સન્માન આદિથી વિધિપૂર્વક રાજભંડારમાં પધરાવવાના છે. નિયત સમયે જુદાં જુદાં વાદ્યો વગાડનારાઓના સંઘ સહિત પૌરજનોના મોટા

સમૂહથી ગાજતું એક વિરાટ સરઘસ રાજમહાલય તરફ મંગલ પ્રસ્થાન કરે છે. મુખપરની અચલ શાન્તિ અને સાધુસુલભ નમ્રતાથી વધુ વંદનીય લાગતા, આજુબાજુ પંડિતો અને પ્રતિષ્ઠિતોથી વીંટળાયલા આચાર્ય હેમચંદ્ર સરઘસની મધ્યમાં તેજરાશિ જેવા શોભે છે. તેમની પાછળ બહુવિધ રંગસામગ્રીથી શોભન બનેલો, પહેરાવેલી પુષ્પ-માળાઓના પમરાટથી વાતાવરણને ભરી દેતો, અને જાણે આ મહા-ગ્રંથને નિજમસ્તકે ધારણ કરવાના મહાભાગ્યથી પોતાને કૃતકૃત્ય સમજતો હોય તેવો રાજગજશાળાનો મુખ્ય માતંગ ગર્વિષ્ઠ ડગલાંથી પ્રતાપ પાડતો ચાલે છે; અને તેની પાછળ ચાલતી શોભનવસના પૌર અંગનાઓનાં સરસ્વતીગીતોથી સમગ્ર વાતાવરણ ઉલ્લાસ અને ઉત્સાહની પરિસીમાએ પહોંચે છે.

રાજમહાલયના મુખ્ય પ્રવેશદ્વાર આગળ જઈ સિદ્ધરાજ પોતાના દરબારીઓ અને અન્ય ગૃહસ્થો સાથે જઈ સામૈયું કરે છે અને એ મહાગ્રંથને હાથીની પીઠપરથી અત્યંત માનપૂર્વક ઉતારી રાજ-દરબારમાં લાવવામાં આવે છે. આચાર્ય હેમચંદ્રના વ્યાકરણ–સારસ્વત-સત્રનો એ મંગળ દિવસ બની રહે છે.

એ પછી એ ગ્રંથની નકલો કરવા માટે ત્રણસો લહિયાઓને રોકવામાં આવે છે. જુદા જુદા પંડિતો અને ધર્માધ્યક્ષોને એ ગ્રંથ ભેટપુસ્તક તરીકે મોકલવામાં આવે છે, તેમજ કાશ્મીર, નેપાળ, સિંહલદ્વીપ અને ઇરાન જેવા દૂરના પ્રદેશોમાં તેની પ્રતો મોકલી સિદ્ધરાજ અને હેમચંદ્ર હિંદુસ્તાનની બહારના દેશોમાં પણ ગણના-પાત્ર બની રહે છે,

## ૪

એ પછી કેટલાંય વર્ષો વહી જાય છે. સિદ્ધરાજ જયસિંહ પરલોક પામે છે; અને તે પછી દેશપર અતિશય પ્રતાપી અને ધારાધિપ બલ્લાલ તથા જંગલભૂપરૂપી હાથીઓના મસ્તક ઉપર તરાપ મારવામાં સિંહ જેવા કુમારપાળનું રાજશાસન પ્રવર્તે છે. આચાર્ય હેમચંદ્રે તેના પર જે ઉપકારો કર્યા છે તેના પરિણામે કૃતજ્ઞ કુમારપાળ તેમનો ખૂબ આદરસત્કાર કરી તેમને ગુરુપદે સ્થાપી

પોતાનું રાજસમસ્ત તેમને ચરણે ધરે છે. રાજા અને સૂરિ વચ્ચે મૈત્રીસંબંધ જામે છે.

ગામમાં પડો વાગે છે. ' મહારાજ કુમારપાળ સોમનાથ ગિરનાર અને શત્રુંજયની યાત્રાએ પધારે છે. જે કોઈ પ્રજાજનોને જોડાવું હોય તેમણે વાટખરચીની રકમ અને જોઈતાં સાધનો સાથે રાખવાં.' નિયત શુભ મુહૂર્તે અણહિલવાડપાટણના રાજમાર્ગેથી રાજાનો વિશાળ યાત્રાસંઘ નીકળે છે, જેમાં હાથી, ઘોડા, બળદો અને બીજાં પ્રવાસનાં અનેક સુખસાધનો રાખવામાં આવ્યાં છે.

રાજાના કૃપાપાત્ર હેમચંદ્ર જૈન સાધુ હોવાથી સોમનાથ મહાદેવની યાત્રાએ નહિ આવી શકે એવી કેટલાક અન્યધર્મીઓની સંકુચિત ધારણાને ખોટી પાડતા સૂરિ હેમચંદ્ર પણ જૈનાચાર અનુસાર પગે ચાલતા આ સંઘના યાત્રાળુ બન્યા છે. લોકસમુદાય એ ઘટના કાંઈક આશ્ચર્યથી જોઈ રહે છે.

સંઘ પ્રભાસપાટણ પહોંચે છે. રાજા સોમનાથ મહાદેવની ભક્તિભાવથી પૂજા કરે છે. સૌના આશ્ચર્ય વચ્ચે સામે આસન માંડી બેઠેલા આચાર્ય હેમચંદ્રના મુખથી મહાદેવનું સ્તુતિસ્તોત્ર ઝરે છે:

प्रशान्तं दर्शनं यस्य, सर्वं भूताभयप्रदम् ।
माङ्गल्यं च प्रशस्तं च, शिवस्तेन विभाव्यते ॥

જેને અંતે,

भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

અર્થાત્ ' સંસારની પરંપરાને વધારનારા જેમના રાગ વગેરે દોષો ક્ષીણ થઈ ગયા છે એવા બ્રહ્મા હો, વિષ્ણુ હો, મહાદેવ હો કે જિન હો — ગમે તે હો તેમને નમસ્કાર હો: વગેરેથી તથા

यत्रयत्र समये यथा यथा
योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः सचेद् भवान्
एकएकभगवन् नमोऽस्तुते ॥

એટલે કે ' ગમે તે સમયે, ગમે તે રીતે અને ગમે તેવા નામ વડે જે વીતરાગ એક જ છે, તે તું હો તો હે ભગવાન્ તને મારા

નમસ્કાર હો; એ વગેરેથી સૂરિ પ્રાર્થના કરે છે. કુમારપાલસૂરિની ધર્મવિષયક વિશાળ દૃષ્ટિને અંતરથી વારંવાર પ્રણિપાત કરે છે. શંકરની આવી સુંદર સ્તુતિ જીવનમાં એ પહેલી જ વાર સાંભળે છે.

બૃહસ્પતિએ પૂજાવિધિ બતાવ્યા પ્રમાણે શ્રદ્ધાપૂર્વક શિવ-પૂજનકરીને ધર્મશિલા પર તુલાપુરુષ, ગજદાન, વગેરે દાનો અપાય છે. રાજા સોમેશ્વરની કર્પૂરઆરતી ઉતારે છે. એ પછી સૌ મંડળને દૂર કરી પોતે સૂરિને લઈ મંદિરના ગર્ભગૃહમાં પ્રવેશ કરે છે. ત્યાં રાજા સૂરિને કહે છે 'ભગવાન્ આપની વિશાલ દૃષ્ટિથી મારાં પ્રજ્ઞાચક્ષુ ખૂલી ગયાં છે. હવે મારી એક જ પ્રાર્થના છે: મહાદેવ, મુનિ અને રાજા એ ત્રણેનો અહીં સુભગ સંયોગ થયો છે, એવા આ તીર્થક્ષેત્રમાં આપ મારી એક શંકાનું નિવારણ કરો. દરેક સંપ્રદાયનો જુદો દેવ એવી બહુવિધ ધર્મવ્યવસ્થામાં જેને શ્રદ્ધાપૂર્વક ભજવાથી મુક્તિ મળે એવો દેવ કયો હશે ?'

રાજાના પ્રશ્નથી સૂરિ ક્ષણવાર વિચારસમાધિમાં પડે છે અને અંતે કહે છે 'રાજન્ દેવ તો એક જ છે. માત્ર જુદા જુદા ધર્મોએ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે તેને જુદાં જુદાં નામો આપેલાં છે એટલું જ. સાચી આરાધના દ્વારા સોમનાથ મહાદેવ જ આપણને સાચો મુક્તિનો રાહ બતાવશે.

એ પછી રાજા અને સૂરિ વિધિપૂર્વકની આરાધના શરૂ કરે છે. રાજા ધૂપદાનીમાં ધૂપ નાખ્યા કરે છે. ધુમાડાથી ગર્ભગૃહ ઊભરાઈ જાય છે. નક્ષત્રમાળાના દીપકો ઠરી જાય છે. ત્યાં એકાએક ચારે તરફ દૈવી પ્રકારનો અંધાર ફેલાઈ રહે છે અને કુમારપાલને જળધારી પર સુવર્ણકાંતિથી ઝળહળતા, શાન્ત, પદ્માસનસ્થ, શશધરમુકુટ, પંચવક્ત્ર, ત્રિનેત્ર, નાગપાશ ડમરૂ આદિથી વિભૂષિત એવા મહાદેવનાં દર્શન થાય છે. આ દૃશ્યથી પરમાનંદપુલકિત બનેલા રાજા સ્તુતિના સ્વરૂપમાં કશું બોલી શકે ત્યાં તો એ વિરાટ સ્વરૂપમાંથી વાણી પ્રગટે છે.

"હે રાજા, આ મહર્ષિને રખે તું જૈન સાધુ માત્ર સમજતો. એમની અધ્યાત્મદૃષ્ટિ સંપ્રદાયનાં પડલો ભેદી પરબ્રહ્મ સાથે એકત્વ

સાધે છે. એ તને જે માર્ગ બતાવે તેને તું નિઃસંશય મુક્તિનો સાચો માર્ગ સમજજે"

પોતે સ્વપ્નમાં છે કે જાગૃતિમાં એનો જે નિર્ણય કરી શક્યો નથી એવો રાજા આ દેવવાણી સમજવાનો હજી પ્રયત્ન કરે છે ત્યાં તો મંદિરના ગર્ભગૃહમાં તે માત્ર પોતાને, ધ્યાનસ્થ મુનિને અને સોમનાથના શિવલિંગને જ જુએ છે,

થોડીવારે જાણે કોઈ ઊંડી ગુફામાંથી આવતો હોય તેવો ધ્વનિ સંભળાય છે 'કુમારપાળ !'

અદ્ભુતના દર્શનથી જે પુનિત બન્યો છે, કૃતકૃત્ય બન્યો છે એવો રાજા પરમ ભક્તિના આવેશમાં સૂરિ હેમચંદ્રના ચરણમાં પડે છે, અને કહે છે, "મહારાજ! મારી શંકાનું નિવારણ થયું છે. મને આદેશ આપો."

સૂરિ રાજાને ઉઠાડી ઊભો કરે છે અને કહે છે, 'રાજન્! આજથી માંસભક્ષણ અને મદિરાનો ત્યાગ કર અને મારો આશીર્વાદ છે કે તારું પરમ કલ્યાણ થાઓ.

એ પછી દેવતાના દર્શનથી જેનાં નેત્રોમાં વિશુદ્ધિનાં અંજન અંજાય છે એવો રાજા અને સૂરિ હેમચંદ્ર પ્રસન્ન વદને એ સોમનાથના મંદિર બહાર આવે છે. માનવમેદની પણ જાણે કલ્યાણની વર્ષા વરસે છે.

૫

માનવજીવન અનંત નથી એની સાચી પ્રતીતિ એક મૃત્યુ સિવાય બીજા કશાથી થતી નથી. સૂરિ હેમચંદ્રની કાયા પણ માનવીની છે અને જરા મૃત્યુની ચૂડથી પર નથી. આજ ચોર્યાશી વર્ષનાં ઉજ્જવળ જીવનપ્રવાસને અંતે શ્રાન્ત પથિકની જેમ હવે એ જીવનલીલા સંકેલે છે. આગામી મૃત્યુનાં પગલાં તેમને સ્પષ્ટ સંભળાય છે. પોતે માનવી છે અને ભૂલને પાત્ર છે એ સત્ય દૃષ્ટિ સન્મુખ રાખી અંતઃશુદ્ધિ માટે તેમણે છેવટ સુધી અવિરત પ્રયત્ન કર્યો છે.

રામચંદ્ર અને ગુણચંદ્ર, યશશ્ચંદ્ર અને ઉદયચંદ્ર, વર્ધમાનગણી અને મહેન્દ્રમુનિ એ સૌ શિષ્યો ગુરુની અંત સમયની પ્રાયોપવેશન

સ્થિતિમાં પણ ચિત્તની પ્રસન્નતા અને અંતર્મુખ નિશ્ચળ ધર્મબુદ્ધિને સમ્પ્રણિપાત ભાવભરી રીતે જોઈ રહે છે. બુઝાતા દીપકનો એ છેલ્લો પ્રકાશ હતો. વિહારમાં મૃત્યુની શાન્તિ હતી.

થોડી વારે જાણે ઊંડી સમાધિમાંથી જાગ્યા હોય તેમ ગુરુદેવના મુખની અંતિમ વાણી સંભળાય છે.

"સૌ કોઈ ચિત્તની પ્રસન્નતાની પોતાના અંતરમાં શોધ કરો. વાસના તજો. નિર્મોહત્વ કેળવો. માનવતાનાં કલ્યાણ વાંછો. સર્વશક્તિમાનની વ્યાપકતા સમજવા હૃદયથી પ્રયત્ન કરો. પ્રાણીમાત્રનાં દુઃખોનું હૃદયે ચિંતન રાખો. પ્રજાને શુભનિષ્ઠાવાન બનાવો. રાજાને ધર્મરક્ષક, પ્રજાપાલક અને નીતિમાન બનાવો. ધર્મનું રક્ષણ કરો અને તે તમારું કરશે. સૌનું કલ્યાણ થાઓ. જય અરિહંત! અરિહંત!"

આચાર્ય હેમચંદ્રના માનવી જીવનની અવશેષ સુવર્ણલડીઓ સંકેલાઈ જાય છે. તેમનો મહાન આત્મા શાંત જગતમાંથી અનંતતામાં પગલાં માંડે છે. તેમની ઉન્નત માનવતામાંથી નરી પ્રભુતા વિલસી રહે છે.

# હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ

: લેખક :

**ભોગીલાલ જ. સાંડેસરા**

'કુલિકાલસર્વજ્ઞ' શ્રી હેમચન્દ્રાચાર્યનો યુગ એ ગૂજરાતના ઇતિહાસનો સુવર્ણયુગ છે. હરકોઈ દૃષ્ટિએ એ કાળમાં ગૂર્જરોની પ્રગતિ અને ઉન્નતિ જોવામાં આવે છે. સિદ્ધરાજ અને કુમારપાળના એ શાસનસમયમાં ગૂજરાતના સામ્રાજ્યનો અભૂતપૂર્વ વિસ્તાર થયો; વિદ્યાકળા, વાણિજ્ય, મુત્સદ્દીગીરી એ સર્વ ક્ષેત્રોમાં ગૂજરાતનો અને ગૂજરાતીઓનો વિકાસ થયો. તે કાળના સ્થાપત્યના ઘણા ઓછા અવશેષો આજે આપણને જોવા મળે છે, પરન્તુ જે જોવા મળે છે તે ઉપરથી તથા પ્રાચીન ગ્રન્થોમાંનાં વર્ણનો ઉપરથી એ પ્રાસાદો, મહાલયો અને દેવમંદિરોની ઝાંખી આપણા મનઃચક્ષુને થઈ શકે છે. ગૂજરાતની વાણિજ્યવિષયક જાહોજલાલીનાં પરદેશી મુસાફરોએ કરેલાં સંખ્યાબંધ વર્ણનો પ્રાપ્ત થાય છે, પણ આજે સમગ્ર હિન્દના વ્યાપાર-ઉદ્યોગમાં ગૂજરાતીઓનું સ્થાન એ જ માત્ર એ કાળનો જે વારસો આપણે ભોગવી રહ્યા છીએ તેની કલ્પના કરાવવાને બસ થશે. એ કાળની અહિંસામાં નવી પ્રાપ્ત થયેલી સાત્ત્વિક સિદ્ધિનું જોમ હતું. અનેક જૈન મન્ત્રીઓ, અમાત્યો અને સેનાપતિઓને, કુમારપાળ જેવા પરમાર્હત રાજાને અને હેમચન્દ્રાચાર્ય જેવા વિરક્ત સંન્યાસીને પણ જૈન સિદ્ધાન્તોએ પ્રવૃત્તિવિમુખ બનાવ્યા નહોતા.

ભૂતકાળમાં નજર ફેંકતાં સિદ્ધરાજ – કુમારપાળના રાજ્યકાળમાં અસામાન્ય દીપ્તિ જણાય છે. એ દીપ્તિ જાણે કે હેમચન્દ્રનાં શાન્ત પ્રતિભાવાન નયનોમાંથી બહાર પડી રહી છે. એમાં વિદ્યા, સંસ્કારિતા અને સર્વધર્મસમભાવનું અદ્‌ભૂત ઓજસ્ છે. હેમચન્દ્રે આખા એક

દેશની પ્રજાના જીવનનું અને તેની વિચારભૂમિકાનું પાસું ફેરવી નાખ્યું એમ કહીએ તો ખોટું નથી. કુમારપાલપ્રતિબોધ અને તેના પરિણામરૂપ અમારિઘોષણા એની સજ્જડ છાપ આજના ગૂજરાત પર નથી એમ કોણ કહી શકશે ?

એક સાહિત્યાચાર્ય તરીકે હેમચન્દ્રનું સ્થાન ભારતના ઇતિહાસમાં અજોડ છે. માળવા અને ગૂજરાતની રાજકીય સ્પર્ધામાંથી સાંસ્કારિક સ્પર્ધા જન્મી અને એ સ્પર્ધાનું પરિણામ તે સિદ્ધરાજની વિનંતિ પરથી હેમચન્દ્રે લખેલું 'સિદ્ધહૈમવ્યાકરણ.' પણ હેમચન્દ્રની સર્વતોમુખી પ્રતિભા માત્ર વ્યાકરણ લખીને અટકી નથી. 'અભિધાનચિન્તામણિ,' 'અનેકાર્થસંગ્રહ,' 'નિઘંટુકોશ,' 'દેશીનામમાલા' જેવા શબ્દકોશ, 'સિદ્ધહૈમ,' 'લિંગાનુશાસન' 'ધાતુપારાયણ' જેવા વ્યાકરણગ્રંથ, 'કાવ્યાનુશાસન' જેવો અલંકારગ્રન્થ, 'છન્દોનુશાસન' જેવું છંદઃશાસ્ત્ર, સંસ્કૃત અને પ્રાકૃત 'દ્વયાશ્રય' તથા 'સપ્તસંધાન' જેવાં કાવ્યો, 'પ્રમાણમીમાંસા' અને 'યોગશાસ્ત્ર' જેવા ગહન શાસ્ત્રીય ગ્રન્થો અને 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' જેવાં કવિત્વયુક્ત ચરિત્રો, ઇત્યાદિ અનેક વિષય પરના તેમના ગ્રન્થો, ડૉ. પિટર્સને આશ્ચર્યની ઊભરાતી લાગણીઓ સાથે આપેલું "જ્ઞાનનો મહાસાગર" (Ocean of Knowledge) એ વિશેષણ સાર્થક ઠરાવે છે.

સોમપ્રભસૂરિએ 'શતાર્થકાવ્ય'ની ટીકામાં લખ્યું છે—

क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवं द्व्याश्रया-
ऽलंकारौ प्रथितौ नवौ प्रकटितं श्रीयोगशास्त्रं नवम् ।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवं
बद्धं येन न केन केन विधिना मोहः कृतो दूरतः ॥

"જેણે નવું વ્યાકરણ, નવું છંદઃશાસ્ત્ર, નવું દ્વયાશ્રય, નવું અલંકારશાસ્ત્ર, નવું તર્કશાસ્ત્ર, અને નવાં જિનચરિતો રચેલ છે તેણે (હેમચંદ્રે) આમ કરીને કયી કયી રીતે આપણો મોહ દૂર કર્યો નથી ?"—અર્થાત્ સર્વ રીતે કર્યો છે.

આવા પ્રભાવશાળી પુરુષની આસપાસ વિદ્યાપ્રેમી શિષ્યોનું મંડળ જામે એ તદ્દન સ્વાભાવિક છે. આવા પુરુષો શિષ્યમંડળ વિશાળ બનાવવા પરત્વે ઉદાસીન હોય છે. વહેતી ગંગામાંથી જેમ

જે કોઈને ગરજ હોય તે ખોબો ભરીને પી લે અથવા ઘડો ભરી લે તેમ જેને જ્ઞાનની પિપાસા હોય છે તેઓ જ અહીં એકત્રિત થાય છે. હેમચન્દ્રે શિષ્યોની સંખ્યા વધારવાનો કદિ પણ પ્રયત્ન કર્યો હોય એમ જણાતું નથી, અને તેમના જે શિષ્યો વિષે આજે આપણને કંઈ પણ જાણવા મળે છે તેઓ સારા વિદ્વાનો અને સાહિત્યકારો હતા તેથી ઉપરના કથનને પુષ્ટિ મળે છે. તેમના શિષ્યો પૈકી રામચન્દ્ર-સૂરિની ખ્યાતિ હિન્દભરના વિદ્વાનોમાં પ્રસરેલી હતી અને તે કાળના વિદ્વાનોમાં તેમનું સ્થાન માત્ર હેમચન્દ્રથી બીજું હતું. આ ઉપરાંત ગુણચંદ્ર, મહેન્દ્રસૂરિ, વર્ધમાનગણી, દેવચન્દ્ર, ઉદયચન્દ્ર, યશશ્ચન્દ્ર, બાલચન્દ્ર, વગેરે બીજા શિષ્યો હતા. તે સર્વેએ સાહિત્યમાં ઓછોવત્તો ફાળો આપ્યો છે અને જ્યારે આપણે ભારતીય સાહિત્યમાં ગૂજરાતે આપેલા ફાળાની વિચારણા કરવા બેસીએ ત્યારે તે સર્વની સાહિત્ય-પ્રવૃત્તિ આપણે લક્ષમાં લેવી પડે તેમ છે. હેમચન્દ્રની અગાધ વિદ્વત્તાનો વારસો એ સર્વ શિષ્યોમાં આપણે જોઈ શકીએ છીએ. એ સર્વ વિષે યથાશક્ય માહિતી અહીં આપવાનો પ્રયાસ કર્યો છે.

### ૧ મહાકવિ રામચન્દ્ર

મહાકવિ રામચન્દ્ર ક્યાંના વતની હતા, કઈ જ્ઞાતિના હતા, તેમનાં માતાપિતાનું નામ શું, વગેરે વિષે કંઈ પણ હકીકત મળતી નથી. તેમણે રચેલ 'નલવિલાસ નાટક' ( પ્રસિદ્ધ: ગા. ઓ. સીરીઝ )ના સંપાદક પં. લાલચંદ્ર ગાંધીના અનુમાન પ્રમાણે, રામચન્દ્રનો જન્મ સં. ૧૧૪૫માં[૧] થયો હતો, તેમણે દીક્ષા સં. ૧૧૫૦માં લીધી હતી, સં. ૧૧૬૬માં સૂરિપદ મેળવ્યું હતું. સં. ૧૨૨૯માં હેમચન્દ્રાચાર્યના પટ્ટધર થયા હતા અને સં. ૧૨૩૦માં તેમનું મરણ થયું હતું.

રામચન્દ્ર એ હેમચંદ્રાચાર્યના પટ્ટશિષ્ય હતા એવું સ્પષ્ટ અનુમાન ઐતિહાસિક સાધનો પરથી ખેંચી શકાય છે. 'પ્રભાવકચરિત'ના હેમાચાર્યપ્રબંધમાં એક એવો પ્રસંગ વર્ણવેલો છે, જેમાં સિદ્ધરાજ હેમચન્દ્રને પૂછે છે કે, તમારી પછી તમારું સ્થાન શોભાવવાને યોગ્ય

---

૧. રામચંદ્ર અને ગુણચંદ્રે સાથે રચેલ 'નાટ્યદર્પણ' (પ્રસિદ્ધ : ગા. ઓ. સી.)ના સંપાદક શ્રી. શ્રીગોન્ડેકરે રામચંદ્રનો જન્મ સં. ૧૧૫૬માં માન્યો છે.

એવો કયો શિષ્ય તમારી નજરે પડે છે ? ત્યારે હેમચન્દ્ર સિદ્ધરાજ સાથે રામચન્દ્રનો પરિચય કરાવે છે અને હેમચન્દ્ર જેવા મહાન આચાર્યના શિષ્યને છાજે તેવી રીતે 'એકદૃષ્ટિ' બનવાની સૂચના સિદ્ધરાજ રામચન્દ્રને આપે છે.[૨] જયસિંહસૂરિનું 'કુમારપાળચરિત્ર' જણાવે છે કે હેમચન્દ્રના અવસાનથી કુમારપાળને થયેલો શોક રામચન્દ્રે શમાવ્યો હતો.

### રામચન્દ્રની લેખનપ્રવૃત્તિ

રામચન્દ્રે 'રઘુવિલાસ,' 'નલવિલાસ,' 'યદુવિલાસ,' 'સત્યહરિશ્ચન્દ્ર,' 'નિર્ભયભીમવ્યાયોગ,' 'મલ્લિકામકરન્દપ્રકરણ,' 'રાઘવાભ્યુદય,' 'રોહિણીમૃગાંકપ્રકરણ,' 'વનમાલાનાટિકા,' 'કૌમુદીમિત્રાણંદ' અને 'યાદવાભ્યુદય' એ પ્રમાણે અગિયાર નાટકો અને 'સુધાકલશ' નામે સુભાષિતકોશ લખ્યાં છે. આ ઉપરાંત, પોતાના ગુરુભાઈ ગુણચંદ્રની સાથે 'નાટચદર્પણ' એ નાટચશાસ્ત્રનો ગ્રન્થ અને 'દ્રવ્યાલંકાર' એ ન્યાયશાસ્ત્રનો ગ્રન્થ લખ્યો છે. એ બન્ને ઉપર વૃત્તિ પણ એમણે પોતે જ લખી છે. 'કુમારવિહારશતક' અને 'યુગાદિદેવદ્વાત્રિંશિકા' એ કાવ્યો પણ રામચન્દ્રે લખ્યાં છે.

### નાટચશાસ્ત્રી રામચન્દ્ર

આમાં 'નાટચદર્પણ' અત્યંત મહત્ત્વનું છે; કેમકે નાટચશાસ્ત્ર પરના સંસ્કૃત ગ્રન્થો માત્ર આંગળીના વેઢે ગણાય એટલા છે. નાટચશાસ્ત્ર ઉપરાંત બીજી રીતે પણ 'નાટચદર્પણ'ની અગત્ય છે. વિવિધ વિષયોનાં ઉદાહરણો આપવા માટે એમાં રામચન્દ્રે કુલ ચુંમાલિશ સંસ્કૃત નાટકોમાંથી અવતરણ કર્યાં છે અથવા એ નાટકોના પ્રસ્તુત ઉલ્લેખો કર્યા છે. આ નાટકોમાંનાં કેટલાંક તો આજે અપ્રાપ્ય છે. વિશાખદત્તનું 'દેવીચન્દ્રગુપ્ત' નાટક જે અત્યારે મળતું નથી તેનાં સંખ્યાબંધ અવતરણો 'નાટચદર્પણ'માં જળવાઈ રહ્યાં છે અને તેથી મૌર્યકાળના ઇતિહાસ ઉપર કેટલોક પ્રકાશ પડે છે. રામચન્દ્રે 'નાટચદર્પણ'માં નાટચશાસ્ત્ર રસશાસ્ત્ર અને અભિનયકલા પરત્વે કેટલાંક મહત્ત્વનાં અને તે કાળને લક્ષમાં લેતાં તો પ્રણાલિકાભંજક ગણી શકાય એવાં વિધાનો કર્યાં છે. પૂર્વકાળના સર્વ અલંકારશાસ્ત્રીઓનું — જેમાં રામચન્દ્રના ગુરુ હેમચન્દ્રનો પણ સમાવેશ થઈ

---

૨. જુઓ 'પ્રભાવકચરિત' 'હેમાચાર્યપ્રબંધ' : શ્લોક, ૧૨૯–૩૭.

જાય છે—એ વિધાન છે કે 'રસ' એ બ્રહ્માનંદ સમાન આનંદ આપનાર હોવો જોઈએ; પણ રામચન્દ્રે सुखदुःखात्मको रसः એમ લખીને રસને સુખાત્મક અને દુઃખાત્મક એમ બે પ્રકારે વિભક્ત કર્યો છે અને જણાવ્યું છે કે કવિ અથવા અભિનેતાનું ચાતુર્ય જોવા માટે લોકો દુઃખાત્મક નાટક જોવા જાય છે. નાટકોનો હેતુ માત્ર આનંદ આપવાનો નહીં, પરન્તુ જીવનમાં રહેલી કરુણતાનું પણ દર્શન કરાવવાનો છે, એમ આ ઉપરથી ફલિત થાય છે. આથી યે વધુ તો, રામચન્દ્રે પૂર્વકાલીન નાટ્યાચાર્યોની બીજી એક માન્યતાનો સચોટ વિરોધ કર્યો છે તે જોવા જેવું છે. અભિનેતા જે સંવેદનો અને ભાવનાઓ પોતાના અભિનયદ્વારા વ્યક્ત કરે છે તે એ પોતે અનુભવતો નથી, એવી એ પ્રાચીન માન્યતા છે. રામચન્દ્ર લખે છે કે જે ભાવના અભિનેતા પ્રેક્ષકો સમક્ષ મૂર્ત કરવા માગતો હોય તે એ પોતે અનુભવ્યા સિવાય રહી શકે જ નહીં, "જેમ વેશ્યા બીજાને પ્રસન્ન કરવા જતાં પોતે પણ આનંદનો અનુભવ કરે છે તેમ." રામચન્દ્રનો નાટ્યશાસ્ત્રનો અભ્યાસ કેટલો તલસ્પર્શી અને મૌલિક હતો તે આ ઉપરથી જોઈ શકાશે. લૌકિક વિષયોને લગતાં સંખ્યાબંધ નાટકોના પ્રણેતા તરીકે નાટ્ય અને અભિનયનાં વિવિધ અંગોને વ્યવહારુ દષ્ટિએ અવલોકવાનો તેમને સારો અવકાશ મળ્યો હશે, પણ પૂર્વકાલીન પરંપરાઓથી જકડાયેલા યુગમાં વ્યવહારુ સત્યો પર ઘડાયેલાં વિધાનોને પાંડિત્યના ક્ષેત્રમાં છૂટાં મૂકવાનું સાહસ કરવું એ કંઈ સામાન્ય વાત નહોતી.

## 'પ્રબન્ધશતકર્તૃ'

રામચન્દ્રને 'પ્રબન્ધશતકર્તૃ' નામથી ઓળખવામાં આવે છે. તેમણે એ વિશેષણ પોતાને માટે પોતાની કૃતિઓમાં વાપર્યું છે.[૩] પં.

૩ श्रीमदाचार्यहेमचन्द्रशिष्यस्य प्रबन्धशतकर्तृमहाकवेरामचन्द्रस्य भूयांसः प्रबन्धाः ।

—'નિર્ભયભીમવ્યાયોગ' : પ્રસ્તાવના.

श्रीमदाचार्यहेमचन्द्रस्य शिष्येण प्रबन्धशतविधाननिष्णातबुद्धिना नाट्यलक्षणनिर्माणपातालगाढसाहित्यांभोधिना विशीर्णकाव्यनिर्माणतन्द्रेण श्रीमता रामचन्द्रेण विरचितं......द्वितीयं रूपकम् ।

—'કૌમુદીમિત્રાણંદ' : પ્રસ્તાવના.

લાલચંદ્ર ગાંધી માને છે કે તેમણે કુલ સો પ્રબન્ધો લખેલા હોવા જોઈએ કે જેમાંના ઘણાખરા આજે પ્રાપ્ત થતા નથી. બીજો મત એવો છે 'પ્રબન્ધશત' એ શબ્દ રામચન્દ્રે રચેલા પ્રબન્ધોની સંખ્યાનો વાચક નથી, પરન્તુ એ નામનો ગ્રન્થ જ એમણે રચ્યો હોવો જોઈએ. શ્રી જિનવિજયજીએ અલંકાર, કાવ્ય, નાટક, વગેરે વિષયના ગ્રન્થોની એક પ્રાચીન યાદી પ્રસિદ્ધ કરેલી છે.[૪] અનુમાન થઈ શકે છે તેમ, એ યાદી કોઈના પુસ્તક સંગ્રહની હોવી જોઈએ. એમાં એક સ્થળે पं. रामचन्द्रकृतं प्रबन्धशतं द्वादशरुपकनाटकादिस्वरूपज्ञापकं (श्लोकसंख्या) ૫૦૦૦ આ પ્રમાણે ઉલ્લેખ છે. શ્રી. જિનવિજયજી માને છે કે હેમચન્દ્રે 'કાવ્યનુશાસન'માં જે બાર વસ્તુઓ રૂપક તરીકે જણાવી છે તે રૂપકના તથા નાટક આદિના સ્વરૂપ પર આમાં વિસ્તૃત રૂપમાં અને પ્રમાણુ-રૂપમાં વિવેચન કરવામાં આવ્યું હશે. એમાં જણાવ્યા મુજબ, ગ્રન્થ ૫૦૦૦ શ્લોક પ્રમાણનો છે. એકલા રૂપકની જ ચર્ચા કરતો આટલો મોટો ગ્રન્થ સંસ્કૃત સાહિત્યમાં બીજો કોઈ નથી. ધનંજયે પોતાના 'દશરૂપક' ગ્રન્થમાં દશ રૂપકો ગણાવ્યાં છે; બાર રૂપકોની ચર્ચા કરતો રામચન્દ્રનો પ્રસ્તુત ગ્રન્થ જો મળી આવે તો આ વિષયમાં ઘણું નવું જાણવાનું મળે એ ચોક્કસ છે. 'પ્રબન્ધશત' શબ્દ ગ્રન્થોની સંખ્યાનો વાચક નથી, પરન્તુ વિશિષ્ટ ગ્રન્થનું નામ હોવું જોઈએ, એમ આ પ્રમાણ ઉપરથી લગભગ ચોક્કસપણે કહી શકાય. 'કૌમુદી-મિત્રાણંદ' અને 'નિર્ભયભીમવ્યાયોગ' કે જેની પ્રસ્તાવનામાં રામચન્દ્ર પોતે પ્રબન્ધશત લખ્યા હોવાનું જાહેર કરે છે તે લખાયાં તે વખતે રામચન્દ્રે સો પ્રબન્ધો પૂરા લખ્યા હશે એમ માનવું તે કરતાં એ નામનો ગ્રન્થ લખ્યો હશે એમ માનવું વધારે સયુક્તિક છે.

રામચન્દ્ર વૈદર્ભી રીતિને ચાહે છે. 'નલવિલાસ'માંની

वैदर्भी यादि बद्धयौवनभरा प्रीत्या सरत्याऽपि किम् ।

એ શ્લિષ્ટ ઉક્તિ વૈદર્ભી રીતિ પ્રત્યેનો તેનો પ્રેમ સૂચવે છે. એ રીતિ તેનાં સર્વ નાટકોમાં જણાય છે.

---

૪ 'પુરાતત્વ' [ત્રૈમાસિક] પુ. ૨, પૃ. ૪૨૧.

श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।
अर्थव्यक्तिरुदारत्वमोजः कान्तिसमाधयः ॥

એ વૈદર્ભી રીતિના ગુણો રામચન્દ્રની કૃતિઓમાં ઠીકઠીક ખીલેલા માલૂમ પડે છે. 'નલવિલાસ'માં નાટકના પ્રાણરૂપ વિવિધ રસો પરમ કોટીમાં રચવાનો દાવો રામચંદ્રે ગર્વપૂર્વક કર્યો છે, તે કંઈ ખોટો નથી. શ્રી. રામનારાયણ પાઠક કહે છે તેમ, શાર્દૂલવિક્રીડિત વગેરે લાંબાં વૃત્તોની રચનામાં અને અન્યત્ર પણ ભવભૂતિની અસર આ કવિ પર દેખાય છે, છતાં સરલતા, પ્રસાદ અને માધુર્ય તેના ખાસ ગુણો તો છે જ.[૫]

રામચંદ્રે ધાર્મિક કરતાં લૌકિક સાહિત્ય સધારે સર્જ્યું છે. તેણે પોતાનાં કેટલાંક નાટકોનું વસ્તુ પણ લોકકથાઓમાંથી લીધું છે. એ કાળમાં રામચંદ્રનાં નાટકો ભજવાતા હશે, અને વિષયની અને ભાષાની સરલતા, રચનાની પ્રવાહિતા અને પ્રશંસાયોગ્ય રસનિષ્પત્તિને કારણે ઠીકઠીક લોકપ્રિય થયાં હશે. મૂળ કથાનકમાંના ચમત્કારિક પ્રસંગો લેખકે 'નલવિલાસમાં' યુક્તિપુરઃસર જતા કર્યા છે એ બતાવે છે કે એ નાટક ભજવવા માટે લખાયું હોવું જોઈએ.

રામચન્દ્ર સમગ્ર સાહિત્યશાસ્ત્રના જ્ઞાતા હતા. પોતે શબ્દશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને કાવ્યશાસ્ત્રના જાણનાર—'ત્રૈવિદ્યવેદી'—હોવા છતાં કવિત્વ માટે સ્પૃહા ધરાવે છે એમ 'નાટ્યદર્પણ'ના આરંભમાં જ તેમણે જણાવ્યું છે—

प्राणाः कवित्वं विद्यानां लावण्यमिव योषिताम् ।
त्रैविद्यवेदिनोऽप्यस्मै ततो नित्यं कृतस्पृहाः ॥

'નાટ્યદર્પણ'માં પોતાનાં અગિયાર નાટકો સુદ્ધાંત ચુંમાળીસ નાટકોમાંથી તેમણે ઉદાહરણો આપ્યાં છે એ તેમનું બહોળું વાચન બતાવે છે. નાટ્યશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર એ બન્નેના તેઓ સારા જ્ઞાતા હતા એ તો તેમના ગ્રન્થો જ બતાવી આપશે.

માત્ર હેમચન્દ્રના શિષ્યોમાં જ નહિ પરન્તુ તેમના સમકાલીનોમાં રામચન્દ્રની સાહિત્ય પ્રવૃત્તિ સૌથી વિશાળ અને વિવિધ છે. ગૂજરાતમાં

૫. 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૨ માં 'નલવિલાસ નાટક' વિષે શ્રી રામનારાયણ પાઠકનો લેખ.

લગભગ બાવીશ સંસ્કૃત નાટકો લખાયાં છે તે પૈકી અર્ધાં એકલા રામચન્દ્રના જ છે. ગૂજરાતના અને ભારતના સંસ્કૃત સાહિત્યમાં રામચન્દ્રે આપેલો ફાળો જેટલો વિવિધ છે તેટલો સંગીન પણ છે.

રામચન્દ્રના ગ્રન્થો પૈકી 'નાટ્યદર્પણ', 'સત્યહરિશ્ચન્દ્ર',' નિર્ભયભીમવ્યાયોગ', 'કૌમુદીમિત્રાણન્દ', અને 'નલવિલાસ' પ્રસિદ્ધ થયેલાં છે. 'સત્યહરિશ્ચન્દ્ર'નું ૧૯૧૩ની સાલમાં ઇટાલિયન ભાષાન્તર થયેલું છે.

### રામચન્દ્રની સમસ્યાપૂર્તિ

રામચન્દ્રની સમસ્યાપૂર્તિ કરવાની શક્તિ પણ તેમની વિદ્વતા જેટલી જ પ્રખર હતી. પ્રાચીન કવિઓને અત્યંત પ્રિય એવા શીઘ્રકવિત્વમાં પણ તેઓ નિષ્ણાત હતા,

તેમના શીઘ્રકવિત્વથી પ્રસન્ન થઇ સિદ્ધરાજે તેમને 'કવિકટારમલ્લ'-નું બિરૂદ આપ્યું હતું. એ વિષે ' પ્રબન્ધચિન્તામણિ 'કાર જણાવે છે કે એક વાર ગ્રીષ્મઋતુમાં સિદ્ધરાજ પોતાના પટાવતો સાથે ક્રીડોદ્યાનમાં જતો હતો, તે વખતે રામચન્દ્ર સામે મળ્યા, આથી સિદ્ધરાજે કવિને પૂછ્યું. कथं ग्रीष्मे दिवसा गुरुतराः (ગ્રીષ્મ ઋતુમાં દિવસ લાંબા કેમ છે?) તે જ વખતે કવિએ જવાબ આપ્યો કે—

देव श्री गिरिदुर्गमल्ल भवतो दिग्जैत्रयात्रोत्सवे
धावद्वीरतुरङ्गनिष्ठुरखुरक्षुण्णक्षपामण्डलात् ।
वातोध्धूतरजोमिलत्सुरसरित्सञ्जातपङ्कस्थली-
दूर्वाचुम्बनचञ्चुरा रविहयास्तेनैव वृद्धं दिनम् ॥

"હે ગિરિદુર્ગને જીતનારા દેવ, આપની દિગ્વિજયયાત્રાના મહોત્સવમાં દોડતા ઘોડાઓની કઠોર ખરીઓ વડે જમીન ખોદાઇ જવાથી પવન સાથે જે રજ ઊંચે ચઢી તે તે આકાશગંગામાં મળી જવાને કારણે જે કાદવ પેદા થયો છે તેમાં ઊગેલી ધરો ચારતા સૂર્યના અશ્વો ધીમેથી ચાલે છે, તેને કારણે દિવસ લાંબો થયો છે।[૬]

આજ પ્રસંગ રત્નમન્દિરગણીકૃત 'ઉપદેશતરંગિણી'માં પણ મળે છે. કવિના આ ચાતુર્યથી પ્રસન્ન થઇ સિદ્ધરાજે તેમને 'કવિકટારમલ્લ'-ની પદવી આપી હતી એવો ઉલ્લેખ તેમાં છે.

૬. 'પ્રબન્ધચિન્તામણિ' (ફા. ગૂ. સભાની આવૃત્તિ), પૃ. ૧૦૨

બીજે એક સ્થળે 'પ્રબન્ધચિન્તામણિ'કાર લખે છે કે એક વાર કાશીનિવાસી વિશ્વેશ્વર પંડિત કુમારપાલની સભામાં આવ્યા ત્યાં હેમચન્દ્રાચાર્યને બેઠેલા જોઈ તેમણે એક શ્લોકાર્ધ કહ્યો:

पातु वो हेमगोपालः कम्बलं दण्डमुद्वहन् ।

"દંડ અને કંબલ ધારણ કરનાર હેમગોપલ તમારું રક્ષણ કરો."

તુરત જ રામચન્દ્રે શ્લોકનું બીજું ચરણ રચ્યું:

षड्दर्शनपशुग्रामं चारयन् जैनगोचरे ।[७]

"કે જે ષડ્દર્શન રૂપી પશુઓને જૈન ગોચરમાં ચરાવે છે."

આ ઉપરાંત પણ અન્ય કેટલાક ગ્રન્થોમાંથી રામચન્દ્રની સમસ્યાપૂર્તિઓ મળી આવે છે. તે સર્વ રામચન્દ્રની પોતાની ન હોય તો પણ એ વિદ્વાન અને કવિ તરીકેની રામચન્દ્રની પ્રતિષ્ઠાની ચાલતી આવેલી પરંપરાને પ્રકટ કરે છે એ ભૂલવું ન જોઈએ

## રામચન્દ્રનો સ્વાતંત્ર્યપ્રેમ

રામચન્દ્રનો સ્વભાવ સ્વાતંત્ર્યપ્રેમી અને માની હતો એમ તેમની કૃતિઓ પરથી અનુમાન થઈ શકે છે. 'નાટ્યદર્પણ'માં રસ અને અભિનય પરત્વેનાં નૂતન વિધાનો રામચન્દ્રની સ્વતંત્ર વિચારશક્તિ અને પરંપરાને જ પ્રમાણ નહીં માનવાની બુદ્ધિજન્ય મનસ્વિતાને આભારી છે. એમનાં લખાણોમાં અનેક સ્થળે જે અહંભાવ જણાય છે તે સ્વતંત્ર અને માની સ્વભાવનું જ પરિણામ હોઈ શકે. પોતાને માટે તેમણે 'વિદ્યાત્રયીચણ,' 'અચુમ્બિતકાવ્યતંદ્ર'[૮] અને 'વિશીર્ણ-કાવ્યનિર્માણતંદ્ર'[૯] એવાં વિશેષણો વાપરેલાં છે. ઉપરાંત, અનેક સ્થળે તેમણે આત્મપ્રશંસાની ઉક્તિઓ મૂકી છે :

कविः काव्ये रामः सरसवचसामेकवसतिः ।

— 'નલવિલાસ': શ્લોક: ૨;

---

૭. એજન, પૃ. ૧૪૫.

૮ पञ्चप्रबन्धमिषपञ्चमुखानकेन विद्वन्मनः सदसि नृत्यति यस्य कीर्तिः ।
विद्यात्रयीचणमचुम्बितकाव्यतन्द्रं कस्तं न वेद सुकृती किल रामचन्द्रम् ।
—'રઘુવિલાસ': પ્રસ્તાવના.

૯. જુઓ પાદ નોંધ ૩.

ऋते रामान्नान्यः किमुत परकोटौ घटयितुं ।
रसान् नाट्यप्राणान् पटुरिति वितर्को मनसि मे ॥
—'નલવિલાસ': શ્લોક ૩;

साहित्योपनिषद्विदः स तु रसः रामस्य वाचां परः ।
—'સત્યહરિશ્ચન્દ્ર': શ્લોક ૩;

प्रबन्धा इक्षुवत् प्रायो हीयमानरसाः क्रमात् ।
कृतिस्तु रामचन्द्रस्य सर्वाः स्वादुः पुरः पुरः ।
—'કૌમુદીમિત્રાણંદ': શ્લોક ૪.

સ્વાતંત્ર્યપ્રેમ એ કવિ રામચન્દ્રનું વિશિષ્ટ અને કદાચ અપ્રતિમ લક્ષણ છે. એમાંની ઉદ્દામ ભાવનાઓ આજે પણ જાણે કે અત્યંત આધુનિક લાગે છે. પોતાની રચનામાં પણ બને તેટલી સ્વતંત્રતા અને મૌલિકતા આણવાનો તેણે ખૂબ પ્રયાસ કર્યો છે. સાહિત્યચોરી કરનારાઓ અને પારકા વિચારો ઉછીના લેનારાઓ સામે તેણે વખતોવખત ઊભરો ઠાલવ્યો છે.[૧૦] જીવનમાં પણ કવિ સ્વતંત્ર અને સ્પષ્ટવક્તા હશે એમ શ્રીપાલની 'સહસ્રલિંગસરોવરપ્રશસ્તિ'વાળા પ્રસંગ (જે વિષે આગળ લખવામાં આવશે) પરથી જણાઈ આવે છે. સ્વાતંત્ર્યપ્રેમથી ઊભરાતી તેમની કેટલીક સૂક્તિઓના નમૂના જોઈએ—

स्वातन्त्र्यं यदि जीवितावधि मुधा स्वर्भूर्भुवो वैभवम् ।
—'નલવિલાસ': ૨–૨;

न स्वतन्त्रो व्यथां वेत्ति परतन्त्रस्य देहिनः ।
—'નલવિલાસ': ૬–૭;

अजानगणनाः समाः परमतः स्वतन्त्रो भव ।
—'નલવિલાસ': અંતભાગ;

प्राप्य स्वातन्त्र्यलक्ष्मीमनुभवतु मुदं शाश्वतीं भीमसेनः ।
—'નિર્ભયભીમવ્યાયોગ': અંતભાગ.

---

૧૦ જુઓ 'નાટ્યદર્પણવિવૃત્તિ'ના અંતે, परोपनीतशब्दार्थाः० તથા अकवित्वं परस्तावत्० એ શ્લોકો. 'કૌમુદીમિત્રાણંદ'ની પ્રસ્તાવનામાં એમાંના જ પહેલા શ્લોકની પુનરુક્તિ તથા 'જિનસ્તોત્ર'માં विद्वानपि यथा हास्यः परकाव्यैः कविर्भवन् । ઈત્યાદિ.

'જિનસ્તવષોડશિકા' ના આરંભમાં અર્હતને स्वातंत्र्यश्रीपवित्राय રામચન્દ્ર નમસ્કાર કરે છે અને 'જિનસ્તોત્ર'ના અંતમાં કહે છે કે—

स्वतन्त्रो देव भूयासे सारमेयोऽपि वर्त्मनि ।
मा स्म भूवं परायत्तः त्रिलोकस्यापि नायकः ॥

'સત્યહરિશ્ચન્દ્ર'ની પ્રસ્તાવનામાં રામચન્દ્ર ગર્ભિત રીતે પોતાના આનંદના સાધનો એક શ્લોકમાં વર્ણવે છે, તે ઉપરથી તેમના મુક્ત માનસનો સારી રીતે ખ્યાલ આવી શકશે—

सूक्तयो रामचन्द्रस्य वसन्तः कलगीतयः ।
स्वातन्त्र्यमिष्टयोगश्च पञ्चैते हर्षवृष्टयः ॥

## રામચન્દ્રનો નેત્રનાશ

રામચન્દ્રની જમણી આંખ ગયેલી હતી એમ પ્રબન્ધો ઉપરથી જણાય છે. પ્રબન્ધકારો એનાં ચમત્કારિક કારણો આપે છે. 'પ્રભાવકચરિત' લખે છે કે, હેમચન્દ્રાચાર્યે જ્યારે સિદ્ધરાજ સાથે રામચન્દ્રનો પરિચય કરાવ્યો ત્યારે સિદ્ધરાજે તેમને જિનશાસનમાં 'એકદષ્ટિ' બનવાની સૂચના કરી હતી, આથી તેમની જમણી આંખ તત્કાળ નાશ પામી હતી.[11] 'પ્રબન્ધચિન્તામણિ'કાર જણાવે છે કે, શ્રીપાલ કવિએ રચેલી 'સહસ્રલિંગસરોવરપ્રશસ્તિ' પત્થર ઉપર કોતરવામાં આવી ત્યારે તેનું અવલોકન કરવા માટે સર્વ વિદ્વાનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. 'જો સર્વ વિદ્વાનો પ્રશસ્તિકાવ્યને સંમતિ આપે તો તમારે એ પર કંઈ ટીકા કરવી નહીં,' એવી સૂચના સાથે હેમચન્દ્રે રામચન્દ્રને તે જોવા મોકલ્યા. પ્રશસ્તિમાં રાજાની મમતા હોવાથી તથા શ્રીપાલ કવિના સૌ પ્રત્યેના સૌજન્યને કારણે સર્વ વિદ્વાનો કહેવા લાગ્યા કે સર્વ શ્લોકો બરાબર છે અને તેમાંયે कोशेनापि युतं दलैरुपचितं એ શ્લોક સુન્દર છે. સિદ્ધરાજે રામચન્દ્રને પૂછતાં તેમણે જણાવ્યું કે, 'એ જરા વિચાર કરવા જેવું છે,' અને कोशेनापि વાળા કાવ્યમાં વ્યાકરણ સંબંધી બે દોષો બતાવ્યા. આ વખતે સિદ્ધરાજની નજરે લાગવાથી ( सिद्धराजस्य मज्ञातदृष्टिदोषेण ) પાછા વળતાં ઉપાશ્રયમાં પેસતાં રામચન્દ્રની એક આંખ ફૂટી ગઈ[12]

૧૧. 'પ્રભાવકચરિત': 'હેમાચાર્ય પ્રબન્ધ', શ્લોક ૧૩૦–૧૪૦.

૧૨. 'પ્રબન્ધચિન્તામણિ' ( ફા. ગુ. સભાની આવૃત્તિ ): પૃ. ૧૦૧–૨–૩.

આ વાર્તાઓ સામાન્ય ઐતિહાસિક હકીકતોને ચમત્કારિક સ્વરૂપમાં મૂકવાના પ્રબન્ધકારોના શોખને આભારી હોય એમ જણાય છે. રામચન્દ્રની એક આંખ જન્મથી અથવા નાનપણમાં જ દૈવવશાત્ ગયેલી હશે એમ 'વ્યતિરેકદ્વાત્રિંશિકા'ના અંતમાં તેમના જ એક શ્લોક ઉપરથી અનુમાન થઈ શકે છે—

जगति पूर्वविधेर्विनियोगजं विधिनतान्ध्य-गलत्तनुताऽऽदिकम् ।
सकलमेव विलुम्पति यः क्षणादभिनवः शिवसृष्टिकरः सताम् ॥

બીજાં કેટલાંક સ્તોત્રોમાં પણ રામચન્દ્રે દૃષ્ટિદાન માટે પ્રાર્થના કરી છે.[૧૩]

## રામચન્દ્રનું મરણ

રાજા કુમારપાળના મરણ પછી ગાદીએ આવનાર તેના ભત્રીજા અજયપાળે જૈનોનું દમન આરંભ્યું, અને પોતાના પુરોગામી રાજાઓએ બંધાવેલા અનેક જૈન પ્રસાદોને તોડી નખાવ્યા. અગાઉના દ્વેષને કારણે રામગન્દ્રનું પણ તેણે મરણ નીપજાવ્યું.

આ વિષે જૂદા જૂદા ગ્રન્થોમાં નજીવા ફેરફાર સાથે એકસરખી જ હકીકત મળે છે. રાજશેખરસૂરિ 'પ્રબન્ધકોશ'માં આ દ્વેષનું કારણ અને પરિણામ વર્ણવતાં લખે છે કે, રાજા કુમારપાળ અને હેમચન્દ્ર વૃદ્ધ થયા તે વખતે હેમચન્દ્રના શિષ્યમંડળમાં બે ભાગ પડી ગયા હતા: એક તરફ રામચન્દ્ર, ગુણચન્દ્ર, વગેરે શિષ્યો અને બીજી તરફ બાલચન્દ્ર. બાલચન્દ્રને અજયપાલ સાથે મિત્રતા હતી. એક વાર રાત્રે મંત્રી આભડ અને હેમચન્દ્ર વચ્ચે, કુમારપાળ પછી ગાદી કોને મળવી જોઈએ એ વિષે મંત્રણા ચાલતી હતી. હેમચન્દ્રે કહ્યું: 'ગાદી તો પ્રતાપમલ્લને મળવી જોઈએ. અજયપાલ તમારા સ્થાપેલા ધર્મનો નાશ કરશે.' આભડે કહ્યું: 'ગમે તેવો તોપણ પોતાનો હોય તે જ સારો.' બાલચન્દ્રે આ સાંભળ્યું અને અજયપાળને કહ્યું. આથી અજયપાળને રામચન્દ્ર, વગેરે ઉપર દ્વેષ થયો. હેમચન્દ્રના અવસાન

---

૧૩ नेमे निधेहि निशितासिलताभिराम—चन्द्रावदातमहसं मयि देहि दृष्टिम् ।
—'નેમિસ્તવ': અંતભાગ;

शाकस्तुताङ्घ्रिसरसीरुहदुःस्थसार्थे देव प्रसीद करुणां कुरु देहि दृष्टिम् ।
—'ષોડશિકા': અંતભાગ.

પછી બત્રીસ દિવસે અજયપાળના વિષપ્રયોગથી કુમારપાળનું અવસાન થયું. હેમચન્દ્ર પ્રત્યેના વૈરને કારણે અજયપાળે તપાવેલા લોઢાના આસન પર બેસાડી રામચન્દ્રનું મરણ નીપજાવ્યું.[૧૪] આવી જ હકીકત મેરુતુંગના 'પ્રબન્ધચિન્તમણિ'માં[૧૫] જયસિંહસૂરિના 'કુમારપાલ ચરિત'માં અને જિનમંડનગણીના 'કુમારપાલપ્રબન્ધ'માં મળે છે.

'પુરાતનપ્રબન્ધસંગ્રહ'ના એક પ્રબન્ધમાં રામચન્દ્રના મરણ સંબંધી એવી હકીકત જણાવેલી છે કે, "હેમસૂરિના શિષ્યો રામચન્દ્ર અને બાલચન્દ્ર હતા, ગુરુએ સુશિષ્ય જાણીને રામચન્દ્રને વિશેષ વિદ્યા આપી, માન આપ્યું. આથી રિસાઈને બાલચન્દ્ર ચાલી નીકળ્યો. અજયપાલની સાથે તેને મિત્રતા થઈ. પોતાને રાજ્ય પ્રાપ્ત થયા બાદ અજયપાલે રામચન્દ્રને કહ્યું. 'હેમચન્દ્રસૂરિની સર્વ વિદ્યા મારા મિત્ર બાલચન્દ્રને આપ.' રામચન્દ્રે કહ્યું 'ગુરુની વિદ્યા કુપાત્રને અપાતી નથી.' રાજાએ કહ્યું, 'તો આગ્ન......[૧૬] જીભ કરડીને તેના ઉપર (તપાવેલાં પતરા ઉપર?) બેસતાં તેમણે દોધકપંચશતી (એટલે પાંચસો દુહા?) બનાવી."[૧૭]

આ સર્વે ઉપરથી એટલું તો ચોક્કસપણે કહી શકાય છે કે,

---

૧૪. 'પ્રબન્ધકોશ' (સિંઘી જૈન ગ્રન્થમાલાની આવૃત્તિ), પૃ, ૯૮.

૧૫. 'પ્રબન્ધચિન્તામણિ' (ફા. ગૂ. સભાની આવૃત્તિ, પૃ. ૧૪૫) લખે છે કે ત્રાંબાના પતરા ઉપર બેસાડી રામચન્દ્રનું મરણ નીપજાવવાનો ત્ન કરવામાં આવ્યો હતો, પણ તેઓ નીચેનો દુહો બોલી જીભ કરડી મરણ પામ્યા હતા:—

महावीढह सचराचरह जिण सिरि दिन्हा पाय ।
तसु अत्थमणु दिणेसरह होउत होहि चिराय ॥

[આ સચરાચર પૃથ્વીના માથે જેમણે પગ મૂક્યો છે એવા દિનેશ્વર સૂર્યનો અસ્ત થાય છે. થવાનું હોય તે લાંબે કાળે પણ થયા કરે છે.]

'પુરાતનપ્રબન્ધસંગ્રહ'ના એક પ્રબન્ધમાં (પૃ. ૪૭) હેમચન્દ્રના અવસાન પછી શ્રીસંઘનો શોક શમાવતા રામચન્દ્રના મુખમાં આ દુહો મૂકવામાં આવ્યો છે.

૧૬, આ સ્થળે મૂળ પ્રતમાંનો કેટલોક ભાગ ગયેલો હોઈ વાકય તૂટે છે.

૧૭. 'પુરાતનપ્રબન્ધસંગ્રહ' (સિંઘી જૈન ગ્રન્થમાલા), પૃ. ૪૯.

હેમચન્દ્રના શિષ્યમંડળમાંથી બાલચન્દ્ર જુદા પડયા હતા એ ઐતિહાસિક સત્ય છે અને રામચન્દ્રના મૃત્યુમાં પણ તે કારણભૂત હશે.

અજયપાલના જૈનમંત્રી યશઃપાલ ( 'મોહરાજપરાજય'ના કર્તા ) તથા આભડ વગેરે શેઠિયાઓએ રામચન્દ્રસૂરિનું આવી રીતે મૃત્યુ થતુ અટકાવવાના ઘણા પ્રયાસો કર્યા હતા, પણ તેમના એ સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડયા હતા. [૧૮]

## ૨. ગુણચન્દ્ર

રામચન્દ્રના ગુરુભાઈ અને તેમની સાહિત્યપ્રવૃત્તિઓમાં અનેક પ્રકારે સહાય કરનાર ગુણચન્દ્ર વિષે લગભગ કંઈ જ જાણવામાં આવતું નથી. પ્રાપ્ત સાધનો ઉપરથી માત્ર અનુમાનો ખેંચવાનાં જ રહે છે. ગુણચન્દ્રનો એકે સ્વતંત્ર ગ્રન્થ અત્યારસુધીમાં જાણવામાં આવેલો નથી. રામચન્દ્રને 'નાટ્યદર્પણ' એ નાટ્યશાસ્ત્રનો અને 'દ્રવ્યાલંકાર' એ પ્રમાણશાસ્ત્રનો ગ્રન્થ લખવામાં ગુણચન્દ્રે સહાય કરી હતી એ સુપ્રસિદ્ધ છે. એ બન્ને ગ્રન્થો પરની વૃત્તિઓ પણ તેમણે સાથે જ લખેલી છે.

રામચંદ્ર અને ગુણચન્દ્રના સ્વભાવમાં અમુક તફાવત હતો, એમ આપણે સહજ અનુમાન કરી શકીએ છીએ. બન્ને પ્રખર વિદ્વાનો તો હતા જ, પરન્તુ રામચન્દ્રનાં અગિયાર નાટકો, તેમાંનું હળવું લોકભોગ્ય વસ્તુ, વારંવાર તેમાં જણાતા રમૂજી ટોળટપ્પા અને હાસ્યજનક પ્રસંગો, સામાજિક અને સાંસારિક ચિત્રો, મધુર વિશદ અને આનંદજનક સૂક્તિઓ, ઉદ્દામ સ્વાતંત્ર્યપ્રેમઃ એ બધું બતાવે છે કે રામચન્દ્રની પ્રતિભા સર્વતોમુખી હતી, એમનું માનસિક ઘડતર ગંભીરતાપરાયણ નહીં—બલ્કે ઉલ્લાસમય હતું. તદ્દન સામાન્ય વસ્તુઓમાં પણ ઊંડો રસ લઈ તેમાંનું સૌન્દર્ય પીછાણવાની ઉચ્ચ સાહિત્યકારોમાં સાધારણ એવી જે શક્તિ તે તેમના માનસમાં સભર ભરેલી હતી. બીજી બાજુ, ગુણચન્દ્ર વિષે એમ કહી શકાય કે તેઓ વિદ્વાન હતા, સર્જક અને સાહિત્યકાર નહોતા. રામચંદ્ર જ્યારે નાટકો, સુભાષિત-

૧૮. રામચન્દ્ર વિષેના આ લખાણમાં તેમના અપ્રસિદ્ધ ગ્રન્થોમાંથી જે અવતરણો વગેરે લેવાયાં છે તે પં. લાલચન્દ્ર ગાંધીએ લખેલ 'નલવિલાસ'ના નાટકની સંસ્કૃત પ્રસ્તાવનામાં ઉદ્ધૃત કરેલાં છે, એ હકીકતની અહીં સાભાર નોંધ લઉં છું.

કોશો કે એવું હળવું સાહિત્ય લખે છે ત્યારે તેઓ તેમની સાથે જોડાતા નથી, પરન્તુ 'નાટ્યદર્પણ' કે 'દ્રવ્યાલંકારવૃત્તિ' જેવા ગંભીર અને વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થો તૈયાર કરવામાં બન્ને સાથે કાર્ય કરે છે, એ સૂચક છે.

જેસલમેર ભંડારમાંની 'દ્રવ્યાલંકારવૃત્તિ'ની તાડપત્ર પરની પ્રત સં. ૧૨૦૨માં લખાયેલી, એથી એ ગ્રન્થ તે પહેલાં લખાયેલો હોવો જોઈએ એવું અનુમાન થાય છે. [૧૯]

'શતાર્થકાવ્ય'ના કર્તા સોમપ્રભસૂરિએ સં. ૧૨૪૧માં પાટણમાં, હેમચન્દ્રે કુમારપાળને કરેલા ઉપદેશના વિષય પર 'કુમારપાળપ્રતિબોધ' એ વિશાળ ગ્રન્થ પ્રાકૃત ભાષામાં રચ્યો હતો. હેમચન્દ્રના ત્રણ શિષ્યો ગુણચન્દ્ર, મહેન્દ્રમુનિ અને વર્ધમાનગણિએ તે ગ્રન્થ સાદ્યંત સાંભળ્યો હતો, એવો ઉલ્લેખ તેની પ્રશસ્તિમાંથી મળે છે. [૨૦]

### ૩. મહેન્દ્રસૂરિ

હેમચન્દ્રે સંસ્કૃત ભાષાને ચાર કોશની ભેટ ધરી છે—શબ્દોના પર્યાયો દર્શાવતો 'અભિમાનચિન્તામણિ', વનસ્પતિશાસ્ત્ર અને વૈદકના શબ્દોને લગતો 'નિઘંટુકોશ', દેશ્ય શબ્દોનો કોશ 'દેશીનામાલા' અને એક જ શબ્દોના નાનાવિધ અર્થો બતાવતો 'અનેકાર્થસંગ્રહ'. આ પૈકી પહેલા બે કોશ ઉપર અનુક્રમે દશ હજાર અને ત્રણ હજાર શ્લોકની વિસ્તૃત ટીકાઓ તેમણે લખેલી છે. એમ અનુમાન થાય છે કે 'અભિધાનચિન્તામણિ'પરની ટીકા એ હેમચન્દ્રની છેલ્લી કૃતિ હશે, કેમકે 'યોગશાસ્ત્ર' અને 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' વિષેના ઉલ્લેખો આપણને તેમાંથી સાંપડે છે. 'અનેકાર્થસંગ્રહ' પર ટીકા લખવાની પણ હેમચન્દ્રની યોજના હોવી જોઈએ, પરન્તુ એ વિચાર અમલમાં આવી શકે તે પૂર્વે જ તેમનું અવસાન થયું. આથી તેમના શિષ્ય મહેન્દ્રસૂરિએ, ગુરુએ પોતાના જીવનકાળમાં જે કંઈ કહેલું તે ઉપરથી એ ગ્રન્થ ઉપર 'અનેકાર્થકૈરવાકરકૌમુદી' એ ટીકા પોતાના ગુરુના નામથી જ લખી છે. [૨૧] હેમચન્દ્રાચાર્યનો સ્વર્ગવાસ સં. ૧૨૨૯માં થયો, તે પછી ટૂંક સમયમાં તે લખાઈ હશે એમ કલ્પના થાય છે.

---

૧૯ 'જેસલમેર ભંડારની સૂચિ' (ગા. ઓ. સી.), પૃ. ૧૧.

૨૦. જુઓ 'કુમારપાલપ્રતિબોધ' (ગા. ઓ. સી.), પૃ. ૪૭૮.

મહેન્દ્રસૂરિની આ સિવાય બીજી કોઈ કૃતિ જાણવામાં નથી.

### ૪. વર્ધમાનગણી

કુમારપાળે બંધાવેલા 'કુમારવિહાર'ની પ્રશસ્તિરૂપ 'કુમારવિહાર-પ્રશસ્તિ' કાવ્ય પર વ્યાખ્યા લખીને વર્ધમાનગણીએ એ કાવ્યના ૧૧૬ અર્થ કરી બતાવ્યા હતા. એ વ્યાખ્યાને અંતે તેમણે લખ્યું છે કે અગાઉ આ કાવ્યના છ અર્થ કરવામાં આવેલા છે, પરન્તુ મેં કુતુહલથી તેના ૧૧૬ અર્થ કર્યા છે. [૨૨] આ વસ્તુ વર્ધમાનગણીના અદ્‌ભુત પાંડિત્ય પર પ્રકાશ પાડે છે.

### ૫. દેવચન્દ્ર

હેમચન્દ્રના ગુરુનું નામ પણ દેવચન્દ્ર છે, તેથી 'જૈનગ્રન્થાવલિ'માં આ દેવચન્દ્રને હેમચંદ્રના ગુરુ લેખવામાં આવ્યા છે તે બરાબર નથી. હેમચન્દ્રના એક શિષ્યનું નામ પણ દેવચન્દ્ર હતું. તેમણે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' નામનું નાટક લખેલું છે અને તેની હસ્તલિખિત પ્રત જેસલમેરના ભંડારમાં છે. [૨૩] આ નાટકની રચનામાં એક શેષભટ્ટારકે સહાય કરી હતી, એમ તેના અંતમાં ઉલ્લેખ છે.

---

૨૧ જુઓ સંસ્કૃત હાથપ્રતોની શોધનો ડૉ. પિટર્સનનો અહેવાલ નં. ૧ સને ૧૮૮૨-૮૩, પૃ. ૨૩૩ ઉપર ઉતારેલી પ્રસ્તુત ગ્રન્થની પ્રશસ્તિ.

૨૨. છએક વર્ષ પર પાટણમાં પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીએ આ વ્યાખ્યાની અત્યંત સૂક્ષ્મ અક્ષરોએ લખાયેલી એક સુન્દર પ્રત મને બતાવી હતી. શ્રી. સારાભાઈ નવાબે 'જૈનઅનેકાર્થગ્રન્થસંગ્રહ'માં આ કૃતિ પ્રસિદ્ધ કરી છે. (પાટણમાં હેમસારસ્વત સત્ર પ્રસંગે યોજાયેલા પ્રદર્શનમાં ઉપરોક્ત સૂક્ષ્માક્ષરી પ્રત મૂકવામાં આવી હતી. તે પ્રદર્શન જોનાર સજ્જનોના ધ્યાનમાં હશે.) તેમાં કર્તા જણાવે છે—

श्रीहेमचन्द्रसूरिशिष्येण वर्धमानगणिना कुमारविहारप्रशस्तौ काव्येऽमुष्मिन् पूर्वं षडर्थे कृतेऽपि कौतुकात् षोडशोत्तरं व्याख्यानं चक्रे ।

૨૩. ચંદ્રલેખાવિજયપ્રકરણને અંતે—

विद्याम्भोनिधिमन्थमन्दरगिरिः श्रीहेमचन्द्रो गुरुः<br>
सान्निध्यैकरतिर्विशेषविधये श्रीशेषभट्टारकः ।<br>
यस्य स्तः कविपुङ्गवस्य जयिनः श्रीदेवचन्द्रस्य सा<br>
कीर्तिस्तस्य जगतत्रये विजयतात् साद्व (?) ललीलायिते ॥

'જેસલમેર ભંડારની સૂચિ' (ગા. ઓ. સી.), પૃ. ૬૪

પરન્તુ આ શેષભટ્ટારક કોણ તે જાણી શકાતું નથી. 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ'ની નાયિકા તરીકે ચન્દ્રલેખા વિદ્યાધરીને કલ્પવામાં આવી છે, પરન્તુ કુમારપાળે સપાદલક્ષના રાજા અર્ણોરાજને હરાવ્યો તે પરત્વે કુમારપાળના વીરત્વને વર્ણવતું આ પ્રશંસાત્મક નાટક છે. વળી નાટક કુમારપાળની ખાસ આજ્ઞાથી લખાયું હોય એ પણ સંભવિત છે, કેમકે કુમારવિહારમાં શ્રી અજિતનાથદેવના વસન્તોત્સવ પ્રસંગે કુમારપાળની સભાના પરિતોષ અર્થે ભજવવાને તે રચાયું છે, એમ સૂત્રધાર પ્રસ્તાવનામાં કહે છે.[૨૪] અર્ણોરાજ સાથેનો કુમારપાળનો વિગ્રહ અનેક વર્ષ સુધી ચાલ્યો હતો, પરન્તુ કુમારપાળનો સંપૂર્ણ વિજય સં. ૧૨૦૭માં અથવા તેથી થોડોક સમય અગાઉ એમ થઈ ગયો હોવો જોઈએ, કેમકે ચીતોડમાં કુમારપાળના સં. ૧૨૦૭ના શિલાલેખમાં એમ જણાવેલું કે છે કે શાકંભરીના રાજાનો પરાજય કરીને તથા શાલીપુર નામના ગામમાં પોતાના લશ્કરને રાખીને ચીતોડની શોભા જોવા માટે રાજા ત્યાં આવ્યો હતો. આ ઉપરથી એ નક્કી થઈ જાય છે કે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' સં. ૧૨૦૭માં અગર તે પછી ટૂંક સમયમાં રચાયું હશે.

આ ઉપરાંત, દેવચન્દ્રની 'માનમુદ્રાભંજન' નામની એક બીજી એક રચના હતી એમ અન્ય સ્થળોએ મળતા ઉલ્લેખ પરથી સમજી શકાય છે, પરંતુ એ કૃતિનો હાલમાં પત્તો લાગતો નથી.[૨૫]

### ૬. ઉદયચન્દ્ર

ઉદયચન્દ્રે લખેલો એક પણ ગ્રન્થ હજી સુધી બહાર આવેલો નથી. પરન્તુ તેમના ઉપદેશથી એક કરતાં વધુ ગ્રન્થો લખાયાની હકીકત મળે છે. તેઓ એક સારા વિદ્વાન હતા. 'પ્રબન્ધચિન્તામણિ'માં કુમારપાલપ્રબન્ધાન્તર્ગત ઉદયચન્દ્રપ્રબંધમાં જણાવેલું છે કે, એક વાર કુમારપાળ સમક્ષ પં. ઉદયચન્દ્ર ગુરુ હેમાચાર્યનું 'યોગશાસ્ત્ર' વાંચતા

૨૪. 'कुमारविहारे मूलनायकपार्श्वजिनवामपार्श्वावस्थितश्रीमदजितनाथदेवस्य वसन्तोत्सवे कुमारपालपरिषच्चेतःपरितोषायास्य प्रणयनम् ।'

—એજન.

૨૫. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ': પૃ. ૨૮૦.

હતા. તેમાં પંદર કર્માદાનની વ્યાખ્યામાં दन्तकेशनखास्थित्वग्रोम्णां ग्रहणमाकरे શ્લોક આવ્યો, તેમાં હેમચાર્યના મૂળ પાઠને સુધારીને रोम्णां ને रोम्णो એ પ્રમાણે ઉદયચન્દ્રે વારંવાર વાંચ્યું. હેમચન્દ્રે એમ કરવાનું કારણ પૂછતાં ઉદયચન્દ્રે પ્રાણીઓનાં અંગો, વાદિત્રો, વિગેરે માટે દ્વંદ્વસમાસમાં એકવચન સિદ્ધ છે એમ બતાવ્યું, એટલે હેમાચાર્યે, રાજાએ તેમજ બીજાઓએ તેમની પ્રશંસા કરી. [૨૬]

ઉદયચન્દ્રના ઉપદેશથી દેવેન્દ્રે 'સિદ્ધહૈમબૃહદ્વૃત્તિ' ઉપર 'કતિચિદ્દુર્ગપદવ્યાખ્યા' નામની ટીકા [૨૭] તથા 'ઉપમિતિપ્રપંચાકથાસારોદ્ધાર' [૨૮] એ ગ્રન્થો લખ્યા હતા, તથા ચંદ્રગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય કનકપ્રભે 'હૈમન્યાસસાર'નો ઉદ્ધાર કર્યો હતો. [૨૯]

---

૨૬. 'પ્રબન્ધચિન્તામણિ' (ફા. ગુ. સભાની આવૃત્તિ), પૃ. ૧૪૭.

૨૭. આ ટીકાની સં. ૧૨૭૧માં લખાયેલી જેસલમેરના 'બૃહદ્જ્ઞાનકોશ'ની પ્રતિમાંથી ડૉ. બુલ્હરે હેમચન્દ્રાચાર્ય વિષેના પોતાના નિબંધમાં ઉતારેલું મંગલાચરણ—

॥ अर्हं ॥ प्रणम्य केवलालोकावलोकितजगत्त्रयम् ।<br>
जिनेश श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासने ॥

शब्दविद्याविदां वन्द्योदयचन्द्रोपदेशत ।<br>
न्यासतः कतिचिद्दुर्गपदव्याख्याभिधीयते ॥

જુઓ, 'લાઇફ ઑફ હેમચંદ્રાચાર્ય' (સીંધી જૈન ગ્રન્થમાલા), પૃ. ૮૧.

૨૮. જુઓ 'પાટણ ભંડારનાં પુસ્તકોની વર્ણનાત્મક સૂચિ' (ગા. ઓ. સી.), ભાગ ૧, પૃ. ૫૧.

૨૯. भूपालमौलिमाणिक्यमालालालितशासनः ।<br>
दर्शनषट्कनिस्तन्द्रो हेमचन्द्रमुनीश्वरः ॥

तेषामुदयचन्द्रोऽस्ति शिष्यः सख्यावतां वरः ।<br>
यावज्जीवमभूद् यस्य व्याख्या ज्ञानामृतप्रपा ॥

तस्योपदेशात् देवेन्द्रसूरिशिष्यलवो व्यधात् ।<br>
न्याससारसमुद्धारं मनीषी कनकप्रभः ॥

—'હૈમશબ્દાનુશાસન બૃ. ન્યા.' પ્રાન્તે ('નલવિલાસ': પ્રસ્તાવના, પૃ. ૨૪).

જોયાં, ત્યારે તે વિષે પણ, આચાર્ય હેમચંદ્રને એણે જૂની હકીકત જણાવવા વિજ્ઞપ્તિ કરી હતી.

કુમારપાલ ભાવુક વધારે હતો અને તેથી જ તે આવી જાતની ધાર્મિક વૃત્તિમાં દૃઢ શ્રદ્ધાશીલ થઈ શક્યો હતો. હેમચંદ્રાચાર્ય ઉપર તેની અનન્ય ભક્તિ હતી. કાંઈકિ તો, તે, પોતાની પ્રવાસી દશામાં હેમચંદ્રદ્વારા ખંભાતમાં જે ઉદય મંત્રી પાસેથી મદદ મેળવી શક્યો તેના આભારને લઈ ને; કાંઈકિ, હેમચંદ્રાચાર્યે પોતાના જ્યોતિષજ્ઞાન-બળે એને ભવિષ્યમાં ચોક્કસ રાજ્યગાદી મળવાની ખાતરી આપીને એના જે નિરાશ જીવને આશાવાન બનાવ્યો હતો તેના સ્મરણને લઈને; અને કાંઈકિ, રાજ્યગાદી મળ્યા પછી પણ આચાર્યે એને અમુક અમુક પ્રસંગોમાં, પોતાની વિદ્યાશક્તિના બળે આશ્ચર્યચકિત કરી દીધો હતો તેના પ્રભાવને લઈ ને, એ હેમચંદ્રનો અનન્ય અનુરાગી થઈ ગયો હતો. અને પછીથી જેમ ધીમે ધીમે એ આચાર્યના વિશેષ પ્રસંગમાં આવતો ગયો અને તેમના ચારિત્ર, જ્ઞાન, તપ, આદિના બળનો એને વિશિષ્ટ પરિચય થતો ગયો તેમ, એ તે આચાર્યનો શ્રદ્ધાળુ શિષ્ય થતો ગયો, જ્યારે એને ખાતરી થઈ કે એ આચાર્યનું જીવનધ્યેય કેવળ પરોપકારવૃત્તિ છે અને આટલા મોટા સમ્રાટ પાસેથી પણ બે સૂકી રોટલીઓય મેળવવાની એમની અભિલાષા નથી, ત્યારે એણે પોતાનો સમ્પૂર્ણ આત્મા આચાર્યના ચરણમાં સમર્પણ કર્યો અને એ મહર્ષિનો આદેશ આદરી પોતે પણ રાજર્ષિ બન્યો.

કુમારપાલ મોટો પરાક્રમી પુરુષ હતો છતાં મિથ્યામહત્ત્વાકાંક્ષી ન હતો. એના સામ્રાજ્યનો વિસ્તાર સહેજે જ એટલો બધો થઈ ગયો હતો. સામ્રાજ્ય વિષેની એની નીતિ રક્ષણાત્મક હતી—આક્રમણાત્મક નહોતી. પરરાજ્યો પર ચઢાઈ કરવાની એને ફરજ પડી એટલે જ એણે ચઢાઈઓ કરી. એ મહત્ત્વાકાંક્ષી ન હતો છતાં સ્વાભિમાની પૂરો હતો. એ પોતાનો તેજોવધ જરા પણ સહન કરે તેવો નહતો અને સાથે રાજનીતિનો પૂર્ણ અનુભવી હતો. જે મનુષ્યના વિશેષ પ્રયત્નથી એ રાજગાદી મેળવવા નસીબદાર થયો હતો અને જે પોતાનો એક સગો બનેવી પણ થતો હતો, તે કાન્હડદેવને પણ, જ્યારે એણે પોતાની પૂર્વાવસ્થાને ઉપલક્ષી ઉપહાસ કરતો જોયો ત્યારે તેનો તત્કાલ ગાત્ર-ભંગ કરવી તેને નિર્જીવ બનાવી દીધો. અને તેવી જ રીતે બીજા કંટકોનો પણ તત્કાલ જીવિતનાશ કરાવી નાંખ્યો. પૂર્વાવસ્થામાં એ

ભલે રંકની માફક ભટક્યો હોય પણ હવે ભાગ્યે એને રાજા બનાવ્યો છે અને એ ભાગ્યદત્ત રાજ્યનું રક્ષણ પોતાની સમશેરના બળે કરવા પોતે સમર્થ છે, એ જાતનું દૃઢ સ્વાભિમાન એના પૌરુષમાં ઊછળતું હતું અને તેથી એ અભિમાનનો પ્રભાવ બતાવવા માટે એણે પોતાના આપ્તજનનો નાશ કરવામાં પણ કશી વાર ન લગાડી. એથી ઊલટું, જે સાજણ કુંભારે એક વખતે કાંટાના ઢગલા તળે છુપાવી સિદ્ધરાજના સૈનિકોથી એના જીવિતનું રક્ષણ કર્યું, તેને, રાજ્ય મળતાંની સાથે જ પોતાની સેવામાં બોલાવી, તેણે કરેલા ઉપકારના બદલામાં સાતસો ગામના પટાવાળું ચિતોડનું વર્ષાસન એણે બાંધી આપ્યું. એનું આવું વર્તન જોઈ અંદરના વિરોધીઓ થરથરી ગયા અને બધો વિરોધભાવ છોડી દઈ એના અનન્ય સેવાપરાયણ થયા. એવા વિરોધીઓમાંનો એક અગ્રણી ચાહડ નામનો ખાનદાન રાજકુમાર, જે રાજ્યના લશ્કરમાં ઘણો માનીતો હતો અને જેને સિદ્ધરાજે પોતાના પુત્ર તરીકે પાળ્યો હતો તે કુમારપાલનું સાંનિધ્ય છોડી શાકંભરીના ગર્વિષ્ઠ ચાહમાન અર્ણોરાજની સેવામાં જઈ રહ્યો અને તે રાજાને કુમારપાલની વિરુદ્ધ ઊભો કરી, એના રાજ્યની જડ ઉખેડવા, તેણે ગુજરાતની સીમા સામે લડાઈના મોરચા મંડાવ્યા. કુમારપાલના ભવિષ્ય માટે એ સમય અત્યંત કટોકટીનો હતો. એના સામંતોમાંના ઘણા ખરા, ઉપરથી પક્ષમાં પણ અંતરથી વિપક્ષમાં જણાતા હતા. ચાહડ રાજકુમારની ચાલાકીથી માલવાનો સ્વામી બલ્લાલદેવ પણ બીજી બાજુથી ગુજરાત ઉપર આક્રમણ કરવા તૈયાર થયો હતો, અને તેમ કરી તેણે કુમારપાલની સ્થિતિ સૂડી વચ્ચે સૂપારી જેવી કરી મૂકી હતી. પરંતુ, કુમારપાલના ભાગ્યબળે એના રાજકારભારીઓ, જેમની નિયુક્તિ એણે જાતે જ કરી હતી તેઓ વધારે સમર્થ અને વિશ્વાસુ નીવડ્યા. તેમની કુશળતાથી ગુજરાતનો પ્રજાવર્ગ નવા રાજા તરફ પૂર્ણ સહાનુભૂતિવાળો બન્યો હતો અને સૈનિકવર્ગ પણ પરાક્રમી અને રણશૂર રાજાની છત્રછાયા નીચે ઉન્નતિની આશાથી ઉત્સાહિત થયો હતો. કુમારપાલે પોતાના વિશ્વાસુ દંડનાયક કાકભટની સરદારી નીચે ચુનંદા સૈનિકોની એક જબ્બર ફોજ માલવાના બલ્લાલ ઉપર મોકલી દીધી અને પોતે પોતાના બધા સામંતોને સાથે લઈ મારવાડના અર્ણોરાજનો સામનો કરવા ગયો. સામંતોમાંથી મુખ્ય જે ચંદ્રાવતીનો મહામંડળેશ્વર વિક્રમસિંહ હતો, તેણે વચ્ચે આબુની નીચે જ કુમારપાલનો જીવ લઈ લેવાની વિશ્વાસઘાત ભરેલી રમત રમી પણ

કુમારપાલ તે રમતને ઝટ ઓળખી ગયો અને ત્યાં ન થોભતાં સીધો શત્રુના સૈન્ય ઉપર ચાલી ગયો. પરંતુ સમરાંગણમાં પણ તેણે પોતાના સામંતો અને સૈનિકોને શત્રુપક્ષે ભેદેલા જોયા. કુમારપાલે પોતાના ભાગ્યના પાશા માટે, સમયકુશળતા વાપરી એક જ ઝપાટે શત્રુના હાથી ઉપર ધસી ગયો અને પહેલી જ વારમાં તેને આહત કરી શરણાગત થવાની તેણે ફરજ પાડી. બલ્લાલ ઉપર ચઢી ગએલા સેનાપતિએ પણ તેટલી જ ઝડપથી શત્રુનો શિરચ્છેદ કરી કુમારપાલની વિજયપતાકા ઉજ્જયિનીના રાજમહેલ ઉપર ઊડતી કરી.

ગુજરાતનાં તદ્દન પડોશી અને લાંબા સમયનાં પ્રતિસ્પર્ધી એવાં મારવાડ અને માલવાનાં બંને મહારાજ્યોને, સિદ્ધરાજ જયસિંહે જ ગૂર્જરપતાકાની છાયા નીચે વિશ્રાન્તિ લેતાં કરી મૂક્યાં હતાં; પરંતુ તેના મૃત્યુ પછી ગાદીએ આવેલા નવીન રાજા કુમારપાલના વાસ્તવિક સ્વરૂપથી અજ્ઞાત રહેલાં એ રાજ્યોએ, ગુજરાતની પતાકાને ઉખેડી ફેંકી દેવાનો પ્રયત્ન કર્યો અને એ પ્રયત્નને કુમારપાલે પોતાના પરાક્રમથી આ રીતે નિષ્ફળ બનાવ્યો. પણ એનું ભાગ્ય હજી વધારે સફળતા મેળવવા માટે સર્જાએલું હતું. ગુજરાતની દક્ષિણ સીમા ઉપર કોંકણનું રાજ્ય આવેલું હતું. તેનું પાટનગર, મુંબઈ પાસેનું થાણાપત્તન હોઈ ત્યાં શિલાહારવંશી રાજાઓ રાજ્ય કરતા હતા. એ કોંકણરાજ્યની પેલી બાજુની દક્ષિણ સીમા ઉપર કર્ણાટકના કદંબ-વંશીઓનું રાજ્ય હતું જેની રાજધાની ગોપાકપટ્ટન એટલે હાલનું પોર્તુગીઝ બંદર ગોવા હતી. સિદ્ધરાજની માતા મયણલ્લાદેવી એ રાજવંશની કન્યા હોવાથી કર્ણાટક અને ગુજરાત વચ્ચે ગાઢ સગાઈનો સંબંધ હતો. એટલે બે સંબંધી રાજ્યો વચ્ચે આવેલું કોંકણનું રાજ્ય ગુજરાત સાથે બાથ ભીડી શકે તેમ ન હોવાથી સિદ્ધરાજના સમયમાં તો તે આ દેશ સાથે મૈત્રીભાવે વર્તતું હતું. સિદ્ધરાજના મૃત્યુ પછી જ્યારે કુમારપાલ ગાદીએ આવ્યો ત્યારે એ મૈત્રીસંબંધ વિચ્છિન્ન થયો હતો અને મારવાડના અને માલવાના રાજાઓને કુમારપાલ સામે માથું ઊંચકતા જોઈ એ કોંકણના ગર્વિષ્ઠ મલ્લિકાર્જુન રાજાને પણ ગુજરાત ઉપર આક્રમણ કરવાનો મનોરથ થઈ આવ્યો. કુમાર-પાલે તેના એ મનોરથને નિષ્ફળ કરવા માટે મંત્રીરાજ ઉદયનના પુત્ર દંડનાયક આંબડભટને સેનાની બનાવી એક લશ્કર કોંકણ ઉપર

રવાના કર્યું. મારવાડ અને માલવા વગેરેના પ્રદેશોની રક્ષામાં ગુજરાતનું ઘણુંખરું સૈન્ય રોકાએલું હોવાથી આંબડ પાસે પૂરતું સૈન્યબળ ન હતું અને તેથી પહેલી વારની ચઢાઈમાં ગુજરાતના સૈન્યને કેટલીક હાર ખમીને, પાછા ફરવાની ફરજ પડી. પણ પાછળથી જ્યારે મારવાડ વગેરે તરફથી મોટી સંખ્યામાં સૈન્ય આવી પહોંચ્યું ત્યારે ફરીવાર એ જ દંડનાયકના અધિકાર નીચે ગુજરાતની એક પ્રબળ સેના તે કોંકણચક્રવર્તીના દર્પને ચૂર્ણ કરવા માટે બમણા ઉત્સાહથી રવાના થઈ. રણભૂમિમાં બંને લશ્કરો વચ્ચે ખૂનખાર લડાઈ થઈ અને તેમાં છેવટે ગુજરાતીઓનો જય થવાથી વિજયદેવીએ સેનાનાયક આંબડના ગળામાં વરમાળા પહેરાવી. રાજપિતામહ બિરુદધારક મલ્લિકાર્જુનનું માનોન્નત મસ્તક, ગુજરાતના એક દયાધર્મી વણિક સુભટે પોતાની તીક્ષ્ણ તરવારથી કમળપુષ્પની માફક, કાપી લીધું અને તેને સુવર્ણપત્રમાં વીંટાળી, શ્રીફળની માફક, પોતાના સ્વામીના ચરણમાં ભેટ કર્યું. કુમારપાલે તેના પરાક્રમના પ્રભાવને સત્કારવા માટે, એ નિહતરાજાનું પ્રિય બિરુદ, આંબડભટ્ટને અર્પિત કરી તેને 'રાજપિતામહ' બનાવ્યો.

આ રીતે કોંકણના રાજાનો ઉચ્છેદ થવાથી કુમારપાલની રાજ્યસત્તા દક્ષિણ પ્રાંતમાં પણ ઘણા દૂરના પ્રદેશ સુધી લંબાઈ હતી; અને કદાચિત્, સહ્યાદ્રિના સુદૂર શિખર સુધી ગુજરાતનો તામ્રચૂડ વિજય-ધ્વજ ઊડતો થયો હતો. ગુજરાતના સામ્રાજ્યની સીમા સૂચવનારી આટલી બધી વિશાળરેખા, ભારતવર્ષના માનચિત્રમાં, માત્ર કુમારપાલના પરાક્રમે જ અંકિત કરી હતી. એના સમકાલીન ભારતીય રાજાઓમાં કુમારપાલ સૌથી વધારે મોટા રાજ્યનો સ્વામી હતો. હેમચંદ્રાચાર્ય એના રાજ્યની ચતુસ્સીમાઓ આ પ્રમાણે વર્ણવે છે—

> स कौबेरीमातुरुष्कमैन्द्रीमात्रिदशापगाम् ।
> याम्यामाविन्ध्यमावार्धि पश्चिमां साधयिष्यति ॥

"કુમારપાલની રાજાજ્ઞા ઉત્તરમાં તુરુષ્કલોકોના પ્રાન્ત સુધી, પૂર્વમાં ગંગા નદીના તીર સુધી, દક્ષિણમાં વિન્ધ્યાચલ સુધી અને પશ્ચિમમાં સમુદ્ર સુધી વર્તતી હતી." પ્રબંધકારો જણાવે છે તે પ્રમાણે હેમાચાર્યે બતાવેલી એ ચતુસ્સીમામાં કોંકણ, કર્ણાટક, લાટ, ગુર્જર,

સૌરાષ્ટ્ર, કચ્છ, સિન્ધુ, ઉચ્ચા, ભંભેરી, મારવાડ, માલવા, મેવાડ, કીર, જાંગલ, સપાદલક્ષ, દિલ્લી, જાલંધર અને રાષ્ટ્ર એટલે મહારાષ્ટ્ર આટલા અઢાર દેશોનો સમાવેશ થતો હતો. હેમચંદ્રસૂરિ, એક બીજે ઠેકાણે, પણ કુમારપાલે આ બધા દેશોને પોતાના પરાક્રમથી જીત્યા હતા તેવું ગર્ભિત સૂચન કરે છે. જેમ કે –

जिष्णुश्चेदिदशार्णमालवमहाराष्ट्रापरान्तान् कुरून्
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान् दोर्वीर्यशक्त्या हरिः ।
चौलुक्यः परमार्हतः विनयवान् श्रीमूलराजान्वयी-ઇત્યાદિ

કુમારપાલનો રાજ્યકારભાર ઘણી રીતે અદ્‌ભુત સફળતાવાળો નીવડ્યો હતો. એના લગભગ ૩૦ વર્ષ જેટલા લાંબા રાજ્યસમયમાં પ્રજાએ અદ્વિતીય શાન્તિ અને ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. દેશમાં સમૃદ્ધિની રેલમછેલ થઈ હતી. કોઈપણ પ્રકારનો સ્વચક્રસંબંધી કે પરચક્રસંબંધી કશોય ઉપદ્રવ નહોતો થયો. લક્ષ્મીદેવીની માફક પ્રકૃતિદેવી પણ એના રાજ્ય ઉપર જાણે તુષ્ટમાન થઈ હતી અને તેથી એના સમયમાં દેશમાં એકે દુકાળ પણ નહોતો પડ્યો. એની આવી ભાગ્યસફળતા નજરે જોનાર આચાર્ય સોમપ્રભ, એ વાત ખાસ ભારપૂર્વક લખે છે.

स्वचक्रं परचक्रं वा नानर्थं कुरुते क्वचित् ।
दुर्भिक्षस्य न नामापि श्रूयते वसुधातले ॥

આચાર્ય હેમચંદ્ર એના સર્વ ગુણોનો સમુચ્ચય બહુ જ પરિમિત અને સર્વથા યથાર્થ શબ્દોમાં, પોતાની છેલ્લી રચનામાં આ પ્રમાણે આપે છે –

कुमारपालो भूपालश्चौलुक्यकुलचन्द्रमाः ।
भविष्यति महाबाहुः प्रचण्डाखण्डशासनः ॥
स महात्मा धर्मदानयुद्धवीरः प्रजां निजाम् ।
ऋद्धिं नेष्यति परमां पितेव परिपालयन् ॥
ऋजुरप्यतिचतुरः शान्तोऽप्याज्ञादिवस्पतिः ।
क्षमावानप्यधृष्यश्च स चिरं क्ष्मामविष्यति ॥

स आत्मसदृशं लोकं धर्मनिष्ठं करिष्यति ।
विद्यापूर्णमुपाध्याय इवान्तेवासिनं हितः ॥
शरण्यः शरणेच्छूनां परनारीसहोदरः ।
प्राणेभ्योऽपि धनेभ्योऽपि स धर्मं बहुमंस्यते ॥
पराक्रमेण धर्मेण दानेन दययाज्ञया ।
अन्यैश्च पुरुषगुणैः सोऽद्वितीयो भविष्यति ॥

હેમચંદ્રસૂરિ, અહીં 'ભવિષ્યપુરાણ'ની વર્ણનપદ્ધતિ પ્રમાણે, મહાવીરના મુખેથી કુમારપાલનું આ પ્રકારે ભાવિ વર્ણન કરાવે છેઃ– "ચૌલુકયવંશમાં ચંદ્રમા સમાન અને પ્રચંડ રીતે પોતાનું અખંડ શાસન ચલાવનાર કુમારપાલ રાજા થશે. એ ધર્મવીર, દાનવીર અને યુદ્ધવીરના ગુણોથી મહાત્મા કહેવાશે અને પિતાની માફક પોતાની પ્રજાનું પાલન કરી તેને પરમસંપત્તિવાન બનાવશે. એ સ્વભાવે સરલ હોઈને પણ અતિચતુર થશે, શાંત હોઈને પણ પોતાની આજ્ઞાના પાલન માટે પ્રતાપવાન—સૂર્ય જેવો પ્રખર તેજવાન થશે, ક્ષમાવાન થઈને પણ કોઈથી એ ધૃષ્ય નહીં થશે અને એ રીતે ચિરકાલ સુધી પૃથ્વીનું પાલન કરશે. પોતાની માફક તે બીજા લોકોને ધર્મનિષ્ઠ બનાવશે; જેમ ઉપાધ્યાય પોતાના શિષ્યને પૂર્ણવિદ્યાવાન બનાવે તેમ, શરણાર્થીઓને તે શરણભૂત થશે. પરસ્ત્રીઓ માટે તે ભ્રાતા જેવો નિષ્કામ હશે અને પ્રાણથી અને ધનથીય તે ધર્મને વધારે પ્રિય ગણશે. એ રીતે, પરાક્રમથી, ધર્મથી, દાનથી, દયાથી, આજ્ઞાથી, અને તેવા બીજા પૌરુષ ગુણોવડે તે અદ્વિતીય થશે."

હેમચંદ્રસૂરિએ આલેખેલા કુમારપાલના ગુણોના આ રેખાચિત્રમાં, વાસ્તવિકતાની દૃષ્ટિએ યત્કિંચિત્ પણ વ્યંગ્ય નથી એ કુમારપાલના જીવન વિષે જે કેટલીક મુખ્ય મુખ્ય વાતો મેં અહીં ટૂંકમાં વર્ણવી છે તે પરથી નિસ્સંદેહ રીતે સિદ્ધ થાય છે. ગૂર્જરેશ્વરોના રાજપુરોહિત નાગરશ્રેષ્ઠ મહાકવિ સોમેશ્વરે, 'કીર્તિકૌમુદી' નામના પોતાના કાવ્યમાં, કુમારપાલની કીર્તિકથાનું વર્ણન કરતાં, હેમાચાર્યના ઉપર આપેલા ૫–૬ શ્લોકોના ભાવનો તાદૃશ નીચોડ માત્ર બે જ શ્લોકોમાં આપી દીધો છે અને તે નીચોડ હેમાચાર્યના ભાવ કરતાંયે વધારે સત્ત્વશાલી છે. સોમેશ્વર કહે છે કે–

पृथुप्रभृतिभिः पूर्वैर्गच्छद्भिः पार्थिवैर्दिवम् ।
स्वकीयगुणरत्नानां यत्र न्यास इवार्पितः ॥

न केवलं महीपालाः सायकैः समराङ्गणे ।
गुणैर्लोकंपृणैर्येन निर्जिताः पूर्वजा अपि ॥

"પુરાણકાળમાં પૃથુ આદિ જે મહાગુણવાન રાજાઓ થઈ ગયા છે તેમણે જાણે પોતાના ગુણરૂપી રત્નોની થાપણ, સ્વર્ગમાં જતી વખતે, આ કુમારપાલને સોંપી દીધી હોય તેમ લાગે છે, [જો આમ ન હોય તો આ કલિકાલમાં જન્મેલા રાજામાં આવા સાત્ત્વિકગુણોનો સમુચ્ચય ક્યાંથી હોય ?]

"કુમારપાલે પોતાના બાણોવડે કેવલ રાજાઓને જ સમરાંગણમાં જીત્યા હતા એમ નથી પણ પોતાના લોકપ્રિય ગુણોવડે તેણે પોતાના પૂર્વજોને પણ જીતી લીધા હતા." સોમેશ્વરનું આ કથન કુમારપાલની જીવનસિદ્ધિના ભાવને સંપૂર્ણરૂપે વ્યક્ત કરનારું સર્વોત્કૃષ્ટ રેખાચિત્ર છે. ગુજરાતની પુરાતન સંસ્કૃતિના સર્વસંગ્રહાલયમાં આ ચિત્ર કેન્દ્રસ્થાને સુશોભિત થાઓ.

## સૂચનાત્મક અનુપૂર્તિ

કુમારપાલના જીવનવિષેનું રેખાચિત્ર જેવું આ કેટલુંક શબ્દાલેખન પાંચ-સાત વર્ષ ઉપર મેં કરી રાખ્યું હતું, તેને, ગતવર્ષે, પાટણમુકામે ગુજરાતી સાહિત્ય સમ્મેલનના ઉપક્રમથી, એ સમ્મેલનના વર્તમાન પ્રમુખ શ્રીમાન કનૈયાલાલ મા. મુનશીની એકમાત્ર પ્રશંસનીય પ્રેરણા અને એમના જ પ્રમુખત્વનીચે ઊજવવામાં આવેલ હૈમ સારસ્વત-સત્રને પ્રસંગે વાચન અર્થે પ્રસ્તુત કરવામાં આવ્યું હતું. કુમારપાલના ધાર્મિક જીવન વિષે ગુજરાતના જૈન-જૈનેતર વિદ્વાનોમાં કેટલીક પરસ્પર વિસંવાદી ચર્ચા થતી જોવામાં આવે છે. એ વિષયમાં, ઐતિહાસિક સાધનોના નિષ્કર્ષ ઉપરથી જે તથ્ય જણાય છે તેનું કેટલુંક સામાન્ય સૂચન તો મેં આ નિબંધમાં કરેલું જ છે; પણ એ કરતાં વધારે વિસ્તૃતરૂપે ઐતિહાસિક પુરાવાઓની સૂક્ષ્મ છાનબીન કરવાનો આ

નિબંધમાં અવકાશેય નથી અને પ્રયોજનેય નથી. સિંઘી જૈન ગ્રન્થમાલામાં અત્યારે 'કુમારપાલચરિત્રસંગ્રહ' નામને એક પ્રબંધાત્મક સંગ્રહ છપાય છે જેમાં અપ્રકાશિત એવા કેટલાક પ્રાચીન પ્રબંધોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એ સંગ્રહની પ્રસ્તાવનામાં મેં એ વિષયની સવિસ્તર અને સપ્રમાણ ચર્ચા કરવાનું ધાર્યું છે. તેથી એ ચર્ચાનું વિશેષ હાર્દ સમજવા ને જાણવાની ઇચ્છા હોય તેમને એ પ્રકટ થનાર સંગ્રહનું અવલોકન કરવાની ભલામણ છે.

# શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ

: લેખક :

શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

શ્રી હેમચંદ્રાચાર્યની કૃતિઓએ જગતને મુગ્ધ કર્યું છે તેનાં કારણો નીચે મુજબ છેઃ—

૧. એમની કૃતિઓ સાર્વજનિક ઉપયોગની છે.

૨. એમણે સંસ્કૃત-પ્રાકૃત વાઙ્મયની સર્વ દિશાઓ ખેડી છે.

૩. એમણે જે જે વિષયો હાથમાં લીધા છે તેમાં વિચારની સ્પષ્ટતા અને વસ્તુનો મેળાપ અસાધારણ છે.

૪. વિષયોની એમની ચર્ચા પરિપૂર્ણ છે.

૫. એમણે બાળ, મધ્યમ અને વિશિષ્ટ અભ્યાસીઓનો તફાવત બરાબર ધ્યાનમાં રાખ્યો છે.

૬. વિષયોને સહેલા, સ્પષ્ટ અને આકર્ષક બનાવવાની એમની રીતિ અદ્વિતીય છે.

૭. વૈજ્ઞાનિક વિષયોની તેમની છણાવટ તલસ્પર્શી છે અને કોઈપણ સ્થાને તેઓ ગૂંચવણમાં પડી ગયા નથી કે કોઈ સ્થાને તેઓએ અસ્પષ્ટતા થવા દીધી નથી.

એમની કૃતિઓને બે વિભાગમાં વહેંચી નાખવા જેવી છે. એક વિભાગ વિજ્ઞાનનો છે. એમાં એમણે વ્યાકરણને પ્રાધાન્ય આપી, કોષ, લિંગ, અલંકાર અને છંદ સુધી જઈ આખો શબ્દનો વિષય લીધો છે અને ત્યારપછી તર્ક (ન્યાય) અને નીતિના વિષયને ન્યાય આપ્યો છે. બીજા વિભાગમાં કાવ્ય અને ઉપદેશ વિષયને હાથ ધરી

તેમાં યોગ અને અધ્યાત્મ તથા ભક્તિ–સ્તુતિને ન્યાય આપ્યો છે. સમસ્ત સંસ્કૃત વાઙ્મયને એમણે આ રીતે હાથ કર્યું છે. સંસ્કૃત સાહિત્યમાં આવું સર્વદેશીય જ્ઞાન ધરાવનાર એક પણ વિદ્વાન આ ભારતભૂમિમાં થયેલ હોય એવું જાણવામાં નથી. ખુદ વ્યાકરણના પાંચે અંગો, તે પર વૃત્તિ, તે પર ન્યાસ લખનાર એક અખંડ વિદ્વાન થયો નથી. આમણે તો સર્વાંગી વ્યાકરણવૃત્તિ અને ન્યાસ સહિત લખવા ઉપરાંત કોષો બનાવ્યા, અલંકાર પર છેલ્લા શબ્દો લખી નાખ્યા, છંદસાહિત્યને અપનાવ્યું અને એ રીતે 'કલિકાલસર્વજ્ઞ'નું બિરુદ સાચું કરી બતાવ્યું. એવી જ રીતે કાવ્ય લખ્યું, તો મોટા 'મહાભારત' સાથે તુલના થાય તે રીતે કામ કર્યું અને યોગમાં સ્વાનુભવ ચીતરી મહાયોગીનું પદ પ્રાપ્ત કર્યું અને સાથે સાથે પ્રભાવશાળી ભાષામાં સ્તુતિગ્રંથો પણ લખ્યા. સંસ્કૃત વાઙ્મયમાં તેમનું સ્થાન અનોખું છે.

તેમની કૃતિઓ ઉપર સંક્ષેપમાં દૃષ્ટિપાત કરી જઈએ.

## વિભાગ પ્રથમ

### (૧) 'સિદ્ધહૈમ શબ્દાનુશાસન'

શ્રી હેમચંદ્રાચાર્યની આ અમર કૃતિના સંબંધમાં ખાસ જણાવવું જરૂરી છે કે એ કૃતિ શ્રીમાન સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી રચવામાં આવી. એ રચના કરતી વખત દેશપરદેશથી સર્વ વ્યાકરણો મંગાવવામાં આવ્યાં. એમાં સૂત્રો, ઉણાદિ પ્રત્યયો, દશ ગણો, ધાતુઓ અને નામની જાતિ માટે જુદા જુદા વિભાગો પાડવામાં આવ્યા. એ વ્યાકરણની પ્રસિદ્ધિ હાથીની અંબાડી પર એના સ્થાપન દ્વારા થઈ. એના અધ્યાપક તરીકે કક્કલ નામના વિદ્વાન પાસે અધ્યયનશાળા પાટણમાં ખોલવામાં આવી. ત્રણસો લહિયાઓ રોકી એની નકલો કરાવવામાં આવી અને એના પર હેમચંદ્રાચાર્યે પોતે ૬૦૦૦ શ્લોક પ્રમાણ 'લઘુવૃત્તિ' અને ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ 'બૃહદ્વૃત્તિ'ની રચના કરી. આ વ્યાકરણની આખી કૃતિ સિદ્ધરાજ જયસિંહના સમયમાં થઈ હોય એમ જણાય છે. એમાં માળવાના યશોવર્માની કેદની હકીકત પ્રશસ્તિના શ્લોકમાં આવે છે તેથી, તેમ જ પ્રબંધકારોના ઉલ્લેખ પરથી એ કૃતિનો કાળ સં. ૧૧૯૩ લગભગ લાગે છે.

એ જ વ્યાકરણ પર કર્તાએ પાછળની જિંદગીમાં 'અલંકાર-ચૂડામણિ' બનાવ્યા પછી 'બૃહન્ન્યાસ' લખ્યો. એની શ્લોકસંખ્યા ૯૦૦૦૦ ની છે. આ સર્વ બાબતો વિચારતાં વ્યાકરણ સવાલાખ શ્લોકનું બનાવ્યું એમ શ્રી મેરુતુંગાચાર્ય કહે છે તે વાત બરાબર જણાય છે.

એમના જીવન પછી સદર વ્યાકરણ પર અનેક ટીકાઓ રચાઈ છે. એ પરથી અનેક નાનાં મોટાં વ્યાકરણો રચાયાં છે અને એના જુદા જુદા વિભાગો પર ટીકા લખાણી છે. તે ઉપરથી માલૂમ પડે છે કે સદર વ્યાકરણ ખૂબ પ્રસિદ્ધિ પામ્યું હતું અને વિદ્વાનોએ તેનો સારી રીતે સ્વીકાર કર્યો હતો. નોંધવા જેવી બાબત એ છે કે એ વ્યાકરણ પરથી દેવાનંદે 'સિદ્ધસારસ્વત' વ્યાકરણ (સં. ૧૩૩૪) રચ્યું અને વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૭૧૨માં 'લઘુ હૈમ-પ્રક્રિયા' રચ્યું અને તેના પર ન્યાસ "હૈમપ્રકાશ" નામે લગભગ ૩૪૦૦૦ શ્લોકનો રચ્યો. જિનમંડનગણી 'કુમારપાળપ્રબંધ'માં કહે છે કે 'શબ્દસમુદ્રના પારગામી જે હેમચંદ્રે એકલાએ આવું શબ્દાનુશાસન રચ્યું તેની મતિની કઈ રીતે સ્તુતિ કરીએ?' આ 'કુમારપાળપ્રબંધ' ગ્રંથ સં. ૧૪૯૨માં બનેલ છે, એટલે તે સમયે હેમચંદ્રાચાર્યનું વિદ્-દ્વર્ગમાં કેટલું માન અને કયું સ્થાન હશે તેનો ખ્યાલ આવે છે.

'અનુશાસન' શબ્દનો અર્થ નિરૂપણ થાય છે એટલે શબ્દના વિષયનું નિરૂપણ કરનારો ગ્રંથ એમ એનો અર્થ સમજવો. અંગ્રેજીમાં 'ટ્રીટાઇઝ' કહે છે એ અર્થમાં એ શબ્દ વપરાયો જણાય છે. સંસ્કૃત કોષમાં એનો અર્થ નિયમો—ધારાઓનો સંગ્રહ એમ પણ લખેલ છે. એમાં હુકમ કે ફરમાનનો ભાવ પણ આવે છે.

આ 'શબ્દાનુશાસન' પર 'દુર્ગપદવ્યાખ્યા' નામનો 'લઘુન્યાસ' ૩૦૦૦૦ શ્લોકપ્રમાણ રચ્યો છે. સં. ૧૩૬૮માં વાદિદેવસૂરિની પાટે થયેલા વિદ્યાધરગણીએ 'બૃહદ્વૃત્તિ' પરથી 'દીપિકા' ઉદ્ધરી. સં. ૧૩૩૪માં દેવાનંદે એના ઉપરથી 'સિદ્ધસારસ્વતવ્યાકરણ' રચ્યું સદર વ્યાકરણ પર શ્રી રત્નશેખરસૂરિએ અવચૂરિ રચી. 'સિદ્ધહેમશબ્દાનુ-શાસન'માં સાધેલા છએ લિંગના શબ્દોનો સંગ્રહ 'સ્યાદિશબ્દસમુચ્ચય' નામથી વાયટગચ્છીય અમરચંદસૂરિએ કર્યો (યશોવિજયગ્રંથમાળા). આવા રીતે શબ્દાનુશાસન પર અનેક પ્રકારની રચનાઓ થઈ છે.

લિંગાનુશાસન એટલે શબ્દની જાતિના નિયમો તથા 'ઊણ્' વિગેરે પ્રત્યયોની હકીકતનો સમાવેશ પણ એ જ વ્યાકરણમાં થાય છે.

શ્રી જિનમંડનગણી આ વ્યાકરણના સંબંધમાં તેમના સમયમાં ચાલતી ઉક્તિનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરે છેઃ—

भ्रातः पाणिनि संवृणु प्रलपितं कातंत्रकंथाकथा,
मा कार्षीः कटु शाकटायनवचः क्षुद्रेण चांद्रेण किम् ? ।
कः कंठाभरणादिभिर्वठरयत्यात्मानमन्यैरपि
श्रूयन्ते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः ।१।।

'ભાઈ પાણિનિ! તારા અપલાપ બંધ કર. વરરુચિ! તારું કાતંત્ર વ્યાકરણ કંથા જેવું છે એટલે તને તો શું કહું? શાકટાયન! તારાં કડવાં વચન કાઢીશ જ નહિ અને ચંદ્ર! તારું ચાંદ્ર વ્યાકરણ સાર વગરનું છે એટલે તારી તો વાત પણ કરતો નથી. જ્યાં સુધી હેમચંદ્રની અર્થગંભીર મધુર વાણી આ જગતમાં વિદ્યમાન છે ત્યાં સુધી કંઠાભરણાદિ બીજાં વ્યાકરણો ભણી કયો પુરુષ પોતાની બુદ્ધિને જડ કરે?'

આ 'સિદ્ધહૈમ' વ્યાકરણના સૂત્રોના શ્લોક ૧૧૦૦ છે. સર્વ મળીને સૂત્રો ૪૬૮૫ છે, તેમાં ૩૫૬૬ સંસ્કૃત વિભાગના છે અને ૧૧૧૯ પ્રાકૃત વિભાગના છે. આ વ્યાકરણની વિશિષ્ટતા એ છે કે પંચાંગી વ્યાકરણોમાં સૂત્ર, ગણપાઠ, ધાતુપાઠ, ઊણાદિ અને લિંગાનુશાસન જુદા જુદા લેખકોએ લખેલ હોય છે, ત્યારે હેમચંદ્રે આખું પંચાંગી વ્યાકરણ જાતે લખ્યું, તે પર નાની મોટી વૃત્તિ લખી અને મોટો ન્યાસ પણ જાતે લખ્યો. આ મોટા ન્યાસના ટુકડાઓ છૂટા છૂટા મળે છે, (આખો મળતો નથી) પણ જે મળે છે તે જોતાં એ એ અસાધારણ કૃતિ છે એમ તે વિષયના જાણકારને જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. બીજી ખૂબી એ છે કે આખા વ્યાકરણના વિષયને તદ્દન સ્પષ્ટ કરી દેવામાં આવ્યો છે. વ્યાકરણ પરિપૂર્ણ સર્વાંગી હોવા છતાં સહેલાઈથી સમજાય તેવું અને અલ્પ પ્રયાસે યાદ રહી જાય તેવું બનાવ્યું છે. પ્રાકૃત વિભાગ લખી ભાષાજ્ઞાનનું મજબૂત સાધન પૂરું પાડ્યું છે. કલાકૃતિના સર્વ વિભાગોને એક સ્થાનકે કરી અભ્યાસીને ભારે સરળતા કરી આપી છે.

## (૨) 'અભિધાનચિંતામણિ'

( કોષ'—'નામમાળા' પર ટીકા )

આ ગ્રંથની જુદી જુદી પાંચ આવૃત્તિઓ મુદ્રિત થઈ ગયેલ છે. આ કૃતિ સં. ૧૨૦૦ના અરસામાં સિદ્ધરાજ જયસિંહના મરણ બાદ થઈ હોય તેમ અનુમાન થાય છે. એ શબ્દશાસ્ત્રનું આરંભેલ કાર્ય પૂર્ણ કરવા લખાયેલો ગ્રંથ હોવા છતાં એની સાથે કે એની અંદર કોઈ રાજાનું નામ જોડાયલું નથી, તેથી જયસિંહના મરણ બાદ અને કુમારપાળ રાજ્ય દરમ્યાન પ્રાપ્ત થયેલ ગુરુસ્થાન પહેલાં—એટલે કે વચ્ચેના સમયમાં આ કૃતિ થયેલ હોય એમ સંભવ રહે છે.

એ આકર ગ્રંથ યશોવિજય ગ્રંથમાળા તરફથી ટીકા સહિત છપાયેલ છે. તેના ૬૨૦ પૃષ્ઠ છે. એમાં અધૂરા સૂચિપત્રના ૧૫૨ પૃષ્ઠો છપાયલાં છે. આ ગ્રંથના છ કાંડ છે. પ્રથમ કાંડમાં દેવાધિદેવ, બીજા કાંડમાં દેવ, ત્રીજામાં મનુષ્ય, ચોથામાં તિર્યંચો, પાંચમામાં નારકો અને છઠ્ઠામાં સાધારણ. એક અર્થવાચી શબ્દોનો આમાં સંગ્રહ છે. દાખલા તરીકે દેવ શબ્દના અર્થમાં સુપર્વ, સુર, નિર્જર, ઋભુ, બર્હિર્મુખ, અનિમિષ, દૈવત, નાકિન્, નાકિ, લેખ, વિગેરે ૨૭ શબ્દો બતાવ્યા છે. આમાં યૌગિક, યોગરૂઢ અને રૂઢ શબ્દો સ્પષ્ટ કર્યા છે. છઠ્ઠા કાંડમાં અવ્યયની ચર્ચા કરી તેનાં સ્થાન બતાવ્યાં છે.

'નામમાળા' ગ્રંથ પર હેમચંદ્રાચાર્યે આ 'અભિધાનચિંતામણિ' નામની ટીકા રચી છે. ગ્રંથ ઘણો વિશાળ છે.

'શબ્દાનુશાસન' પછી આ ગ્રંથ રચ્યો છે એ એના પહેલા શ્લોકથી જ જણાઈ આવે છે. મૂળ ગ્રંથનું નામ 'નામમાળા' છે પણ એ પ્રથમ શ્લોકથી જ સમજાય છે. આ ગ્રંથની શરૂઆતમાં વ્યાડિ, વાસુકિ અને ધનપાળ વિગેરે પૂર્વ પંડિતોનો આધાર બતાવી ગ્રંથનો મહિમા વધાર્યો છે.

## ( ૩ ) 'હૈમલિંગાનુશાસન'

શબ્દવિષયનો એક વિશેષ આકર ગ્રંથ તે 'લિંગાનુશાસન'

છે. એમાં શબ્દોની નર, નારી અને નાન્યતર જાતિ પર વિવરણ છે. કેટલાક શબ્દો નર નારી, કેટલાક નારી નાન્યતર અને કેટલાક નર નાન્યતર જાતિના હોય છે તે તેમાં વિસ્તારથી બતાવ્યું છે.

આ ગ્રંથ પર હેમચંદ્રાચાર્યે પોતે અવચૂરિ લખી છે. અવચૂરિ સહિત મૂળગ્રંથ યશોવિજય ગ્રંથમાળા (નં. ૨)માં છપાયેલ છે. પૃષ્ઠ ૧૬૦ છે. એને છેડે ગ્રંથકર્તા લખે છે–'મહાન શબ્દવિષયની લિંગવિધિ સંક્ષેપમાં અત્રે બતાવી છે. જે અહીં કહ્યું ન હોય તે સજ્જન માણસોએ લોકથી જાણી લેવું.' એકને એક શબ્દ એક અર્થમાં એક જાતિનો હોય તે જ શબ્દ બીજા અર્થમાં બીજી જાતિનો હોય તે પણ આ ગ્રંથમાં બતાવ્યું છે. આખો ગ્રંથ પદ્યબંધ છે, ગેય છે અને અવચૂરિ સંસ્કૃત ભાષામાં છે. આ ગ્રંથને 'શબ્દાનુશાસન'નો એક સ્વતંત્ર વિભાગ ગણી શકાય.

### (૪) 'અનેકાર્થસંગ્રહ'

કોષ ગ્રંથનો આ બીજો વિભાગ છે. 'અભિધાનચિંતામણિ'માં એક અર્થવાચી અનેક શબ્દનો સંગ્રહ કર્યો તેમ આ ગ્રંથમાં એક શબ્દના અનેક અર્થ સ્પષ્ટ કરીને બતાવ્યા છે. આ ગ્રંથ પર હેમચંદ્રાચાર્યના શિષ્ય મહેન્દ્રે ટીકા રચી છે. સ્વોપજ્ઞવૃત્તિના શ્લોક ૬૦૦૦ છે અને મહેંદ્રસૂરિની વૃત્તિના શ્લોક ૧૨૦૦૦ છે. આ ગ્રંથ મુદ્રિત થઈ ગયો છે.

### (૫) 'દેશ્યશબ્દસંગ્રહ'

('દેશીનામમાળા'—'રયણાવલિ')

એકાર્થવાચી શબ્દો, એક શબ્દના અનેક અર્થો લખ્યા એટલે આખી સંસ્કૃત ભાષાની ચર્ચા થઈ ગઈ અને કોષ લગભગ પૂરો થયો, પણ હેમચંદ્રાચાર્યને તો દેશી શબ્દોનો સંગ્રહ પણ કરવો હતો તે એમણે આ ગ્રંથમાં કર્યો. વ્યાકરણના નિયમ પ્રમાણે જે શબ્દો સિદ્ધ ન થઈ શકે, છતાં ભાષામાં વપરાતાં હોય તેનો અત્ર સંગ્રહ કરવામાં આવ્યો છે. આ શબ્દોની 'રયણાવલિ' અતિ મહત્ત્વની છે. અને હિંદુસ્તાનની ભાષાના અભ્યાસને અંગે તેમ જ જૂની શોધખોળને અંગે અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે. આ ગ્રંથ મુદ્રિત છે. આ રીતે શબ્દશાસ્ત્રના વિષયને આગળ ધપાવ્યો છે.

## (૬) 'નિઘંટુકોશ'

શબ્દશાસ્ત્રનો આ છેલ્લો ગ્રંથ છે. એમાં વનસ્પતિનાં નામોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વૈદક દૃષ્ટિએ આ ગ્રંથ ઘણો મહત્ત્વનો છે, પરિપૂર્ણ છે, પણ એના ઉપર કોઈ ટીકા લખાયલી લભ્ય નથી. બનવાજોગ છે કે હેમચંદ્રાચાર્યે અથવા એના કોઈ શિષ્યે આ ગ્રંથ પર કદાચ ટીકા ન પણ લખી હોય.

આ રીતે સિદ્ધરાજના અવસાન સમય સુધીમાં અને ત્યારપછીના થોડા સમયમાં હેમચંદ્રાચાર્યે પોતાની અસાધારણ યૌગિક શક્તિથી શબ્દશાસ્ત્રના વિજ્ઞાનને એની સર્વ દિશામાં પૂરું કર્યું. આ કાર્યમાં એમના શિષ્યોએ મદદ કરી હશે એમ જણાય છે, જેમ કે 'અનેકાર્થ-સંગ્રહ'ની ટીકા મહેન્દ્રે કરી છે, પણ સર્વ ગ્રંથરત્નોના રચનાકાર્યનું મોટું માન તો હેમચંદ્રાચાર્યની અસાધારણ ગ્રહણશક્તિ અને વ્યવસ્થાશક્તિને જ અવલંબે છે. આ ગ્રંથોમાં મૌલિકતા કરતાં ગોઠવણ–વ્યવસ્થાનો પ્રશ્ન વધારે અગત્યનો છે અને વ્યવસ્થા એ જ મૌલિકતા કહી શકાય એવા આ વિષયો છે. એ દૃષ્ટિએ હેમચંદ્રાચાર્યની મૌલિકતા જરૂર આકર્ષક છે. સર્વ ગ્રંથોની વચ્ચે એકવાક્યતા રહી શકી છે, એ ગ્રંથરચનામાં સ્વાધીન આધિપત્ય એક ગ્રંથકારને જ સૂચવે છે.

## (૭) 'દ્વયાશ્રયકાવ્ય'

'શબ્દાનુશાસન'ના સૂત્રોનાં અનુક્રમે દૃષ્ટાંતો આપવા માટે અને સાથે મૂળરાજથી માંડીને સોલંકીનો ઇતિહાસ રચવા માટે આ કાવ્ય લખ્યું. તેમાં વીશ સર્ગ છે. એમાં મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ અને કર્ણદેવના રાજ્યનું વર્ણન કરી છેવટે સિદ્ધરાજ અને કુમારપાળનાં વર્ણનો કર્યાં છે. સાથે સાથે વ્યાકરણનાં દૃષ્ટાંતો ચાલે છે. એટલે એનું નામ 'દ્વયાશ્રય' કહેવાય છે, એ ગ્રંથનું ઐતિહાસિક નજરે ઘણું મોટું મૂલ્ય છે. એનું ગુજરાતી ભાષાંતર સ્વર્ગસ્થ સાક્ષર મણિભાઈ નભુભાઈએ વડોદરા કેળવણી ખાતાના આશ્રય નીચે કરી એ ગ્રંથની ઉપયોગિતા બતાવનાર વિસ્તૃત પ્રસ્તાવના લખી છે એમાં ગુજરાતના ઇતિહાસના અલ્પભાવ પરત્વે વિચારણા કરી આ ગ્રંથને ખૂબ અપનાવ્યો છે. એ ગ્રંથનું બીજું નામ 'ચાલુક્યવંશોત્કીર્તન' આપવામાં આવ્યું

છે. એની શરૂઆતના ૭૦ શ્લોકમાં પાટણ શહેરનું વર્ણન છે. સિદ્ધરાજ જયસિંહ સુધીનાં પંદર સર્ગો કરી તે પછી કુમારપાળ રાજાના સંબંધમાં છેલ્લા પાંચ સર્ગો છે. તે યુગની સાંસારિક રીતિઓ, ધાર્મિક પ્રવૃત્તિઓ, લડાયક પદ્ધતિઓ, વિગેરે પર એ ગ્રંથ ખૂબ પ્રકાશ પાડે છે. ફાર્બસ સાહેબે ગ્રંથમાળામાં એ ગ્રંથનો આધાર લીધો જણાય છે, પણ અનેક જગોએ એ ગ્રંથ બરાબર સમજ્યા નથી એમ દેખાઈ આવે છે.

આ ગ્રંથનો ઇતિહાસની નજરે સાર્વત્રિક ઉપયોગ છે અને વ્યાકરણના અભ્યાસીને વૈજ્ઞાનિક નજરે પણ ઉપયોગ છે. આ ગ્રંથ પર અભયતિલકગણીએ ટીકા રચી છે અને આખો ગ્રંથ ટીકા સહિત બે વિભાગમાં 'બોમ્બે સંસ્કૃત સીરિઝ'માં પ્રો. કાથાવટેએ મુદ્રિત કર્યો છે. એનાં પૃષ્ઠ ૧૪૦૦ થાય છે. ગ્રંથ અસાધારણ ઉપયોગિતાથી ભરપૂર છે. એમાં તદ્યુગીન શસ્ત્રોનાં નામો, વ્યવહારનીતિઓ, ચાલુ રિવાજો, વગેરે ખૂબ જાણવા જેવું છે અને એનું વાંચન ઇતિહાસની નજરે પણ પૂર્ણ બદલો વાળે તેવું છે. આ ગ્રંથ લગભગ ૬૦૦૦ શ્લોકપ્રમાણ છે.

### (૮) 'કુમારપાળચરિત'

'શબ્દાનુશાસન'ના આઠમા અધ્યાય પ્રાકૃતવિભાગનાં દૃષ્ટાંતો આપવા 'દ્વયાશ્રય' કાવ્યની પૂરવણીરૂપે કુમારપાળ ચરિત હેમચંદ્રાચાર્યે પ્રાકૃતમાં લખ્યું. એનાં એક બાજુ દૃષ્ટાંતો ચાલે છે અને સાથે સંસ્કૃત 'દ્વયાશ્રય'ના વીસમા સર્ગ પછીનું કુમારપાળચરિત્ર ચાલે છે. એના આઠ સર્ગો છે. પ્રથમના પાંચ સર્ગમાં અણહિલ્લપુર પાટણનું વર્ણન, રાજાનો વૈભવ, જિનેશ્વરનાં મંદિરોની ભવ્યતા, રાજા દર્શને જાય તેની સવારીનું વર્ણન, રાજાની ભવ્ય ઉદાર જિનપૂજા, ઉદ્યાનોની ભવ્યતા, રાજવૈભવ અને રૈયતના સુખનો ખ્યાલ આપવામાં આવ્યો છે. છઠ્ઠા સર્ગમાં મલ્લિકાર્જુન સાથે કુમારપાળનું યુદ્ધ વર્ણવ્યું છે અને સાતમા આઠમા સર્ગમાં શ્રુતદેવીનો ઉપદેશ અને રાજાના મુખમાં ગુણવર્ણન મૂક્યું છે. આ ગ્રંથ પણ ઐતિહાસિક છે. એના ઉપર પૂર્ણકળશગણીએ સુંદર ટીકા રચી છે અને શંકર પાંડુરંગ પરબે એને 'બોમ્બે સંસ્કૃત સીરિઝ'માં પ્રકટ

કરેલ છે. મુદ્રિત ગ્રંથના પૃ. ૨૯૮ થયાં છે. સદર ગ્રંથને છેડે આઠમો અધ્યાય ( શબ્દાનુશાસનનો ) પણ આપેલ છે.

ઇતિહાસ અને વ્યાકરણની નજરે આ ગ્રંથ પણ ઘણો ઉપયોગી છે. સંસ્કૃત ' દ્વયાશ્રય ' કદાચ સિદ્ધરાજ જયસિંહના વખતમાં ૧૫ સર્ગ સુધી લખાયેલ હોય. આ આખો ગ્રંથ તો કુમારપાળના સમયમાં લખાયો છે અને કુમારપાળના જૈનત્વસ્વીકારાદિ હકીકત ધ્યાનમાં લેતાં તેની કૃતિનો સમય સં. ૧૨૨૦ લગભગ ગણી શકાય. ગુજરાતના ઇતિહાસ લખનારે આ બન્ને ' દ્વયાશ્રયો 'નો ઉપયોગ સારી રીતે કર્યો છે અને તેમાં નોંધેલ બનાવને આધારભૂત તેઓએ ગણ્યા છે.

(૬) 'કાવ્યાનુશાસન'—'અલંકારચૂડામણિ'

શબ્દશાસ્ત્ર અને કોષનું કામ પૂરું કર્યા પછી શ્રી હેમચંદ્રાચાર્યે પોતાનું ધ્યાન કાવ્યના વિષય તરફ દોર્યું. કાવ્યની વ્યાખ્યા, રસો, ગુણ, અલંકાર, વિગેરે આખો વિજ્ઞાનનો વિષય છે. એના આઠ અધ્યાય બનાવ્યા છે. એમાં રસ, ભાવ, રસાભાસ અને ભાવાભાસ પર વિવેચન છે. એમાં કાવ્યના દોષો બતાવ્યા છે, કાવ્યના ગુણોમાં માધુર્ય, ઓજસ અને પ્રસાદ પર વિવેચન છે. છ પ્રકારના શબ્દાલંકાર પર વિવેચન છે. અનુપ્રાસ પર ચર્ચા છે. અલંકારોના ઓગત્રીશ વિભાગ પાડ્યા છે. નાયકનાયિકાના પ્રકાર અને ગુણો પર વિવેચન છે. આ કાવ્યનું સંપૂર્ણ વિવેચન આ ગ્રંથમાં છે. એ 'કાવ્યાનુશાસન' પર પોતે 'અલંકાર-ચૂડામણિ' નામની ટીકા લખી છે અને વિશેષ જાણકારને માટે વિસ્તૃત વિવેચન સાથે 'વિવેક' નામની ટીકા લખી છે. આ આખો ગ્રંથ સદર બન્ને ટીકાઓ સાથે શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે શ્રી મહાવીર જૈન વિદ્યાલય તરફથી છાપ્યો છે. એના પર વિસ્તારથી વિવેચન કર્યું છે. અને કાવ્ય–સાહિત્ય ગ્રંથમાં આ પુસ્તકનું સ્થાન શું છે તેનું નિદર્શન કર્યું છે.

કાવ્ય–સાહિત્યના વિષય પર આ ગ્રંથ સર્વદેશીય હોવા સાથે સંક્ષિપ્ત અને સ્પષ્ટ હોઈ વિદ્વાનોની પ્રશંસા પામ્યો છે. એમાં ૨૦૮ સૂત્રો છે. 'શબ્દાનુશાસન' પછી એ ગ્રંથકારે પોતે આ સાહિત્ય ગ્રંથ બનાવ્યો છે એમ ગ્રંથની શરૂઆતમાં જણાવી ગ્રંથનું કર્તૃત્વ સ્પષ્ટ કર્યું છે.

## (૧૦) 'છંદોનુશાસન'

'કાવ્યનુશાસન' પછી 'છંદોનુશાસન' રચ્યું. આ ગ્રંથ તે સંસ્કૃત. પ્રાકૃત ભાષાનું પિંગળ છે. એમાં આઠ અધ્યાયમાં ૭૬૩ સૂત્રો છે. સંજ્ઞા પ્રથમ અધ્યાયમાં બતાવી માત્રામેળના છંદો અને અક્ષરમેળના છંદો પર ખૂબ વિગતો આપી છે અને પ્રાકૃત તથા અપભ્રંશના વૃત્તો માટે તો એ એક જ ગ્રંથ છે. એના પર વિસ્તારથી ટીકા જાતે લખી છે. દૃષ્ટાંતોના શ્લોકો જાતે જ બનાવ્યા છે, એટલે કાવ્ય પર તેમનો કેટલો કાબૂ હતો તે જાણવા માટે આ ગ્રંથ દાખલાઓ પૂરા પાડે છે.

આ રીતે 'શબ્દાનુશાસન,' 'કાવ્યાનુશાસન,' 'છંદોનુશાસન' અને 'લિંગાનુશાસન' દ્વારા લક્ષણશાસ્ત્ર અને સાહિત્ય વિભાગના સર્વ વિષયો એક જ લેખકે પૂરા કર્યા છે. સાહિત્ય શબ્દ અહીં કાવ્યના વિજ્ઞાનમાં વાપરવામાં આવ્યો છે. એના વિશાળ અર્થમાં તો આખું ભાષાશાસ્ત્ર આવે. આપણે સાહિત્ય શબ્દ એ અર્થમાં આપણી પરિષદ સાથે વાપરીએ છીએ. સસ્કૃતમાં બન્ને અર્થ સુયોગ છતાં સાહિત્યનો પારિભાષિક અર્થ સંકુચિત પણ થાય છે. એ રીતે આ દશ ગ્રંથો દ્વારા લક્ષણ અને સાહિત્યનું આખું વિશાળ ક્ષેત્ર લેખક મહાત્માએ પરિપૂર્ણ ખેડી લીધું. પૂર્વકાળના ભાષાના વિજ્ઞાન અને કળામાં જે જે વિષયો આવે તે સર્વને આ રીતે તેઓએ અપનાવ્યા. અને આ રીતે તેઓની સાહિત્યસેવાનું પ્રથમ પ્રકરણ સં. ૧૨૦૮ આસપાસ પૂરું થયું.

## (૧૧) 'પ્રમાણમીમાંસા'

વ્યાકરણ, કોષ, કાવ્ય અને છંદનો વિષય પૂરો કરી આચાર્યશ્રીએ ન્યાયના વિષય તરફ પોતાનું ધ્યાન દોડાવ્યું. ન્યાય અને પ્રમાણના વિષય પર જૈનોએ ખૂબ ચર્ચા કરી છે. એમના નય, નિક્ષેપ અને પ્રમાણના વિચારો સ્પષ્ટ, સુગમ્ય અને વિદ્વાનોને વિચારમાં નાખી દે તેવા છે. એમનો સ્યાદ્વાદ–અનેકાંતવાદ તર્કની કોટિ પર રચાયલો છે આ વિષય પર આચાર્યે 'પ્રમાણ–મીમાંસા' રચી. એના પાંચ અધ્યાય બનાવ્યા. આ ગ્રંથ ઉપર પોતે જ ટીકા રચી. હાલ તો એના બીજા અધ્યાયના પ્રથમ આહ્નિક સુધીનો ભાગ લભ્ય થાય છે. આખું પુસ્તક જેસલમીરના ભંડારમાં છે એમ કહેવાય છે. એની શોધ થવાની

જરૂર છે. 'પ્રમાણમીમાંસા'નો ઉપલબ્ધ ભાગ જોતાં છએ દર્શનનું વિશિષ્ટ અને સ્પષ્ટ જ્ઞાન હેમચંદ્રાચાર્યને હતું એમ જણાઈ આવે છે. આ પુસ્તક લોકહિતની દૃષ્ટિએ રચાયલું છે એ ખાસ ધ્યાનમાં લેવા છે. વસ્તુતઃ હેમચંદ્રાચાર્યની સર્વ કૃતિઓ જનતાના હિત માટે લખાયલી હતી એના પુરાવા સર્વ ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે. એની જૈનો માટે સંકુચિત નજર નહોતી, કારણ કે એ લોકની અંદર જૈનોનો સમાવેશ થાય છે એમ સમજી શકતા હતા. અનાદિ વિદ્યાઓ સંક્ષેપ અથવા વિસ્તાર દ્વારા નવીન થાય છે એટલે કોઈ ગ્રંથ નવો બનતો નથી, પણ લેખકની આવડત પ્રમાણે નવું સ્વરૂપ અપાય છે એટલે મૌલિકતા કરતાં વ્યવસ્થાનો જ એમાં સવાલ રહે છે એમ ગ્રંથકાર પોતે આ ગ્રંથની શરૂઆતમાં જ જણાવી દે છે.

'નાટ્યદર્પણ'કાર લખે છે કેઃ—

> शब्द–प्रमाण–साहित्य–च्छन्दो–लक्ष्मविधायिनाम् ।
> श्रीहेमचन्द्रपादानां, प्रसादाय नमो नमः ॥

'અત્યાર સુધીમાં શબ્દ, પ્રમાણ, સાહિત્ય, છંદ અને કોષકારક તરીકે નામના મેળવનાર હેમચંદ્રસૂરિના પ્રસાદને અત્ર નમસ્કાર કરવામાં આવ્યો છે.'

### (૧૨) 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'

હવે આપણે પરમાર્હત કુમારપાળ મહારાજાના સમયમાં આવીએ છીએ. કુમારપાળ મહારાજાને ઉપદેશ આપવા અને તેની પ્રેરણાથી આ મોટું મહાભારત હેમચંદ્રાચાર્યે લખ્યું તેના દશ પર્વો છે. કુલ ૩૬૦૦૦ શ્લોક અનુષ્ટપ છંદમાં છે અને આખો કાવ્ય ગ્રંથ છે. એમાં ચોવીશ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ પ્રતિવાસુદેવ અને નવ બળદેવનાં મળી ત્રેસઠ પુરુષોનાં ચરિત્રો છે. એનો આદર્શ 'મહાભારત' તથા 'રામાયણ'નો છે. ગ્રંથકર્તા પોતે મહાન કોષકાર હોવાથી એણે ભાષા પરનું સ્વામિત્વ ખૂબ સારી રીતે આ ગ્રંથમાં બતાવ્યું છે. એમની લેખનપદ્ધતિ સરળ, સ્પષ્ટ અને હૃદયંગમ હોઈ વાંચતાં ખૂબ મજા આવે એવો આ ગ્રંથ છે. કાવ્યની દૃષ્ટિથી જે મૌલિક દાખલાઓ 'છંદોનુશાસન' અને 'કાવ્યનુશાસન'માં મૂકયા છે તે જોતાં અને આ ગ્રંથનું કાવ્યત્વ જોતાં લેખક મહાત્માની અજબ શકિત માટે માન થયા

વગર રહે તેમ નથી. કુમારપાળ મહારાજે જૈન ધર્મનો સ્વીકાર કર્યો હતો કે નહિ તે સંબંધમાં કોઈને જરા પણ શંકા હોય તો 'મહાવીર-ચરિત્ર'ના ભવિષ્યવાણીના શ્લોકો વાંચતાં ખુલાસો થઈ જાય તેમ છે. આ સંબંધનો વિગતવાર ખુલાસો 'દ્વયાશ્રય' કાવ્યમાં પણ આવે છે તે વિચારવા યોગ્ય છે. આ મહાન કાવ્યગ્રંથમાં શલાકાપુરુષોનાં ચરિત્રો ઉપરાંત પ્રાસંગિક ઘણાં ચરિત્રો આવે છે. એમાં પ્રથમ તીર્થંકર આદિનાથ–ઋષભદેવ, ચરમ તીર્થંકર મહાવીરસ્વામી અને રામ–લક્ષ્મણનાં ચરિત્રો ખૂબ વિસ્તારથી આપવામાં આવ્યા છે. આખો ગ્રંથ મનન કરવા યોગ્ય છે અને અનેક રીતે શિક્ષણીય છે. એનું પરિશીલન કરનાર કહે છે કે એ આખો ગ્રંથ સાદ્યંત વાંચવામાં આવે તો સંસ્કૃત ભાષાના આખા કોષનો અભ્યાસ થઈ જાય તેવી તેની ગોઠવણ છે. આખો મૂળ ગ્રંથ ૭ વિભાગમાં શ્રી જૈનધર્મપ્રચારક સભાએ મુદ્રિત કર્યો છે અને તેનું ગુજરાતી સરળ ભાષાંતર પણ તેજ સંસ્થાએ બહાર પાડેલ છે.

### ૬૩ 'પરિશિષ્ટપર્વ'

'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ની પુરવણી તરીકે શ્રી મહાવીરસ્વામી પછીના ૧૩ આચાર્યોનાં ચરિત્રો એમાં આપવામાં આવ્યાં છે. પ્રથમ ચાર સર્ગમાં (૧) જંબૂસ્વામી, પછીના સર્ગોમાં (૨) પ્રભવસ્વામી, (૩) શય્યંભવસ્વામી, (૪) યશોભદ્રસૂરિ, (૫) સંભૂતિવિજય (૬) ભદ્રબાહુસ્વામી, (૭) સ્થૂળભદ્ર, (૮) આર્યમહાગિરિ. (૯) આર્યસુહસ્તિ, (૧૦) આર્યસિંહગિરિ, (૧૧) વજ્રસ્વામી અને (૧૨) આર્યરક્ષિતસૂરિનાં ચરિત્રો આપ્યાં છે. આ પૂર્વના અભ્યાસીઓની જીવનરેખા વિસ્તારથી આપી શ્રી મહાવીરસ્વામી પછીનો ઇતિહાસ ૨૦૦ વર્ષ આગળ લઈ આવી ઈ. સ. પૂર્વે ત્રણ સૈકા સુધી લઈ આવેલ છે. આ ગ્રંથના કુલ ૩૪૫૦ શ્લોક અનુષ્ટુભ છે. ભાષા અને ઇતિહાસની નજરે એમાં અપૂર્વતા છે અને જંબૂસ્વામી તથા સ્થૂળભદ્રનાં ચરિત્રો ખાસ વાંચન મનન કરવા અનુકરણ કરવા યોગ્ય છે. એમાં પ્રસન્નચંદ્ર વિગેરેનાં રસિક અવાંતર ચરિત્રો પણ આપ્યાં છે. આ ગ્રંથને પ્રો. હરમન જેકોબીએ વિસ્તૃત પ્રસ્તાવના સાથે બેં. રો. એ. સોસાયટીમાં છપાવ્યો છે અને ત્યારપછી તેની આવૃત્તિ શ્રી. જૈ. ધ. પ્ર. સભાએ કરેલ છે

અને ગુજરાતીમાં ભાષાંતર પણ પ્રકટ કરેલ છે.

આ રીતે ઇતિહાસના વિષયમાં સારો પ્રકાશ પાડનાર ગ્રંથની રચના આચાર્યવર્યે કરી.

(૧૪) 'યોગશાસ્ત્ર'

કુમારપાળ રાજાના આગ્રહથી 'યોગશાસ્ત્ર'ની રચના હેમચંદ્રાચાર્યે કરી. આ ધાર્મિક ગ્રંથ છે. એમાં યોગની વ્યાખ્યા કરી એને મોક્ષનું કારણ જણાવ્યું છે. ગુણસ્થાનમાં ચઢતો જાય તેમ યોગમાં પ્રગતિ કરે એ નજરે એમણે—માર્ગાનુસારીપણાથી યોગની શરૂઆત કરી છે. એમાં શ્રાવક—જૈનના ગુણો વર્ણવ્યા છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનું સ્વરૂપ વિગતવાર બતાવ્યું છે અને પ્રથમના ચાર પ્રકાશ પર વિગતવાર ટીકા લખી છે. એમાં કથાઓ પણ ગોઠવી ગ્રંથને વ્યાખ્યેય બનાવ્યો છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર એ આત્મા છે એમ જણાવી આત્મિક ગુણોને ખૂબ બહલાવ્યા છે અને છેલ્લા પ્રકાશમાં સ્વાનુભવ બતાવી યોગના વિષયને પરાકાષ્ઠાએ મૂક્યો છે. આખો ગ્રંથ કુમારપાળ રાજાના આત્મશ્રેય માટે લખ્યો છે એમ ગ્રંથને છેડે જણાવી આશીર્વાદ આપ્યો છે. આ ગ્રંથ ખૂબ પ્રસિદ્ધ છે અને તેના પર અનેક જાતની ચર્ચાઓ થયેલ છે. એના બાર પ્રકાશ છે આખો ગ્રંથ આત્મિક પ્રગતિ માટે વાચવા-વિચારવા યોગ્ય છે. ગ્રંથનું પૂર (ટીકા સાથે) ૧૨૦૦૦ શ્લોક જેટલું છે અને મૂળ ગ્રંથ અનુષ્ટુભ છંદમાં રચવામાં આવ્યો છે.

ગ્રંથને છેડે લખે છે કે:—

श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थना-
दाचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ।

આ ગ્રંથ કુમારપાળ ચૌલુક્યની અભ્યર્થનાથી રચ્યો એ અહીં સ્પષ્ટ થાય છે.

(૧૫) 'વીતરાગ-સ્તોત્ર'

આ ગ્રંથ પણ કુમારપાળ રાજાના આગ્રહથી તેના હિત માટે રચવામાં આવ્યો છે. આમાં તીર્થંકર વીતરાગની સ્તુતિ છે.

એના ૨૦ સ્તવ-વિભાગ પાડવામાં આવ્યા છે તે આ પ્રમાણે છેઃ-(૧) પ્રસ્તાવના-સ્તવ, (૨) સહજાતિશયવર્ણન-સ્તવ, (૩) કર્મક્ષય-જાતિશયવર્ણન-સ્તવ, (૪) સુરકૃતાતિશયવર્ણન-પ્રકાશ, (૫) પ્રાતિહાર્યવર્ણન-સ્તવ, (૬) વિપક્ષનિરાસ-પ્રકાશ, (૭) જગકર્તૃત્વનિરાસ-પ્રકાશ, (૮) એકાંતપક્ષનિરાસ-સ્તવ, (૯) કલિપ્રશમ-સ્તવ, (૧૦) અદ્ભૂત-સ્તવ, (૧૧) અચિંત્યમહિમ-સ્તવ, (૧૨) વૈરાગ્ય-સ્તવ, (૧૩) વિરોધનિરાસ-સ્તવ, (૧૪) યોગશુદ્ધિ-સ્તવ, (૧૫) ભક્તિ-સ્તવ, (૧૬) આત્મગર્હા-સ્તવ, (૧૭) શરણ-સ્તવ, (૧૮) કઠોર-સ્તવ, (૧૯) આજ્ઞા-સ્તવ અને (૨૦) આશીઃસ્તવ. આ ગ્રંથના ૧૮૬ અનુષ્ટુભ શ્લોકો છે. ભાષા અતિ મધુર અને યાદ રહી જાય તેવી છે. એના પર અન્ય લેખકોએ સંસ્કૃત ટીકા કરી છે. ગ્રંથ મુદ્રિત છે. ખાસ વાંચવા યોગ્ય છે.

### (૧૬) 'બે બત્રીશીઓ'

(૧) 'અયોગવ્યવચ્છેદિકા' (૨) 'અન્યયોગવ્યવચ્છેદિકા.' આ બત્રીશીઓ વિવિધ છંદમાં છે. બન્નેના નામ પ્રમાણે બત્રીશ શ્લોકો છે. પ્રથમ બત્રીશીમાં જૈન ધર્મ ખોટો છે એમ કહેનારની વાતને ગ્રંથકર્તા જૂઠી પાડે છે અને બીજી બત્રીશીમાં અન્ય દર્શનકારો પોતાના મત સત્ય છે એમ કહે છે એ વાત પર ચર્ચા કરી એના જૈન તરીકે જવાબ આપે છે. આ બીજી બત્રીશી પર મલ્લિષેણે 'સ્યાદ્વાદમંજરી' નામની ૩૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા લખી છે, જે 'બોંબે સંસ્કૃત સીરિઝ'માં (નં. ૮૩) પ્રો. આનંદશંકર બા. ધ્રુવે વિસ્તૃત ઉપોદ્ઘાત અને ટિપ્પણી સાથે બહાર પાડી છે. બત્રીશ શ્લોકમાં સર્વ દર્શનને તપાસી લેવાં અને તેમાં એક અક્ષર પણ બીનજરૂરી કે વગર અર્થનો આવવા ન દેવો એમાં ગ્રંથકારનો ભાષા પર કાબૂ, દર્શનોનો અભ્યાસ અને સંસ્કારસ્વામીત્વ દાખવે છે. 'સ્યાદ્વાદમંજરી' ન્યાયનો અદ્ભુત ગ્રંથ ગણાય છે અને એનુ માન હેમચંદ્રાચાર્યને યોગ્ય શબ્દોમાં ટીકાકાર આપે છે.

## પ્રકીર્ણ

### 'સપ્તસંધાન કાવ્ય'

આ નામનું કાવ્ય શ્રી હેમચંદ્રાચાર્યે બનાવ્યું છે એવો ઉલ્લેખ મળે છે. ગ્રંથ પ્રાપ્ત થતો નથી.

'દ્વિજવદનચપેટા'

લાલબાગના ભંડારમાં એની પ્રતિ છે. મારા જોવામાં એ ગ્રંથ આવ્યો નથી.

'અર્હન્નીતિ'

આ ગ્રંથ વારસામાં-દત્તકાદિ ધર્મશાસ્ત્ર ગ્રંથ છે. એનું કર્તૃત્વ નિર્ણીત નથી, તે પર કેટલીક ચર્ચા છે. તે પ્રસંગે હાથ ધરવામાં આવશે. આ ઉપરાંત 'મહાદેવસ્તોત્ર', 'અલંકારવૃત્તિ-વિવેક' અને 'અર્હત્સહસ્રનામસમુચ્ચય', વિગેરે સ્તુતિ ગ્રંથો અને 'વાદાનુશાસન' નામનો યોગ ગ્રંથ તેમના નામ પર આવે છે. તે પર હજુ વિશેષ શોધખોળને સ્થાન છે.

# ગૂજરાતનો સોલંકી યુગ

: લેખક :

પ્રો. કેશવલાલ હિં. કામદાર

**શ્રી હેમચંદ્રાચાર્યના** સારસ્વત ઉત્સવ વખતે તેમણે પોષેલા ગૂજરાતના કીર્તિયુગનાં કેટલાંક લક્ષણોને ગૂજરાતની સંસ્કૃતિના દરેક અભ્યાસીએ સ્પષ્ટ કરવા જોઈએ. એ સોલંકીઓનો યુગ હતો. ગૂજરાતની સંસ્કૃતિના ઇતિહાસનો એ સુવર્ણયુગ હતો. આપણી સંસ્કૃતિનો એક આકાર તે વખતે થયો. તે યુગનું ગૂજરાત આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધ થયું. તે યુગના ગૂજરાતે એશિઆમાં નામના મેળવી. આપણા એકરાષ્ટ્રની સંસ્કૃતિને ભારતવર્ષે તે વખતે કબૂલ કરી. તે યુગના ગૂજરાતીઓએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર, એ વર્ણાશ્રમધર્મ જીવી જાણ્યો. એ યુગના આચાર્યને આનર્ત, લાટદેશ, કચ્છદેશ અને સુરાષ્ટ્ર વધાવી લીધા. જે કાર્ય વલભી રાજ્ય કરી શક્યું નહોતું, જે કાર્ય સોલંકીયુગ પછી આવેલા રાજ્યકર્તાઓ, મુસ્લિમો, મરાઠાઓ અને ઈંગ્રેજો કરી શકયા નહીં તે કાર્ય સોલંકી રાજવંશે અને તેના અમાત્યોએ કરી બતાવ્યું.

એવો કીર્તિયુગ, એવો જ્વલંત એકરાષ્ટ્રભાવ ભારતવર્ષમાં બીજા પ્રદેશે દર્શાવ્યો નહીં હોય—મગધ અને બંગ, એ બે અપવાદો સિવાય. મગધ મૌર્ય અને ગુપ્તમાં એકરાષ્ટ્ર બન્યું હતું. પણ મગધ-સંસ્કૃતિ ભારતસંસ્કૃતિ બની ગઈ. અને મગધની એકરાષ્ટ્રતા ભારતમાં લીન થઈ ગઈ. મધ્યદેશમાં કોઈવાર સોલંકીયુગના જેવો યુગ થયો નથી. કાશ્મીરમાં એકવાર એવો યુગ આવેલો. પણ મુસ્લિમ અમલથી તે દેશ તે યુગની સંસ્કૃતિથી વંચિત થઈ ગયો છે, જ્યારે

ગૂજરાતની સોલંકી સંસ્કૃતિ હજુ કાયમ છે. આપણી સોલંકી સંસ્કૃતિ વગર આપણે આપણી વર્તમાન સંસ્કૃતિ સમજી શકીએ નહીં. રાજસ્થાનના રાજ્યસમૂહોમાં એવો એકરાષ્ટ્રભાવ કદી આવ્યો નથી. માલવ રાજ્ય તો ભારતના ઇતિહાસના ધોરી માર્ગો ઉપર એક આરામ-સ્થાનરૂપે રહ્યું છે. પાંડ્ય, કેરલ અને ચોલ રાજ્યો એકરાષ્ટ્ર કરતાં સમૂહરાષ્ટ્રો હતાં. અને તેમની તથા વિજયનગર રાજ્યની સંસ્કૃતિ દ્રવિડ, મલય, કાનડી અને કોઈ વાર તેલુગુ હતી. યદુવંશી, ભોંસલેશાહી તથા પેશવાઈનો મહારાષ્ટ્ર ચોક્કસ એકરાષ્ટ્ર દેશ હતો. પણ તે રાષ્ટ્રના જીવનમાં સોલંકીયુગની કળા નહોતી, તેમાં સોલંકી યુગનો વિદ્યાવિસ્તાર નહોતો, તેના રાજવંશોમાં સોલંકીઓની સતત ઉચ્ચ અભિલાષાઓ નહોતી, તેમાં સોલંકીઓનો સર્વધર્મસંસ્કાર નહોતો, તેમાં સોલંકીઓનું ભારતવર્ષીય અભિમાન કે સંમાન નહોતું. ટૂંકમાં, સોલંકીયુગનું ગૂર્જરરાષ્ટ્ર અનોખું હતું. નીચે તે અનોખી વાતો વધારે સ્પષ્ટ થશે.

સોલંકીયુગમાં ગૂજરાતની રાજ્યકીય સરહદો નક્કી થઈ. વલભી રાજાઓએ તેમને નક્કી કરવા ઘણા પ્રયત્નો કર્યા હતા. પણ તેમની રાજધાની વલભી સુરાષ્ટ્રના ખૂણામાં આવેલી હોઈ તેઓ તે કામ કરી શક્યા નહીં. તેમના નાશ પછી સુરાષ્ટ્રમંડળ, ઓખામંડળ, સારસ્વત-મંડળ, લાટમંડળ, વગેરે ગૂજરાતના વિભાગો થઈ ગયા અને આનર્ત, લાટ, સુરાષ્ટ્ર કચ્છ, અપરાંત, એવા જૂના ભાગો પાછા પડી ગયા. ચાવડાઓ, સન્ધવો અને ચૂડાસમાઓ સોલંકીઓ જેવા ભડ નહોતા. તેમની બુદ્ધિ અગાધ નહોતી. તેમને બહુ સમર્થ અમાત્યોની કે વેપારીઓની મદદ નહોતી. તેથી તેઓ ગૂજરાતને એકરાષ્ટ્રભાવ આપી શક્યા નહીં. તેમનું લક્ષ લાટ, માલવ, સિન્ધુદેશ કે અપરાંત તરફ ગયું નહીં અને તેમનું ક્ષાત્ર તેજ સ્થાનિક, સંકુચિત અને પરસ્પર કલહવાળું રહ્યું. ભરુચના ગૂર્જરવંશ તરફથી ધર્મસંસ્થાપનાની દિશામાં સારો પ્રયત્ન થયો હોય એવું તેમનાં દાનપત્રોથી જણાય છે. પણ તે વંશ સ્થાનિક રહ્યો, પરદેશી રહ્યો, અને સારસ્વતમંડળને અને સુરાષ્ટ્રને મેળવી શકયો નહીં. ગૂજરાતના રાષ્ટ્રકૂટો પરદેશીઓ થઈને રહ્યા; જો કે તે સંબંધ ઘણાં વરસો સુધી રહ્યો હતો. માત્ર પાટણના સોલંકીઓએ ગૂર્જરરાષ્ટ્રની સરહદો ચોક્કસ કરી, ગૂર્જર પ્રજાઓને

એકચક્રી રાજ્ય આપ્યું, તેમને એકજાતીય સંસ્કૃતિ આપી, અને ઉત્તરે અંબામાત, દક્ષિણે કુંતલેશ્વર મહાદેવ, પૂર્વે પાવાગઢ, પશ્ચિમે સમુદ્ર, એ નર્મદની "જય જય ગરવી ગૂજરાત" કવિતાની આગાહી સૂચવી. ગૂજરાતના સુલતાનોએ એ સરહદોને સ્વીકારી અને અત્યારે તે સરહદો ભૂગોળ માટે માત્ર નહીં પણ સંસ્કૃતિ માટે પણ યોગ્ય ગણાય છે.

સોલંકીઓ ગૂજરાતમાં પરદેશીઓ તરીકે આવ્યા. પણ તેઓ મૂળરાજના વખતથી ગૂજરાતી થઈ ગયા. તેમના યુગમાં આપણા સમાજની નવીન રચના થઈ; જે રચના હજુ ચાલે છે. ગૂર્જરો અને સોલંકીઓ પંજાબમાં, મધ્યદેશમાં, રાજસ્થાનમાં અને મહારાષ્ટ્રમાં પણ હતા અને હાલ છે. તેઓ પ્રથમ નાતજાત કે ગોત્ર વગરના હશે, કારણ કે અત્યારે તે અવટંકો બ્રાહ્મણ સિવાય બધા હિન્દુઓમાં જોવામાં આવે છે. બ્રાહ્મણોએ એ લોકોને આર્ય સંસ્કૃતિના બ્રાહ્મણેતર ત્રણ વર્ણોના સંસ્કારો આપ્યા અને કોઈને ક્ષાત્ર ધર્મમાં લીધા, કોઈને વૈશ્ય ધર્મમાં રોકયા, તો કોઈને શૂદ્રધર્મમાં રાખ્યા. ગૂજરાતના સોલંકીઓ ગૂજરાતી થયા અને તેમના ક્ષાત્રવૈશ્ય સમાજે ગૂજરાતને ક્ષાત્ર તેજ, વૈશ્ય કળા અને સમૃદ્ધિ આપ્યાં. આનર્ત, લાટ, સુરાષ્ટ્ર, તેમના વખતમાં ગૂર્જરરાષ્ટ્રનું નામ ધારતાં થયાં.

એ સોલંકી રાજવંશે બહારથી અનેક સમાજોને ગૂજરાતમાં વસાવ્યા અને તેમણે તે સમાજોને પણ ગૂજરાતી બનાવ્યા. સોલંકી-યુગમાં શ્રીમાળના લોકો મોટી મોટી સંખ્યામાં ગૂજરાતમાં ઊતરી પડયા, જો કે તે અગાઉ પણ શ્રીમાળીઓએ ગૂજરાતને અવતરણ-ભૂમિ બનાવી હતી તો ખરી, પણ તેમનું એ અવતરણ સોલંકીયુગમાં પરિપૂર્ણ થયું. એ શ્રીમાળી બ્રાહ્મણો અને વણિકો ગૂજરાત કચ્છ કાઠિયાવાડમાં ફરી વળ્યા. અને તેમણે તે ભૂમિમાં પોતાના ધર્મો અને વેપાર વસાવ્યા. શ્રીમાળીઓ સાથે જ ઓસવાળો, અને પોરવાડો, અહીં ઊતરી પડયા; તેમણે તેમના ગૂર્જરરાષ્ટ્રની સંસ્કૃતિને પોતાના નવા વતનમાં વસાવી અને તે વતનને ગૂર્જરરાષ્ટ્રનું નવીન અભિધાન અપાવ્યું. એ લોકો વિદ્વાનો હતા, સરદારો હતા, વેપારીઓ હતા, અધિકારીઓ હતા. જે જે પ્રવૃત્તિમાં તેઓ પડયા તે દરેકમાં તેમણે ખ્યાતિ મેળવી. એવો જ વિસ્તાર આ યુગમાં ઔદિચ્ય બ્રાહ્મણોએ

અને નાગરોએ કર્યો. મૂળરાજે તથા સિદ્ધરાજે ઔદિચ્ય બ્રાહ્મણોનાં સિહોર મુકામે સંસ્થાનો વસાવ્યાં. નાગર બ્રાહ્મણોના સંસ્થાન વડનગરની હેમચંદ્રે 'દ્વયાશ્રય'માં અનન્ય પ્રશંસા કરી છે: આપણી બીજી નાતજાતો સોલંકીયુગમાં જામી. એ નાતજાતોએ આપણે ત્યાં પ્રાદેશિક, ગ્રામિક અને નાગરિક નામો ધાર્યાં તે સોલંકી યુગમાં. મોઢેરાના બ્રાહ્મણો અને વણિકો મોઢ બ્રાહ્મણો, મોઢ વાણિઆઓ થયા; વાયડ ગામના વણિકો વાયડા વાણિઆઓ થયા; ઝાલોરના વણિકો ઝાલોરા કહેવાયા; ડીસાના વણિકો ડિસાવાળ કહેવાયા; ખેડાના બ્રાહ્મણો ખેડાવાળ કહેવાયા; ખડાયતના લોકો ખડાયતા વણિકો કહેવાયા. વડનગરના બ્રાહ્મણો વડનગરા નાગર કહેવાયા. વિશનગરના બ્રાહ્મણો વિશનગરા નાગર કહેવાયા. સોલંકી રાજવંશે આ દ્વિજોત્તમોનો રાજ્યમાં સંસ્થાનો અને બ્રહ્મપુરીઓનો વાસ કરાવ્યો, તેમને મંદિરોનો કારભાર સોંપ્યો, તેમના નિર્વાહ માટે તેમને ગામો આપ્યાં અને તેમની પાસે વિદ્યાનું પઠન-પાઠન કરાવ્યું. એ બ્રાહ્મણોએ ગૂર્જરરાષ્ટ્રમાં પાશુપત, કૌમાર અને શાક્ત સંપ્રદાયો ફેલાવ્યા અને ગૂજરાતને નવીન સંસ્કૃતિમાં મૂક્યો.

સોલંકી વંશનો રાજપૂતવિસ્તાર ખાસ ધ્યાનમાં લેવા જોગ છે. ગૂજરાતનો સોલંકીવંશ ભારતવર્ષનો મુખ્ય રાજવંશ બન્યો. જે ચાલુક્યો પૂર્વે દક્ષિણનિવાસી હતા તે ચાલુક્યો હવે ઉત્તરાપથના રાજ્યભોક્તાઓ થયા. તેમણે રાજસ્થાનોના મોટા મોટા રાજવંશો સાથે સંબંધો બાંધ્યા. મધ્યદેશના રાજવંશોનો હ્રાસ થતાં તેમનાં ઘણાં કુટુંબો સોલંકી રાજ્યમાં વસવા આવ્યાં. સોલંકી રાજવીઓએ તેમને ગૂજ-રાતનાં લશ્કરો સોંપ્યાં. સુરાષ્ટ્ર અને ગૂજરાતના ચાવડાઓ, ચૂડાસમાઓ અને ગોહેલો હવે વાઘેલાઓ, સિસોદીઆઓ, ચૌહાણો, પરમારો, વગેરે રજપૂત કુટુંબોના સહભાગી થયા. એમણે આપણા જૂના રાજ-વંશોને દાબી દીધા. તેમણે ગૂજરાતમાં ઠાકરડાઓને અને ભિલ્લોને દાબમાં રાખ્યા અને સુરાષ્ટ્રમાં કાઠીઓને, મહેર લોકોને અને આહિરોને કબજે કર્યા. મુસ્લિમ સુલતાનોએ તેમને વતનો આપી કાયમ રાખ્યા અને મોગલોએ, મરાઠાઓએ અને ઇંગ્રેજોએ તેમને કબૂલ્યા. તેથી ગૂર્જરરાષ્ટ્રની રાજપૂતાઈ સ્થાનિક બની, ઈર્ષ્યાળુ થઈ, કલહપ્રેમી રહી અને સ્વતંત્રતાની હિમાયતી થઈ. તે રજપૂતાઈને જૈનોએ અને વૈષ્ણવોએ કબજે રાખી અને તેની સત્તાને નિયમમાં રાખી. તે

રજપુતાઈમાં સોલંકી યુગના ઉદાત્ત સંસ્કારો રહ્યા નહીં. આ રાજપૂત વિસ્તારમાં જાડેજાઓ સોલંકીયુગ પછી પ્રસિદ્ધ થયા.

સોલંકીયુગમાં અરબોએ અને તુર્કોએ આપણે ત્યાં વસવાટ કર્યો. ગૂજરાતનો અરબ વસવાટ વલભી રાજ્ય જેટલો જૂનો હતો. સુરાષ્ટ્રના અને ગૂજરાતના કાંઠાઓ ઉપર અરબો વેપાર માટે અને રાજ્યસત્તા માટે વસ્યા હતા અને પાટણ, ભરુચ, ખંભાત, દીવ, પ્રભાસ, વગેરે બંદરોમાં તેઓ પોતાના ખાસ મહોલ્લાઓમાં રહેતા હતા, જ્યાં તેમને ઇસ્લામ વિના હરકતે પાળવા દેવામાં આવતો હતો. અરબો પછી ગુજરાતમાં તુર્કો આવ્યા અને રેવતીકુંડ વગેરેના શિલાલેખો ઉપરથી જણાય છે તેમ તેમણે ગૂજરાતના રાજ્ય સાથે હરીફાઈ કરવા માંડી. 'દ્વયાશ્રય'માં સિદ્ધરાજ જ્યારે રૈવતક ઉપર જાય છે ત્યારે કોઈ તુર્ક કે અરબ દૂત તેને મળવા આવે છે એવી હકીકત આવે છે. સોલંકીયુગમાં સિદ્ધરાજે બર્બરલોકોને પોતાના લશ્કરમાં રાખ્યા હતા. બધાં દાનપત્રોમાં સિદ્ધરાજને 'બર્બરકજિષ્ણુ' તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. બર્બર સિદ્ધક્ષેત્ર પાસે ઘણો બળવાન્ સરદાર હતો, એ ઉપરથી જણાય છે કે જેમ મહાદજી શિંદેએ મોં. પેરોને અને દ. બોઈનને જમનાગંગાના દોઆબની જમીન આપી લશ્કરોની સરદારી આપી હતી, જેમ નિઝામ સરકારે બુસિને અને રેમોંદને જમીન આપી લશ્કરો સોંપી દીધાં હતાં તેમ સોલંકી કરણરાજે બર્બરને જમીન આપી લશ્કરમાં રાખી લીધો હશે. બર્બર સરદાર કુશળ નાવિક હતો, કારણ કે હેમચંદ્ર તેને નાગજનને સમુદ્રપાર લઈ જવામાં સાધનભૂત બનાવે છે.

સોલંકીયુગમાં આરબ, તુર્ક, ને બર્બરનો વસવાટ થયો, તો તે જ યુગમાં પારસીવસવાટનો વિસ્તાર ગૂજરાતમાં થયો તે ખાસ યાદ રાખવાની જરૂર છે.

ગૂજરાતના પાટીદારો કડવા અને લેઉવા, સોલંકીયુગમાં ગૂજરાતમાં આવ્યા હતા એમ માનવામાં આવે છે. કણબી શબ્દ કાનડી ભાષાનો છે, જ્યારે પાટીદાર શબ્દનો પ્રથમ પ્રયોગ ઉત્તરદેશીય છે. એ પાટીદારો કૃષિકારો હતા. તેથી તેઓ સ્થાનિક કૃષિકારો સાથે ભળી ગયા. અને તેમણે પરસ્પર સંસ્કૃતિ દીધી લીધી. એમનાથી ગૂજરાતની

ખેતી આબાદ થઈ, અને ગૂજરાતની ઢોરઉછેર સુધરી; જો કે સુરાષ્ટ્રનાં બહુ દૂધઘી આપતાં, ગાય, ભેંસ, બકરાંની નોંધ હેમચંદ્ર વારંવાર 'દ્વયાશ્રય'માં કરે છે.

આવી રીતે સોલંકીયુગ અત્યારના ગૂજરાતની પ્રજાઓનો ઉદ્‌ભવકાળ અને વિકાસકાળ હતો.

ગૂજરાતના સોલંકીયુગના વિચારમાં જૈનો અને બ્રાહ્મણો બંને આવવા જોઈએ, માત્ર જૈનો નહીં, કે માત્ર બ્રાહ્મણો પણ નહીં. એ વેળા જૈનો અહીં લઘુમતિએ હતા, જેમ અત્યારે છે તેમ; છતાં તેઓ પૈસે ટકે અને લાગવગે ગૂજરાતમાં મુખ્ય હતા. કુમુદચંદ્ર દિગંબરીના પરાજયની શરતોથી એમ જણાય છે કે તે વખતના જૈન જગતમાં દિગંબરો સારી સંખ્યામાં હશે. તે પરાજય પછી શ્વેતાંબરો ગૂજરાતમાં મુખ્ય થયા. પૂર્વે, જૈનોએ ગૂજરાતમાં બૌદ્ધોનો પરાજય કર્યો હતો, જે વલભી સાણાનો ડુંગર, તળાજા, જૂનાગઢ, તારંગા, વગેરે જોતાં સિદ્ધ થાય છે. સોલંકીયુગમાં સૂર્યપૂજા ખાસ પ્રચલિત હતી, જે ઉત્તર ગૂજરાતમાં, ઓખામંડળમાં અને સુરાષ્ટ્રમાં મળતા અવશેષો ઉપરથી જણાઈ આવે છે. સોલંકીયુગમાં ગૂજરાતમાં પાશુપત, કૌમાર, અને શાક્ત સંપ્રદાયો જોરમાં આવ્યા. પણ જૈનોએ તેમને નિયમમાં રાખ્યા અને તેમના કુરિવાજોથી સામાન્યતઃ સમાજને દૂર રાખ્યો. જૈનોએ સોલંકીયુગમાં પોતાના સાહિત્યનું સર્વાંગ એકીકરણ અને સંસ્કરણ કર્યું. તેમણે ક્ષત્રિયોને, મેરલોકોને, કાઠીઓને, મુસ્લિમોને અને બર્બરોને કોમળ સ્વભાવના બનાવ્યા. તેમણે રાજદરબારો સાથે સંબંધ કેળવ્યો. તેમણે ચૈત્યોના કારભારને સુધાર્યો અને સ્થાનિક કળાને સંપૂર્ણ બનાવી, ગુર્જર-રાષ્ટ્રીય બનાવી. "કુમારવિહારશતક" વાંચતાં એ કળાની પરિપૂર્ણતા તરત જણાઈ આવે છે. જૈનોએ સંસ્કૃત અને પ્રાકૃત અભ્યાસ કેળવ્યો. સોલંકીયુગમાં ગૂજરાતી ભાષાનો ઊગમ થયો, જે 'દેશીનામમાળા'માં પ્રકટ થાય છે. મંદિરો કરી, પૂજાપાઠ કરાવી, સંઘો કાઢી, દેશાવર જઈ, જૈનોએ ગૂજરાતમાં એકરાષ્ટ્રભાવ કેળવ્યો. તેમણે વેપાર હાથ કરી ગૂજરાતને દેશાવરમાં પ્રસિદ્ધ કર્યો. ગૂજરાતના બ્રાહ્મણ, ક્ષાત્ર, અને વૈશ્ય સંસ્કારોના વિસ્તારમાં જૈનો

પ્રમુખ હતા. ક્ષાત્ર સંસ્કારનો હ્રાસ કરવામાં ગૂજરાતના જૈનો જવાબદાર હતા તે "કરણઘેલા"નું કે "વનરાજ ચાવડા"નું મંતવ્ય અત્યારે કોઈ કબૂલ કરશે નહીં. જૈનોએ તો ઊલટું ગૂર્જરરાષ્ટ્રના ઝંડાને માળવામાં, મેવાડમાં અને કોંકણમાં ફરકાવ્યો હતો. એ જૈનોએ સોલંકીયુગ માટે ઇતિહાસો, કાવ્યો, વ્યાકરણો, નાટકો, પ્રબંધો, વગેરે લખ્યાં હતાં.

સોલંકીયુગમાં ગૂજરાતે વૈદિક સંસ્કારનો વિકાસ અનુભવ્યો. સોલંકી-જનતા બહુશ્રુત હતી. સોલંકીવંશે મોઢેરા, પાટણ, સિદ્ધપુર, સિહોર, કરણાવતી, ડભોઈ, પ્રભાસ, જૂનાગઢ, ભરુચ, વડનગર, ખંભાત, વગેરે સ્થળોએ બ્રહ્મપુરીઓ અને બ્રાહ્મણ સંસ્થાનો વસાવ્યાં. દરેક બ્રહ્મપુરી નાનું વિદ્યાપીઠ હતી. એ બ્રહ્મપુરીમાં વેદ, બ્રાહ્મણ, આરણ્યક, સ્મૃતિ, ઉપનિષદ, વૈદ્યક, વગેરેનો અભ્યાસ થતો હતો. એ બ્રહ્મપુરીઓમાં સોલંકી ગૂર્જરરાષ્ટ્રનાં પ્રશસ્તિઓ અને પ્રબંધો લખાતાં, વેદમંત્રોની ઘોષણાઓ થતી, વેદાંત ચર્ચાતું. ત્યાં ગૂર્જરરાષ્ટ્રની પવિત્ર નદીઓ, સરસ્વતી, રેવા, તાપી એમનાં પુરાણો લખાયાં; ત્યાં ગૂર્જરરાષ્ટ્રનાં નંદનવન સમાં તીર્થક્ષેત્રોની કથાઓ લખાઈ; ત્યાં ગૂર્જરરાષ્ટ્રની નાતોનાં જયભારતો લખાયાં; ત્યાં ગૂર્જરરાષ્ટ્રના રૈવતકાચળનું માહાત્મ્ય લખાયું, ત્યાં દ્વારિકાનો વૃત્તાંત લખાયો, ત્યાં સમસ્ત હિંદયાત્રિકોની કૃષ્ણની પુણ્યભૂમિની યાત્રાઓને સફળ કરાવવા કર્મકાંડનો અભ્યાસ થયો. એ બ્રહ્મપુરીઓના દ્વિજોત્તમો શિલ્પના, સ્થાપત્યના, અને વાસ્તુશાસ્ત્રના ગ્રંથો પ્રમાણે વાવ કૂવા સરોવર તળાવો અને મંદિરો ઉપસ્થિત કરવામાં સલાટોને બોધ કરતા હતા. જૈનો તેમનો લાભ લેતા હતા. તે બોધના અવશેષો આપણને હજુ મોઢેરા, સિદ્ધપુર, વડનગર, સોમનાથ, વગેરે સ્થળોએ મળે છે.

ગૂજરાતનું શિલ્પવિધાન, મૂર્તિવિધાન, વગેરે આ યુગમાં પરાકાષ્ટાએ પહોંચ્યાં. એ વિધાનો શાસ્ત્રોકત નિયમો પ્રમાણે કરવામાં આવતાં હતાં તેથી તેમાં પરિપૂર્ણતા આવી શકી હતી. એ વિધાન સોલંકીઓએ ગમે ત્યાંથી આપણે ત્યાં આણ્યું હોય, દક્ષિણથી, ઉત્તરથી કે ઓરિસાથી પણ તેની પૂર્ણતા વિષે બે મત હોઈ શકે નહીં. તે વિધાન આપણે લાકડા ઉપર પરિપૂર્ણતાએ ઉતાર્યું તે આ

યુગમાં. એ વિધાનની રંગસામગ્રી પણ પરિપૂર્ણ હતી. કળાકૌશલ્ય પરિપૂર્ણ થતાં પૂજાવિધિમાં પણ નવીનતા, કોમળતા, કળા, વગેરે આવ્યાં. ગૂજરાતનાં ઉદ્યાનો તે વખતે જાણીતાં થયાં.

આ મૂર્તિવિધાન સોલંકીયુગ પછી આપણે ત્યાંથી મુસ્લિમ અસહિષ્ણુતાથી જતું રહ્યું, જે હજુ આપણે પાછું વસાવી શક્યા નથી. કાંઈક અંશે આપણે તે વિધાનને કાગળ ઉપર મૂકવા પ્રયાસ કર્યો, જો કે તેમાં આપણને બહુ સફળતા મળી શકી નહીં.

આવો આપણો સોલંકીયુગ હતો. તે યુગના રાજત્વને જૈનોએ અને બ્રાહ્મણોએ અતિ સંસ્કારી બનાવ્યું હતું. એ યુગના ત્રણ મોટા રાજવીઓએ હિંસા ખાતર ક્ષાત્ર તેજથી હિંસાને પોષી નહોતી, બ્રાહ્મણ-શાહિતથઃ દંભ સેવ્યો નહોતો, અને વૈશ્યસંપત્તિથી અભિમાન કે લોભ ધાર્યાં નહોતાં. તેમના સંસ્કારને હેમચંદ્ર જેવા સૂરીશ્વરે ઘડયો હતો, તેમની લોકસંગ્રહની બુદ્ધિને પ્રભાસપાટણના મુખ્ય નાગરિક ગંડભાવ-મિશ્રે જગાવી હતી, તેમની કળાપ્રિયતાને મોઢેરા, વડનગર, શિહોર ને ડભોઈની બ્રહ્મપુરીઓએ પોષી હતી, તેમના કુબેરભંડારોને જૈન-જૈનેતર ખંભાત, દિવ, ભરુચ, ને પ્રભાસપાટણના વેપારીઓએ અને ગૂજરાત–સુરાષ્ટ્રના પાટીદારઆહિરોએ ભર્યા હતા, એમણે મુસ્લિ-મોને અનેકવાર હંફાવ્યા હતા.

એ સોલંકીઓ પછી થએલા વાઘેલાઓએ તે નીતિ ચાલુ રાખી હતી. છેલ્લા કરણ વાઘેલાના વખતમાં તેમની રાજ્યશ્રીનો નાશ થયો; તેને પાછી લાવવા સુલતાનોએ ઘણો પ્રપંચ કર્યો; અને તેમાં તેઓ ફાવ્યા પણ ખરા. પણ તેઓ ધર્મે સમભાવી નહોતા. તેથી તેમને ગૂર્જરપ્રજાનો જોઈએ તેવો સહકાર મળ્યો નહીં. તેમના પછી આવ્યા મોગલો. તેમણે ગૂજરાતની આબાદી વધારી, પણ ગૂજરાતની આઝાદીને ભોગે : ગૂજરાત તેમના સમયમાં મોગલાઈનો પ્રાંત હતો. અને અમદાવાદ રાજનગર નહીં, સૂબાનું ધામ હતું. તે પછી થયો મરાઠી અમલ, જ્યારે સોલંકીયુગની થોડીએક અને તે પણ ઝાંખી ઝાંખી કેટલીક પુરાતન વિશિષ્ટતાઓ ફરી અનુભવમાં આવી. મરાઠી અમલમાં જૈનો નબળા થઈ ગયા હતા. પણ તે વખતે ચાંદોદ, કરનાળી, સિદ્ધપુર, બેચરાજી, પ્રભાસપાટણ, વગેરે સ્થળોએ ફરી વેદવિદ્યાનાં પઠનપાઠન થવા માંડયા. ઈંગ્રેજી અમલમાં ગૂજરાતમાં

એકરાષ્ટ્રની નવીન સંસ્થાઓ દાખલ થઈ અને તેના ઉત્તરાર્ધમાં મહારાજા સયાજીરાવ ગાયકવાડે ગૂજરાતની અસ્મિતાનો ઉદ્ધાર કર્યો. હવે આવે છે સ્વરાજ્યનો યુગ. તે યુગમાં વળી નવો સોલંકીયુગ પ્રવર્તે, નવા સંસ્કરણ પામેલી ગુર્જરરાષ્ટ્રીય સંસ્કૃતિ શહેરે શહેરે. ગામડે ગામડે ફેલાય, અને હેમચંદ્રાચાર્યના પુણ્ય-ક્ષેત્રની આબાદી દિનપ્રતિદિન વધે, અને તે આબાદીમાં, તે આઝાદીમાં હેમચંદ્રસૂરીશ્વર, વસ્તુપાળ, તેજપાળ, સોમેશ્વર, મૂળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, વગેરે આત્માઓની વિભૂતિઓ સંક્રાંત થાય.

# આચાર્ય હેમચંદ્રસૂરિ : તેમની સર્વગ્રાહી વિદ્વત્તા

: લેખક :

દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરી

**આ**ચાર્ય હેમચન્દ્રસૂરિના રચેલા સાહિત્યના ગ્રંથો તેમના પોતાના સમયમાં તો અનુપમ સ્થાન ભોગવતા હતા એ ખરું, પણ તેમણે સાહિત્યમાં આપેલા ફાળાનું પૂર જોતાં હંમેશને માટે તેઓ અનુપમ સ્થાન ભોગવે છે એમ કહેવું ખોટું નથી. એમનો સમય સમર્થ વિદ્વાનો અને પંડિતોનો હતો. તે વખતે ઉત્તરમાં કાશ્મીરથી માંડીને દક્ષિણમાં ઠેઠ કાન્યકુબ્જ સુધી ભરતખંડ વાગ્ભટ, વિશ્વેશ્વર, દેવબોધ, શ્રીપાલ, વાદિદેવસૂરિ એવા એવા સમર્થ વિદ્વાનો અને પંડિતોથી રાચતો હતો. અને તેવા પંડિતોમાં એક અનુપમ સ્થાન મેળવવું એ ખરેખર એક અપૂર્વતા જ હતી. તે સમયના અથવા ત્યાર પહેલાંના યુરોપીય વિદ્વાનો, પંડિતો, કવિઓ, નાટચકારો, તત્ત્વજ્ઞો લો, તો પણ એમની બરોબરી કરી શકે તેવું કોઈ નથી. એરીસ્ટોટલ અને પ્લેટો પણ હેમચંદ્રસૂરિની કક્ષામાં આવી શકતા નથી કારણ, હેમચંદ્રાચાર્યની સાહિત્યકૃતિઓનો વિસ્તાર વિષય સંબંધે સર્વગ્રાહી હતો. એરીસ્ટોટલ વગેરેનો તેવો સર્વગ્રાહી ન હતો.

વ્યાકરણ જેવો કઠિન અને નીરસ વિષય તેમણે પોતાની કલમથી શોભાવ્યો, સરળ કર્યો, ને પાણિનિનું સ્થાન મેળવ્યું. 'સિદ્ધહેમ' વ્યાકરણ સિદ્ધરાજની પ્રેરણાથી કેવી રીતે લખાયું તે સર્વેની જાણમાં છે. આવા કઠિન વિષય પર પણ તેમણે બે ત્રણ વરસના ગાળામાં એવો ગ્રંથ રચી કાઢયો કે આજે પણ તે અજોડ છે; અને તે સંસ્કૃત અને પ્રાકૃત બંનેમાં રચાયેલા વ્યાકરણના એક બે નહિ પણ નવ

ગ્રંથો છે, જેમાં ધાતુપાઠ, લિંગાનુશાસન, વગેરેનો સમાવેશ થઈ જાય છે.

કાવ્યગ્રંથોની સંખ્યા છની છે, જેમાંના કેટલાક સંસ્કૃત તેમજ પ્રાકૃત બંનેમાં રચેલા છે, જેમકે 'દ્વયાશ્રય'. હેમચંદ્રાચાર્યને ઇતિહાસના પુસ્તકો રચવા તરફ નૈસર્ગિક પ્રીતિ હતી. આપણને એમ સમજાવવામાં આવ્યું છે કે સ્વાભાવિક રીતે ઇસ્લામી લેખકો જ તવારીખ કે ઇતિહાસ લખવા પ્રેરાય છે. પરંતુ એ બરાબર નથી. હેમચંદ્રાચાર્યનો તથા તેની આસપાસના સમયનો સાહિત્યનો વિકાસ એ તરફ ઘણો ઢળેલો હતો. જો તેમ હોય નહિ તો 'પ્રબંધચિન્તામણિ' 'કુમારપાલ-ચરિત્ર', 'પ્રભાવકચરિત્ર', 'દ્વયાશ્રય', વગેરે ગ્રંથો લખાત જ નહિ.

કોશરચના તરફ એમનું કેટલું તીવ્ર વલણ હશે એ માત્ર એ કોશોની સંખ્યા તથા નામ જાણવાથી જ તરત ધ્યાનમાં આવશે. તેમણે એક નહિ પણ પાંચ કોશ રચ્યા છે; 'અભિધાનચિન્તામણિ', 'અનેકાર્થકોશ' 'શેષકોશ' 'નિઘણ્ટુકોશ' અને 'દેશીનામમાળા' (સવૃત્તિ). આમાંથી છેલ્લો ગ્રંથ આજે પણ ઘણી રીતે ઉપયોગી થઈ પડે છે.

ન્યાયનો વિષય એમને અપરિચિત ન હતો. 'પ્રમાણમીમાંસા' સાથે ન્યાયના તત્ત્વજ્ઞાનના એમના ચાર ગ્રંથ જાણીતા છે.

યોગશાસ્ત્ર તથા રાજનીતિ એ બંને વિષય પણ એમણે ખેડયા છે. નાટક અને નાટયશાસ્ત્રને તે સમયના વિદ્વાનો પોતાનો અભ્યાસનો તથા પોતાની કલમને અજમાવવાનો સાધારણ વિષય ગણતા. સૂરિજીએ તેટલા માટે 'ચંદ્રલેખાવિજયપ્રકરણ' નાટક લખીને તે વિષય પણ પોતાને સુલભ હતો તેમ ભાન કરાવ્યું.

'કાવ્યાનુશાસન' અને 'અલંકારવૃત્તિવિવેક' એ બે અલંકારના ગ્રંથો જોતાં આચાર્યનું સંસ્કૃત સાહિત્યનું જ્ઞાન કેટલું બહોળું હતું, તે સહજ સમજાય છે.

છેવટ, પોતે ચુસ્ત જૈન હોવા છતાં—જૈનોનું શાસન જ્યાં ત્યાં અમલમાં મુકાવવા પોતાના ધર્મથી બંધાયેલા હોવા છતાં, બીજા ધર્મ પ્રત્યે કેટલા સહિષ્ણુ હતા તે એમનો 'મહાદેવસ્તોત્ર' નામનો સ્તુતિગ્રંથ બતાવી આપે છે; અને તે હકીકત દરેક રીતે તેમના મોટા મન ને એમની વિશાળ ભાવનાની સાબિતી પૂરી પાડે છે.

એમના કાવ્યમાં મધુરતા, સરળતા અને વિષયની ગંભીરતા ઠેકઠેકાણે પ્રસરી રહેલી છે. એમણે પોતાના સમયમાં પણ પોતાની વિદ્વત્તા, કલા અને આત્મજ્યોતિને લઈને ઘણા સુધારા કર્યા છે, એ હકીકત એમના તથા એમના સાહિત્યના સમયની આસપાસના સાહિત્યનો બારીક અભ્યાસ કરવાથી તરત જણાઈ આવે છે.

એવી વ્યક્તિને માટે જ્યોતિર્ધર કહો, યુગપ્રવર્તક કહો, કલિ-કાલસર્વજ્ઞ કહો અથવા તેથી પણ વધારે ઉચ્ચતા દર્શાવતા વિશેષણ વાપરો, તો તેમાં સહેજ પણ અતિશયોક્તિ વાપરી કહેવાશે નહિ.

# શ્રી હેમચંદ્રસૂરિ : તેમની સાહિત્યસેવા

: લેખક :

## ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ

**અ**નંત આગમ તથા વિદ્યાને ધારણ કરનાર, અજ્ઞાનતામાં દુઃખ પામતા ભવ્યાત્માઓને જીવાડનાર, તથા જ્ઞાનાદિ લક્ષ્મીના તિલક સમાન એવા શ્રી હેમચંદ્રાચાર્ય તેમનાં કાળમાં પ્રભાવક પુરુષ તરીકે પ્રખ્યાત હતા અને તેમનું મુખ્ય કાર્યક્ષેત્ર પાટણ હતું એમ ઇતિહાસકારો જણાવે છે.

પ્રભાવક પુરુષ તેને કહેવામાં આવે છે કે જેનામાં જૈનશાસ્ત્રનું અતિશય જ્ઞાન, ઉપદેશશક્તિ, વાદશકિત કે વિદ્યા આદિ ગુણો હોય અને જેના વડે જૈનદર્શનની ઉન્નતિ કરી હોય. શ્રીમાન હેમચંદ્રાચાર્ય તેવા જ પ્રભાવક પુરુષ હતા. જૈનશાસ્ત્રમાં પ્રભાવકપણાના આઠ પ્રકાર કહ્યા છે. (૧) પ્રાવચનિક (૨) ધર્મકથી (૩) વાદી (૪) નૈમિત્તિક (૫) તપસ્વી (૬) વિદ્યાવાન (૭) સિદ્ધ અને (૮) કવિ.

શ્રી. હેમચંદ્રાચાર્ય પ્રાવચનિક, ધર્મકથી, વાદી અને અસાધારણ કવિ હતા. તેમના અનેક કાવ્યગ્રંથો તે વસ્તુને સિદ્ધ કરી બતાવે છે.

શ્રી. હેમચંદ્રસૂરિનો જન્મ સં. ૧૧૪૫ના કાર્તિક શુદિ ૧૫-ની રાત્રીએ કાઠિયાવાડમાં આવેલા ધંધુકા શહેરમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ મોઢ હતા. એમના પિતાનું નામ ચાચિગ અને માતાનું નામ પાહિણી હતું. તેમનું મૂળનામ ચાંગદેવ હતું. કોટિકગણની વજશાખાના ચંદ્રકુળના આચાર્ય શ્રી દેવેન્દ્રસૂરિએ ખંભાતમાં તેમની માતાની આજ્ઞાથી નવ વર્ષની નાની ઉંમરે સં. ૧૧૫૪ના મહા સુદિ ૧૪ ને શનિવારે ચાંગદેવને દીક્ષા આપી હતી. અને તેમને મુનિ સોમદેવ નામ આપ્યું હતું.

શ્રી હેમચંદ્રાચાર્યે વ્યાકરણશાસ્ત્રનો અભ્યાસ કરી વિશેષ અભ્યાસ વધારવા કાશ્મીર તરફ પ્રયાણ કર્યું. દરમ્યાન 'રૈવતાવતાર' (જે ખંભાત નજીક હોય તેમ કહેવામાં આવે છે) નામક તીર્થના શ્રી નેમિચૈત્યમાં આવીને મુકામ કર્યો. ત્યાં તે રાત્રીએ શ્રી સરસ્વતીદેવી પ્રસન્ન થયા અને કાશ્મીર જવાનો પ્રયાસ બંધ કર્યો.

શ્રી સોમચંદ્રમુનિને સં. ૧૧૬૬ના વૈશાખની શુકલ તૃતિયાને દિને આચાર્યપદ આપવામાં આવ્યું અને હેમચંદ્ર નામ આપવામાં આવ્યું.

શ્રી હેમચંદ્રસૂરિએ ખંભાત આવી પાટણ વિહાર કર્યો, અને તે વખતના રાજા સિદ્ધરાજની સાથે પાટણમાં તેમનો પ્રથમ પરિચય થયો. અને એક વખત સિદ્ધરાજ હાથી પર બેસી પાટણમાં ફરવા નીકળ્યા તે વખતે રસ્તામાં તેમણે શ્રી હેમચંદ્રસૂરિને જોયા. અને અવસરોચિત સુભાષિત શ્લોક બોલવા વિનંતિ કરી. આચાર્યશ્રીનો શ્લોક સાંભળી રાજા પ્રસન્ન થયો. અને દરરોજ બપોરે પોતાની પાસે આવવા રાજાએ વિનંતિ કરી.

કેટલાક સંજોગો વચ્ચે સિદ્ધરાજને નવીન વ્યાકરણશાસ્ત્ર, વિગેરે બનાવવાની અને તેનો પ્રચાર કરવાની ઇચ્છા થઈ અને અન્ય જૈનેતર વિદ્વાનોની પણ સૂચના ઉપરથી તે મહાકાર્ય શ્રી હેમચંદ્રસૂરિ કરી શકશે એમ ખાતરી થતાં વ્યાકરણશાસ્ત્ર રચવાની વિનંતિ કરી સર્વ સગવડ સૂરિજીને કરી આપી. તે વખતે ચાલતા 'કલ્પ' નામના વ્યાકરણથી સંપૂર્ણ વ્યુત્પત્તિ થતી ન હતી તેમજ પાણિનિવ્યાકરણના અભ્યાસ માટે તે વખતના બ્રાહ્મણ શિક્ષકોને બહુ આજીજી કરવી પડતી હતી. ત્યારબાદ કેટલાક વખત પછી સૂરિજીએ 'સિદ્ધહેમશબ્દાનુશાસન' નામનું નવું વ્યાકરણ રચ્યું અને 'લઘુવૃત્તિ' 'બૃહદ્‌વૃત્તિ' 'ધાતુપારાયણ' અને 'લિંગાનુશાસન' વગેરે તમામ ઉપયોગી બાબતોથી સંપૂર્ણ બનાવી સિદ્ધરાજને અર્પણ કર્યું. આ તેમની કૃતિનો પ્રથમ ગ્રંથ જણાય છે. અને સિદ્ધરાજે તેની ત્રણસો નકલો કરાવી જુદા જુદા દેશના સાહિત્યભંડારમાં મોકલી આપી. આ ઉપરથી જણાય છે કે તે વખતના રાજામહારાજાઓ સાહિત્ય લખાવવા તેમજ તેના પ્રચાર માટે કેટલા પ્રેમી હતા. અને ત્યારપછી 'સિદ્ધહેમવ્યાકરણશાસ્ત્ર'-

નો અભ્યાસ ગુજરાતમાં સર્વ કોમના વિદ્યાર્થીઓને કરાવવો શરૂ થયો.

સિદ્ધરાજ અપુત્ર હતો. અને કોઈ દેવતાના કથનથી તેમના જાણવામાં આવ્યું કે મારી પછી મારી ગાદીએ કુમારપાળ રાજા તરીકે આવશે. પરંતુ કોઈ પૂર્વભવના વેરવિરોધને લઈને તેણે કુમારપાળને મારી નાખવાના પ્રયત્નો શરૂ કર્યા અને સિદ્ધરાજના અનેક પ્રયત્નો હોવા છતાં કુમારપાળ તેમની ગાદીએ આવવાનો જ હતો તેથી સિદ્ધ-રાજનું કાર્ય પાર પડ્યું નહિ. પરંતુ દરમ્યાન મારી નાખવાની બીકથી ભટકતા કુમારપાળને શ્રી હેમચંદ્રસૂરિએ જોયા. અને સામુદ્રિક શાસ્ત્રના બળથી કે કોઈ વિદ્યાથી તેમણે તે પાટણના ભવિષ્યના રાજા થશે એમ જાણી અને તેનાથી જૈનશાસનની અભિવૃદ્ધિ થશે અને પોતે પ્રાપ્ત કરેલ અપૂર્વ જ્ઞાનવડે વિવિધ પ્રકારનું ઉત્તમ સાહિત્ય લખી જનકલ્યાણને માટે પ્રચાર કરી શકાશે તેની ખાતરી થવાથી કુમારપાળને એક સમયે બચાવ્યો અને કુમારપાળ ગાદીએ આવ્યા તે પછી શ્રી હેમચંદ્રાચાર્યને વિનંતિપૂર્વક બોલાવી તેમનો સત્કાર કર્યો અને શ્રી હેમચંદ્રસૂરિની ઉપરોક્ત આકાંક્ષા પૂર્ણ કરી.

આચાર્યશ્રીનો પરિચય થયા પછી તેમની આજ્ઞાનુસાર કુમારપાળ રાજાએ પોતાના તાબાના દેશોમાં પશુવધ બંધ કરાવ્યો. એટલું જ નહિ પણ સાત વ્યસનો (૧) જુગાર (૨) માંસ (૩) મદિરાપાન (૪) વેશ્યાગમન (૫) શિકાર (૬) ચોરી અને (૭) પરસ્ત્રીગમન પણ બંધ કરવાને માટે સં. ૧૨૨૫ની આસપાસ કાયદો કર્યો.

કુમારપાળના ગાદીએ આવવા પછી શ્રી હેમચંદ્રાચાર્યે અનેકવિધ સાહિત્ય રચ્યું અને કુમારપાળે તેનો પ્રચાર કર્યો અને તે કાર્ય માટે બધી સગવડો કરી આપી.

શ્રી હેમચંદ્રાચાર્યે રચેલ વિપુલ ગ્રંથરાશિમાંથી કેટલાક ગ્રંથોનો ઉલ્લેખ શ્રી પ્રભાચંદ્રસૂરિ નામના આચાર્યે પોતાના ગ્રંથમાં કર્યો છે તે નીચે મુજબ છે.

(૧) યોગશાસ્ત્ર (૨) વ્યાકરણ—પંચાંગ સહિત (૩) પ્રમાણશાસ્ત્ર (૪) પ્રમાણમીમાંસા (૫) છંદશાસ્ત્ર (૬) અલંકારચૂડામણિ (૭) એકાર્થકોશ (૮) અનેકાર્થકોશ (૯) દેશીનામમાળા (૧૦) નિઘંટુ

(૧૧) ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર (૧૨) દ્વયાશ્રયમહાકાવ્ય (૧૩) વીતરાગસ્તવ (૧૪) અનેકાર્થશેષ (૧૫) અભિધાનચિંતામણિ (૧૬) ઉણાદિસૂત્રવૃત્તિ (૧૭) ઉણાદિસૂત્રવિવરણ (૧૮) ધાતુપાઠ અને વૃત્તિ (૧૯) ધાતુપારાયણ અને વૃત્તિ (૨૦) ધાતુમાળા (૨૧) નિઘંટુશેષ (૨૨) બલાબલસૂત્રવૃત્તિ (૨૩) શેષસંગ્રહનામમાળા (૨૪) શેષસંગ્રહનામમાળાસારોદ્ધાર (૨૫) લિંગાનુશાસનવૃત્તિ અને વિવરણ (૨૬) પરિશિષ્ટપર્વ (૨૭) હેમવાદાનુશાસન (૨૮) હેમન્યાયાર્થમંજૂષા (૨૯) મહાવીરદ્વાત્રિંશિકા અને વીરદ્વાત્રિંશિકા (૩૦) પાંડવચરિત્ર (૩૧) જાતિવ્યાવૃત્તિન્યાય (૩૨) ઉપદેશમાળા (૩૩) અન્યદર્શનવાદવિવાદ (૩૪) ગણપાઠ.

ઉપર જણાવેલ કેટલાક ગ્રંથો પ્રકટ થયેલ છે, કેટલાક અપ્રગટ છે અને કેટલાક ઉપલબ્ધ નથી. આ સિવાય બીજા પણ ગ્રંથો તેઓની કૃતિના છે એવો સંભવ છે. આ ઉપરથી જાણવામાં આવે છે કે શ્રી હેમચંદ્રસૂરિએ વિવિધ જાતનું સર્વાંગસુંદર સાહિત્ય રચીને માત્ર જૈનસમાજનું નહિ પણ ગુજરાત દેશનું પણ ગૌરવ વધાર્યું છે.

શ્રી હેમચંદ્રસૂરિનું સત્ર જૈન અને જૈનેતર પ્રજા સમક્ષ આ રીતે ઊજવાય તે ગુજરાત માટે અને વિશેષમાં હિંદના સમગ્ર જૈનસમાજને ગૌરવ લેવા જેવું છે.

# શ્રી હેમચંદ્રાચાર્ય : ઇતિહાસકાર

: લેખક :

## રામલાલ ચુનીલાલ મોદી

શ્રી હેમચંદ્રાચાર્ય સમર્થ જૈન સાહિત્યકાર હતા, પરન્તુ તેમની સાહિત્યપ્રવૃત્તિ માત્ર જૈન ધર્મના ગ્રંથો જ રચવામાં બંધાઈ રહી નહોતી. તેઓએ ગુજરાતને ગૌરવવન્તુ કરવાને સંસ્કૃત સાહિત્યની વિધવિધ શાખાઓમાં પાંડિત્યપૂર્ણ ગ્રંથો રચેલા છે; અને તેથી તેઓ યોગ્ય રીતે જ કાલિકાલસર્વજ્ઞ કહેવાયા છે. કાવ્યકાર, આલંકારિક, શબ્દકોશ-પ્રણેતા, વૈયાકરણ, ભાષાશાસ્ત્રી, ચરિત્રકાર, દાર્શનિક, ધર્મશાસ્ત્ર-નિર્માતા, ઇતિહાસકાર, વગેરે તરીકે તેમણે કરેલી પ્રવૃત્તિઓનું અનેક રીતે અવલોકન થઈ શકે એમ છે. આ નિબંધમાં ઇતિહાસકાર તરીકે તેમની પ્રવૃત્તિનું મૂલ્યાંકન કરવાનો ઉદ્દેશ છે.

શ્રી હેમચંદ્રાચાર્યનું ઇતિહાસલેખક તરીકેનું—અથવા તેમની કોઈ પણ પ્રવૃત્તિનું—દર્શન કરતા પહેલાં તેમના જીવનનાં સીમા-ચિહ્નો આપણે પ્રથમ જોઈ જવાં ઘટે. તેમનો જન્મ ધંધુકામાં વિ. સં. ૧૧૪૫માં થયો હતો. કેટલાકના મતે સં. ૧૧૫૦માં અને બીજાના મતે સં. ૧૧૫૪માં તેમને દીક્ષા આપવામાં આવી હતી. તેમને સૂરિપદ સં. ૧૧૬૬માં પ્રાપ્ત થયું હતું. અને સં. ૧૨૨૯માં ૮૪ વર્ષની ઉમ્મરે તેઓ મોક્ષે ગયા હતા. તેમનો જીવનકાળ સિદ્ધરાજ (સં. ૧૧૫૦થી ૧૧૯૯) અને કુમારપાલ (સં. ૧૧૯૯થી ૧૨૨૯) એમ બંને સમર્થ ગુર્જર સમ્રાટોના રાજ્યકાળને આવરી લે છે. એ સમય ગુજરાતના ગૌરવનો મધ્યાહ્નકાળ હતો. અને તેથી તેમની અને તેમના શિષ્યોની સાહિત્ય-પ્રવૃત્તિ વિસ્તૃત અને પ્રભાવશાળી બની હતી. શ્રી હેમચંદ્રાચાર્યની પહેલાંનું ગુજરાતનું સાહિત્ય દીનહીન દશામાં હતું. તેને તેમણે જાદુગરની

કલાથી એકાએક સમૃદ્ધિવન્તુ બનાવી દીધું. શું આર્યાવર્તમાં કે શું જગતમાં આટલા વિવિધ પ્રકારના ગ્રંથો લખનાર ગ્રંથકાર હજી સુધી જોવામાં આવ્યો નથી. એક બે વિષયમાં ગ્રંથો લખનારનાં દૃષ્ટાન્તો મળી શકશે, પણ આટલા જુદા જુદા વિષયો ઉપર ગ્રંથો લખનાર એક જ માણસ મળવો મુશ્કેલ છે.

શ્રી હેમચંદ્રાચાર્યની સાહિત્યસેવાઓ વિધવિધ સ્વરૂપે વિસ્તરી છે, પરન્તુ તેમાં તેમની ઇતિહાસસેવા અપૂર્વ છે. તેમના પહેલાં સાહિત્યની અન્ય શાખાઓમાં કંઈ કંઈ પ્રયત્નો થયા હતા, પરન્તુ ઇતિહાસલેખનની શાખામાં કોઈ જાતનો પ્રયત્ન થયો નહોતો. આર્યાવર્તના અન્ય પ્રાંતોની પણ તે વખતે શી સ્થિતિ હતી? 'હર્ષચરિત' 'નવસાહસાંકચરિત,' 'વિક્રમાંકદેવચરિત,' 'ગૌડવહો' એ વ્યક્તિઓનાં જીવનચરિત્રો હતાં, કંઈ રાજવંશોના ઇતિહાસ નહોતા. 'પૃથ્વીરાજ-વિજય' કાવ્યમાં ચૌહાણોનો ઇતિહાસ છે, પણ તેની રચના 'દ્વયાશ્રય' પછી થયેલી છે. 'રાજતરંગિણી' ગ્રંથ પણ પૂરો થયો 'દ્વયાશ્રય' પછી. "મંજુશ્રીમૂલકલ્પ" તો હજી હમણાં હાથ લાગ્યો છે અને તેની રચના ક્યારે થઈ એ નિશ્ચિત નથી. આથી શ્રી હેમચંદ્રાચાર્યનું ઇતિહાસકાર તરીકેનું મહત્ત્વ ભારતવ્યાપી છે. ગુજરાતમાં આનર્તના ક્ષત્રિયો, વલભીના મૈત્રકો અને લાટના રાષ્ટ્રકૂટો વિષે કંઈપણ નોંધ કોઈએ લખી નહોતી, એટલું જ નહિ પણ ચાવડાઓનો ઇતિહાસ પણ માત્ર મૌલિક આખ્યાયિકાઓમાં થોડાઘણો જળવાઈ રહ્યો હતો. આથી શ્રી હેમચંદ્રાચાર્યે ચૌલુક્યવંશનો ઇતિહાસ રચીને ગુજરાતનું ગૌરવ જાળવી રાખવાનો જે પ્રયત્ન કર્યો હતો તે ખરેખર અપૂર્વ હતો.

આચાર્યશ્રીએ ચૌલુક્યોનો ઇતિહાસ બે ગ્રંથોમાં લખ્યો છે:— સંસ્કૃત 'દ્વયાશ્રય' મહાકાવ્યમાં અને પ્રાકૃત 'કુમારપાલચરિત'માં. એ ઉપરાન્ત 'ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત'ના મહાવીર ચરિતમાં કુમારપાલ સંબંધી કેટલીક નોંધ કરેલી છે. કદાચ એમ કહેવામાં આવે કે મહાકાવ્યરૂપે રચાએલો ઇતિહાસ તે ઇતિહાસસંજ્ઞાને પાત્ર નથી તો પૂછવાનું કે ઇતિહાસની આધુનિક વ્યાખ્યા પ્રમાણેના ગ્રંથો પ્રાચીન કાળમાં કેટલા લખાયા છે? 'દ્વયાશ્રય' કાવ્ય રચવાનો ઉદ્દેશ માત્ર વ્યાકરણનાં રૂપો આપવાનો કે મહાકાવ્યની રચના કરવાનો જ નહોતો. જો એમ જ હોત તો એ ઉદ્દેશના વાહન તરીકે ઐતિહાસિક વિષય જ શા માટે પસંદ કરવામાં આવ્યો. તેને માટે પૌરાણિક કથા અથવા તો

કોઈ તીર્થંકરનું ચરિત્ર પસંદ ન કરી શકાત? ઐતિહાસિક વિષય પસંદ કરવામાં આચાર્યશ્રીનો મુખ્ય ઉદ્દેશ ગુજરાતના ગૌરવાન્વિત ઇતિહાસનું આલેખન કરવાનો હતો એમ હું ધારું છું અને એ ઉદ્દેશ તેમણે આરંભના બેત્રણ શ્લોકોમાં વ્યક્ત પણ કર્યો છે.

'દ્વયાશ્રય' કાવ્યની ઇતિહાસમાં ગણના ન કરવાના કારણોમાં તેમાં આવતા ચમત્કારો જણાવવામાં આવે છે. દાખલા તરીકે ઉજ્જયિનીની યોગિનીઓ, કનકચૂડ નાગ અને બર્બર રાક્ષસના પ્રસંગો, વગેરે. પરન્તુ એ પ્રસંગો અમાનુષિક વ્યક્તિઓના છે—સિદ્ધરાજે કોઈ ચમત્કાર બતાવ્યાનું જણાવેલું નથી, તેથી ઇતિહાસને સહન કરવાનું નથી. મહાકાવ્યની રચનામાં અદ્‌ભુત રસની નિષ્પત્તિ માટે એ પ્રસંગો આલેખાએલા છે. આ ચમત્કારો કાલ્પનિક છે એમ આપોઆપ જણાઈ આવે છે. તેનાથી ઐતિહાસિક તત્ત્વને કંઈ અડચણ નડતી નથી.

'દ્વયાશ્રય'માં ચૌલુક્યોના બધા ઐતિહાસિક પ્રસંગો લીધા નથી. તેનાં બે કારણો છે. તેમાં એક એ કે મહાકાવ્યના ચોકઠામાં ઇતિહાસ ઢાળવાનો હોવાથી બધા પ્રસંગો લેવામાં આવે તો ગ્રંથનો વિસ્તાર વધી જાય અને બીજું કારણ એ કે આ કાવ્ય જે રાજાના આશ્રયે રચવામાં આવ્યું હતું, તેના ચિત્તને અપ્રસન્ન કરે તેવા પ્રસંગોને સ્પર્શ કરવાથી દૂર રહેવું. આ જ કારણથી ચૌલુક્ય રાજાઓના એક પણ પરાજયનો તેમાં નિર્દેશ નથી. મૂળરાજનો શાકંભરીના વિગ્રહરાજના હાથે થએલો પરાજય, ચામુંડ અને ભીમના માળવાના પરાજય, નાડોલ અને શાકંભરીના રાજાઓના હાથે થએલા ભીમ અને કર્ણના પરાભવો, મહમ્મદ ગજનવીની સોમનાથ ઉપરની ચઢાઈ, વગેરે પ્રસંગો આ કારણથી ત્યજી દેવામાં આવ્યા છે. આ પ્રમાણે ચૌલુક્યોના પરાજયો વિષેનું આચાર્યશ્રીનું મૌન સમજી શકાય એમ છે, પરન્તુ તેમણે કેટલાક વિજયો સંબંધી પણ મૌન સેવ્યું છે, જે સમજવું કઠણ છે. તેમણે મૂળરાજનો આબુના ધરણીવરાહ ઉપરનો વિજય વર્ણવ્યો નથી, જો કે તેના સોરઠવિજયમાં આબુનો રાજા તેની સાથે યુદ્ધમાં સામેલ હતો એમ ઉલ્લેખ કરવામાં આવ્યા છે. સિદ્ધરાજના સોરઠવિજય વિષે 'દ્વયાશ્રય'માં એક અક્ષર પણ લખવામાં આવ્યો નથી, જો કે વ્યાકરણમાં તેનો ઇસારો છે. આવો સિદ્ધરાજના પરાક્રમનો મહત્ત્વનો પ્રસંગ કેમ છોડી દેવામાં આવ્યો હશે? તેનું કારણ હું તો રાણકદેવીનો પ્રસંગ

સમજું છું. સોરઠઆક્રમણનું કારણ સિદ્ધરાજના ચરિત્રને કલંકિત કરે તેવું હોવાથી તે પ્રસંગ છોડી દેવામાં આવ્યો છે એમ હું ધારું છું. વળી કોઈ કહેશે, તો પછી સિદ્ધરાજના હાથે થએલા શાકંભરીના ચૌહાણ રાજા અર્ણોરાજના પરાજય વિષેના મૌન માટે શો બચાવ છે? તેને માટે હું એમ સમજું છું કે સિદ્ધરાજે અર્ણોરાજને હરાવ્યો હતો એ ખરું, પણ પાછળથી પોતાની એકની એક પુત્રી તેને પરણાવી હતી. આથી સિદ્ધરાજના જમાઈના પરાભવના વર્ણનનો આ કાવ્યમાં ત્યાગ કરાવવામાં આવ્યો હશે, જો કે અર્ણોરાજના કુમારપાળ સાથેના યુદ્ધના પ્રસંગમાં ઉપરના પ્રસંગનો સહેજ ઇશારો કરવામાં આવ્યો છે ખરો. આ પ્રમાણે ઇતિહાસકાર અગત્યના બનાવો વિષે મૌન સેવે એ યોગ્ય કહેવાય નહિ, પરન્તુ તે સમયની સ્થિતિનો જો વિચાર કરવામાં આવે તો એ ક્ષતિ ક્ષમ્ય ગણાશે. હાલના રાજાઓનાં જીવન-ચરિત્રો અથવા રાજ્યાશ્રયે લખાએલા કે રાજસેવકો એ લખેલા ઇતિહાસો તપાસશો તો આ ક્ષતિથી તે ભાગ્યે જ મુક્ત હશે. શાસન કરતી પ્રજાઓના મનુષ્યોએ શાસિત પ્રજાઓના લખેલા ઇતિહાસો પણ નિષ્પક્ષપાતથી લખાએલા ક્યાં જોવામાં આવે છે?

પરન્તુ 'દ્વયાશ્રય'ની ઐતિહાસિક હકીકતો યોગ્ય તુલનાપૂર્વક સંઘરવામાં આવી છે, એમ અભ્યાસીને જણાયા વિના રહેતું નથી. જે હકીકત પૂરતા પુરાવાવાળી જણાએલી નહિ, તેનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. ચાવડા વંશ સંબંધી આખ્યાયિકાઓને યોગ્ય પુરાવાનો ટેકો નહિ હોવાથી, 'દ્વયાશ્રય'માં ઇતિહાસનો આરંભ જ ચૌલુક્યવંશથી કરવામાં આવ્યો છે. મૂળરાજના પિતૃવંશનો વૃત્તાન્ત વિશ્વસનીય જણાયો તેટલો જ આપવામાં આવ્યો છે. પાછળના પ્રબન્ધકારોએ મળી આવી તેવી આખ્યાયિકાએ લખી નાખી છે, પરન્તુ આચાર્યશ્રીએ તેમ કર્યું નથી. 'દ્વયાશ્રય'માં મૂળરાજના પિતાનું નામ આપવામાં આવ્યું છે, પણ તે કયાં રાજ્ય કરતો હતો તેની માહિતી મળેલી નહીં, તેથી એ જણાવેલું નથી. મૂળરાજનો ચાવડાઓ સાથેનો સગાઈ–સંબંધ પણ શંકાથી મુક્ત ન હોવાથી આપવામાં આવ્યો નથી. કર્ણના મામા મદનપાલના જુલમની આખ્યાયિકા વિષે પણ ખાતરીલાયક પુરાવો મળ્યો નહિ હોય, તેથી 'દ્વયાશ્રય'માં તેનો ઉલ્લેખ થયો નથી. આ પ્રમાણે સાચા ઇતિહાસકારને છાજે તેવી રીતે બનાવોના પુરાવાની

યોગ્ય તુલના કર્યા પછી જ તે બનાવોનો સ્વીકાર થએલો છે. આથી જે બનાવ વિષે 'દ્વયાશ્રય'ની હકીકત પ્રમાણભૂત મનાવી જોઈએ એમ મને લાગે છે. 'દ્વયાશ્રય'માં આવતા બનાવોમાં કદાચ અતિશયોક્તિ હશે, પરન્તુ એક પણ બનાવ હજી સુધી ખોટો સાબિત થયો નથી. ઊલટું, ઘણી હકીકતો પાછળથી મળી આવેલા પ્રમાણોથી સિદ્ધ થતી આવે છે. દા. ત. મીનળદેવીનો પિતૃવંશ અને તેની રાજધાની, દુર્લભદેવનો મારવાડના રાજા મહેન્દ્રની બેન સાથેના સ્વયંવરથી થએલો વિવાહ, વગેરે.

શ્રી હેમચંદ્રાચાર્યે એક પણ ઐતિહાસિક પ્રસંગ કલ્પિત ઊભો કર્યો નથી. મૂળરાજનો સોરઠવિજય અને ચામુંડનો લાટવિજય એ બે બનાવો કલ્પિત છે એમ રા. દુર્ગાશંકર શાસ્ત્રી તેમના ગયા વર્ષે પ્રસિદ્ધ થએલા બહુમૂલ્ય ઇતિહાસમાં જણાવે છે. પરન્તુ તેમનો એ નિર્ણય કબૂલ રાખી શકાય એવો નથી. મહમ્મદ ગજનવીની સોરઠ ઉપરની ચઢાઈના હેવાલ ઉપરથી જણાય છે કે સોરઠપ્રાંત ભીમના તાબામાં હતો. અને ભાવબૃહસ્પતિની પ્રશસ્તિમાં પણ લખેલું છે કે પ્રભાસમાં ભીમે સોમેશ્વરનું પત્થરનું મંદિર બંધાવ્યું હતું. મૂળરાજ પછીના કોઈ રાજાએ સોરઠ ઉપર ચઢાઈ કર્યાનું કોઈ ગ્રંથમાં નથી, તો ભીમના તાબામાં એ પ્રાંત કયાંથી આવ્યો? વળી એમ માનીએ કે મૂળરાજનું ગૌરવ વધારવા માટે મહાકાવ્યકારે આ પ્રસંગ બનાવટી ઊભો કર્યો છે, તો 'સિદ્ધહૈમશબ્દાનુશાસન'માં—જે શ્રી હેમચંદ્રાચાર્યનો પ્રથમ ગ્રંથ છે અને 'દ્વયાશ્રય' પૂર્વે ઘણાં વર્ષ ઉપર રચાયો હતો – તેમાં નીચેનો શ્લોક જોવામાં આવે છે તેનું શું?

पूर्वभवदारागोर्पाहरणस्मरणादिव ज्वलितमन्युः ।
श्रीमूलराजपुरुषोत्तमोऽवधीद् दुर्मदाभीरान् ॥ २ ॥

આમાં કાબાઓના હાથે કૃષ્ણની સ્ત્રીઓના હરણનો ઉલ્લેખ છે, તેથી આ દુર્મદ આભીરો તે સોરઠના ચૂડાસમા રાજાઓ જ હોવા જોઈએ તેમાં શંકાને સ્થાન નથી. આ ઉપરથી જણાશે કે મહાકાવ્યની આવશ્યકતા માટે આચાર્યશ્રીએ એ પ્રસંગ કલ્પિત ઊભો કર્યો નથી.

આ બનાવને કલ્પિત માનવા માટે રા. શાસ્ત્રીજી એવું કારણ આપે છે કે આ પ્રસંગનો અન્ય કોઈ ગ્રંથમાં ઉલ્લેખ નથી. પરંતુ એક જ ગ્રંથમાં જણાવેલી હકીકતને વિશ્વસનીય ન ગણવી જોઈએ એવો સિદ્ધાન્ત જો માન્ય કરીએ તો નીચેના પ્રસંગોને શું કલ્પિત માનીશું? ભીમની સિન્ધ ઉપરની ચઢાઈ માત્ર 'દ્વયાશ્રય'માં છે, કર્ણની સિન્ધ ઉપરની ચઢાઈનો ઉલ્લેખ માત્ર 'કર્ણસુન્દરી' નાટિકામાં છે, તથા ફૂલચંદ્રનું અણહિલવાડ ઉપરનું આક્રમણ, કર્ણનો આશાભીલનો પરાજય અને કર્ણાવતી રાજધાનીની સ્થાપના, મદનપાલનો જૂલમ અને અજયપાલનું ખૂનઃ એ પ્રસંગો માત્ર 'પ્રબન્ધચિન્તામણિ'માં છે. આ બધા પ્રસંગોનો ઇતિહાસમાં આદર થયો છે, તો મૂળરાજના સોરઠવિજયને કલ્પિત શાથી માનવો? રા. શાસ્ત્રીજી ચામુંડનો લાટવિજય પણ કલ્પિત માને છે, કારણ કે એ પ્રદેશ સં. ૧૦૨૮ સુધી રાષ્ટ્રકૂટોને તાબે હતો. પરન્તુ એ વર્ષ પછી ચામુંડે લાટ ઉપર આક્રમણ કેમ ન કર્યું હોય? કર્ણનું નવસારીનું તામ્રપત્ર પણ ચૌલુક્યોનું ત્યાં સુધીનું અધિપત્ય સૂચવે છે. દુર્લભ, ભીમ અથવા કર્ણે લાટ પ્રદેશ ઉપર આક્રમણ કર્યાનું કોઈ ગ્રંથમાં સૂચન નથી. તો ચામુંડનો લાટવિજય કલ્પિત કેમ ઠેરવી શકાય?

આચાર્યશ્રીએ કોઈ નાના પ્રસંગને મોટું રૂપ આપ્યાનું પણ જણાતું નથી. વલ્લભને માળવા ઉપર ચઢાઈ કરવા ગએલો વર્ણવ્યો છે, પણ તે રોગગ્રસ્ત થવાથી પાછો આવ્યો હતો એમ 'દ્વયાશ્રય'માં સ્પષ્ટ ઉલ્લેખ છે. હવે, જો આ પ્રસંગને મહાન વિજયનું રૂપ આપ્યું હોત—માલવાવિજય કરીને તે પાછો આવ્યો એમ લખ્યું હોય તો તેમ સહેલાઈથી કરી શકાત, પણ તેમ ન કરતાં આચાર્યશ્રીએ જે સત્ય હકીકત લખી છે, તે તેમની સત્યપ્રિયતા દર્શાવે છે.

'દ્વયાશ્રય'માં આવતાં ભૌગોલિક નામો કાલ્પનિક હોય તેમ ઘણાને લાગે છે, પરંતુ બારીક તપાસ કરતાં ઘણાં ખરાં નામો સત્ય જણાય છે. કેટલાંક દેશ્ય નામોને સંસ્કૃત રૂપ આપવામાં આવ્યાં છે, જ્યારે કેટલાંક નામો પાછળથી બદલાઈ ગયાં હોવાનો સંભવ છે. જમ્બુમાલી નદીનું નામ બદલાઈને પાછળથી ભાદર થયું જણાય છે સમુદ્રમધ્યેનો સેકોત્તર પર્વત (સર્ગ ૪, શ્લોક ૪૯) તે એડનની નજીક આવેલો સોકોટ્રા બેટ છે, શિવશાણ (૮, ૫૮) તે માલોર

પાસેનું સિવાણા છે; શૈરીષ ( ૧૫, ૯૨ ) તે કલોલ પાસેનું શેરીસા હોય એમ લાગે છે; સિંહપુર (૧૫, ૯૭) તે ભાવનગર પાસેનું શિહોર છે; નાંદીપુર ( ૧૬, ૨૩ ) તે કલોલ પાસેનું નારદીપુર અથવા દહેગામ પાસેનું નાંદોદ જણાય છે. આ વિશે કાઠિયાવાડ અને રજપૂતાનાની ભૂગોળનાં પુસ્તકો અને સર્વેના નકશાઓનું સંશોધન કરવામાં આવે તો ઘણાં નામો ઉપર પ્રકાશ પડવાનો સંભવ છે.

આ પ્રમાણે સાચા ઇતિહાસકારને શોભે તેવી રીતે શ્રી હેમચંદ્રાચાર્યે ' દ્વયાશ્રય ' કાવ્યમાં યોગ્ય તુલનાપૂર્વક ઐતિહાસિક પ્રસંગોનો સંગ્રહ કર્યો છે; જે બાબતો પૂરતા પુરાવા વિનાની હતી, તે છોડી દીધી છે; કોઈ પણ ઐતિહાસિક પ્રસંગ કલ્પિત ઊભો કર્યો નથી, અને મોઢાની આખ્યાયિકાઓને યોગ્ય સંશોધન વિના સ્વીકારી લીધી નથી. ' દ્વયાશ્રય ' કાવ્ય ગુજરાતનું પહેલવહેલું ઐતિહાસિક કાવ્ય છે અને સમસ્ત આર્યાવર્તના ઐતિહાસિક સાહિત્યમાં પણ તેનું સ્થાન મહત્ત્વનું છે. ગુજરાતના આદ્ય ઇતિહાસકારને કોટિશઃ વન્દન હો !

# 'સિદ્ધહૈમશબ્દાનુશાસન' અને તેમાંના ઐતિહાસિક પાંત્રીશ શ્લોકો

: લેખક :

મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

શબ્દશાસ્ત્રનું મહાન વ્યાકરણ બનાવનાર, સર્વદેશીય કોશ બનાવનાર અને વ્યુત્પત્તિ, પિંગળ અને કાવ્યના સાહિત્યને સંપૂર્ણ તૈયાર કરનાર વિદ્યાનિધિ કલિકાલસર્વજ્ઞ શ્રીમાન હેમચંદ્રાચાર્યના જીવનના અનેક પ્રસંગો વર્ણવવા યોગ્ય છે, તે પૈકી 'શબ્દાનુશાસન' નામના 'સિદ્ધ–હૈમ' વ્યાકરણની ઉત્પત્તિનો પ્રસંગ રજૂ કરી, તદંતર્ગત પાંત્રીશ ઐતિહાસિક શ્લોકોની મહત્તા, ગેયતા અને કાવ્યતત્ત્વ પર દૃષ્ટિનિક્ષેપ કરી, શબ્દવિજ્ઞાનની વિવિધ દિશામાં હેમચંદ્રાચાર્યે કેવું પ્રભુત્વ દાખવ્યું હતું તેનું સંક્ષિપ્ત નિરૂપણ કરીએ.

શરૂઆતમાં શબ્દશાસ્ત્રના પ્રાણભૂત 'સિદ્ધ-હૈમ-શબ્દાનુશાસન'ની ઉત્પત્તિ પર પ્રબંધકારોએ રજૂ કરેલ પ્રસંગ વર્ણવવો પ્રસ્તુત ગણાશે. વિ. સં. ૧૧૯૨ની આખરે લગભગ બાર વર્ષના ઘેરાને પરિણામે માળવાની ધારાનગરી પર સિદ્ધરાજ જયસિંહે વિજય મેળવ્યો, એના રાજા યશોવર્માને કેદ કર્યો અને "અવંતિનાથ" બિરુદ મેળવી અણહિલપુરપાટણમાં રાજાધિરાજે વિજયપ્રવેશ કર્યો. તે વખતે અનેક ધર્મના આગેવાનોએ તેમને રાજસભામાં આવીને આશીર્વાદ આપ્યા તે પૈકી શ્રી હેમચંદ્રાચાર્યે અતિવિશિષ્ટ આશીર્વાદનો શ્લોક કહ્યો હતો તેનું વિવેચન અન્યત્ર કર્યું છે. એ શ્લોક ઐતિહાસિક છે અને શ્રી હેમચંદ્રાચાર્યની પોતાની જ કૃતિ છે, એમાં જરા પણ સંદેહ નથી; કારણ કે એ જ શ્લોક 'શબ્દાનુશાસન'ના ચોવીશમા પાદના છેડે એ જ શબ્દોમાં ફરી વાર મૂકવામાં આવ્યો છે. એ શ્લોક સાંભળવા પછી રાજાધિરાજનું ધ્યાન હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા પર વધારે ખેંચાયું.

દરમ્યાન હકીકત એમ બની કે ધારાનગરીમાંથી જે લૂંટનો સામાન લઈ આવ્યા હતા તે પૈકી પુસ્તકોનો ભંડાર ખાસ મહત્ત્વનો લાગતો હતો. મહારાજા અને પંડિતો એ ભંડાર તપાસતા હતા તે દરમ્યાન તેમાંથી માળવાના ભોજરાજાનું બનાવેલું એક વ્યાકરણ નીકળી આવ્યું. વધારે તપાસ કરતાં એક નિઘંટુ (શબ્દની મૂળ વ્યુત્પત્તિની ચર્ચા કરનાર પુસ્તક) નીકળ્યું. રાજાધિરાજને એ વાંચી સ્વાભાવિક ઈર્ષ્યા થઈ આવી. એણે જાહેર રીતે કહ્યું કે 'આવા વિજ્ઞાનને લગતાં પુસ્તકો મારા રાજ્યમાં—ગુજરાતમાં લખાવા જોઈએ. મારા રાજ્ય-ભંડારમાં, મારા દેશમાં, મારી દેખરેખ નીચે લખાયલા પુસ્તક હોય તો કેવું સારું!' એમ જણાવવા સાથે રાજાએ જરા દિલગીરી જાહેર કરી. તે વખતે સર્વની નજર શ્રી હેમચંદ્રાચાર્ય પર પડી અને સર્વેએ જણાવ્યું કે હેમચંદ્રાચાર્યમાં ગુજરાતના ભોજ થવાની શક્તિ છે. સર્વેએ તે વખતે એક સારું સર્વાંગ વ્યાકરણ તૈયાર કરવાની આવશ્યકતા સૂચવી અને કારણમાં જણાવ્યું કે 'તે વખતે વ્યાકરણો ઉપલબ્ધ હતાં, તે કાં તો ઘણાં ટૂંકાં હતાં અથવા ઘણાં મુશ્કેલ હતાં અને કેટલાંક તદ્દન પુરાતન થઈ ગયેલાં હતાં.'

હેમચંદ્રાચાર્યે જણાવ્યું કે 'રાજ્યની મદદ હોય તો તે કાર્ય બની શકે તેવું છે.' તેમણે કાશ્મીરના સરસ્વતીમંદિરમાંથી આઠ જૂનાં વ્યાકરણો મંગાવવાની વાત રજૂ કરી. જયસિંહદેવને પણ એ વાતમાં રસ લાગ્યો. એણે પોતાના વિશિષ્ટ અધિકારીઓને કાશ્મીર મોકલ્યા. પ્રવરપુરમાં સરસ્વતીમંદિર હતું ત્યાંથી એની અધિષ્ઠાત્રી દેવીની પ્રાર્થના કરી તેઓ પુસ્તકો પાટણ લઈ આવ્યા.

શ્રી હેમચંદ્રાચાર્યે તે વખતે 'શબ્દાનુશાસન' બનાવ્યું. એમાં આઠ અધ્યાય બનાવ્યા. દરેક અધ્યાયના ચાર ચાર પાદ બનાવ્યા. એમાં સૂત્રો, પ્રત્યયો, ધાતુના ગણો, ધાતુના અર્થો અને રૂપો વગેરે અનેક વ્યાકરણી બાબતનો સમાવેશ કર્યો. સંધિના નિયમો સહેલા કરી એક સાથે ગોઠવી આપ્યા. એના અંતરમાં પરસ્મૈપદ, આત્મનેપદ, જુદા જુદા કાળો, નામનાં રૂપો, અનિયમિતતાઓ, સમાસ, કારક, તદ્ધિત, વિગેરે અનેક બાબતોનો સમાવેશ કરી સર્વાંગ વ્યાકરણ બનાવ્યું. અને એને પરિપૂર્ણ અને સ્પષ્ટ કરવા માટે એના પર વિસ્તારથી ટીકાઓ જાતે લખી.

એ વ્યાકરણને રાજ્યસંમત કરવા એનું નામ 'સિદ્ધ-હૈમ' વ્યાકરણ રાખ્યું એટલે એને બનાવનાર હેમચંદ્રાચાર્યે તેને સિદ્ધરાજ મહારાજને અર્પણ કર્યું છે, એમ નામ પરથી બતાવ્યું અને એના પર રાજ્યસંમતિનો સિક્કો લગાવવા એના પ્રત્યેક પાદને છેડે મૂળરાજના સમયથી માંડીને સિદ્ધરાજ સુધીના રાજ્યવૈભવના શ્લોકો મૂકયા. એ પાંત્રીશ ઐતિહાસિક શ્લોકો પર હવે પછી વિવેચન કરશું. પ્રથમ શબ્દશાસ્ત્રની વાત પૂરી કરી લઈએ.

વ્યાકરણનો વિષય તદ્દન શુષ્ક છે, એ તો સર્વને સમજાય તેવી વાત છે. અને સંસ્કૃત વ્યાકરણના નિયમો, એના અપવાદો અને અપવાદના વળી અપવાદો ઘણા અટપટા છે એ જાણીતી વાત છે. એ સર્વને કેંદ્રિત કરવા, સ્પષ્ટ કરવા, સુગમ્ય કરવા અને નવીન પદ્ધતિએ યોજવા એ અતિ દુર્ઘટ કાર્ય છે. ભાષા પરના અસાધારણ પ્રભુત્વ વગર અશકય છે અને અસામાન્ય માનસિક વૈભવ વગર ગૂંચવણમાં પાડી નાખે તેવું કાર્ય છે.

આ સર્વદેશીય પંચાંગી વ્યાકરણને અંગે બીજી એ વાત છે કે વ્યાકરણના વિષયમાં એ છેલ્લો શબ્દ છે. શ્રી હેમચંદ્રાચાર્ય પછી કોઈ પણ પંચાંગી સંપૂર્ણ સંસ્કૃત વ્યાકરણ બન્યું નથી. એ વ્યાકરણ આધારભૂત ગણાય છે. સૂત્રરૂપે લખાયેલ આ વ્યાકરણ ન્યાસ અને બૃહન્ન્યાસ (અમુક લભ્ય વિભાગ) સાથે મુદ્રિત થયેલ છે. બારમી શતાબ્દીમાં મુદ્રણાલયો નહોતાં, પણ ત્રણસો લહિયાઓએ બેસી એની શુદ્ધ પ્રતો તૈયાર કરી એની વાત નોંધવામાં આવી છે. તે કેમ બની હશે તેને માટે જૂના પાટણની આપ મુલાકાત લેશો ત્યારે ત્યાં શાહીનો કુંડ બતાવવામાં આવશે. એ પરથી માલૂમ પડશે. એ કુંડ પર બેસી લહિયાઓ લખતા હશે. એક સાથે કોપી કરતા હશે એમ અનુમાન થાય છે. પ્રસિદ્ધિની આ પદ્ધતિ વિચારણીય છે.

જૈનોની આર્ષભાષા પ્રાકૃત છે. બાળજીવો—સામાન્ય બુદ્ધિવાળા સહેલાઈથી સમજી શકે તેવી ભાષાને પ્રાકૃત ભાષા કહેવામાં આવે છે. સંસ્કૃત ભાષામાંથી પ્રાકૃત નીકળી કે પ્રાકૃતમાંથી સંસ્કાર પામી તૈયાર થઈ તે વિદ્દ્ભોગ્ય સંસ્કૃત ભાષા—એટલે કે પ્રથમ સંસ્કૃત ભાષા અને તે પરથી થયેલી ભાષા તે પ્રાકૃત અથવા એથી ઊલટો ક્રમ એટલે કે પ્રાકૃત એ સર્વસામાન્ય ભાષા અને સંસ્કારી વિદ્વાનોની ભાષા તે

સંસ્કૃત એમ સમજતાં પ્રથમ પ્રાકૃત અને તે પરથી સંસ્કૃત એ પ્રશ્ન ઘણો રસપ્રદ છે, પણ અત્યારે તેની ચર્ચા કરવા જતાં વિષયાંતર થઈ જાય તેમ છે. કોઈક મતે પ્રાકૃત—પ્રકૃતિજન્ય—સ્વભાવસિદ્ધ—મૂળભૂત ભાષા છે અને તેમાંથી સંસ્કાર પામી તૈયાર થયેલી ભાષા સંસ્કૃત છે અને તે મતના ટેકામાં સંસ્કૃત નાટકોમાં સ્ત્રી અને સામાન્ય પાત્રના મુખમાં પ્રાકૃત ભાષા મૂકી છે તે વાતને આગળ ધરે છે. એ ચર્ચા આપણે કોઈ અન્ય પ્રસંગ પર મુલતવી રાખીએ. અત્રે એક વાત એવી જણાવવી આવશ્યક લાગે છે કે જૈનોના આર્ષગ્રંથ પ્રાકૃત ભાષામાં લખાયલા છે. 'સિદ્ધહૈમ' વ્યાકરણમાં આઠમો અધ્યાય પ્રાકૃત વ્યાકરણનો આપ્યો છે. પાણિનિએ જેમ વેદવ્યાકરણ છેલ્લે મૂક્યું તેમ હેમચંદ્રાચાર્યે આઠમા અધ્યાયમાં પ્રાકૃતને સ્થાન આપ્યું. આ પ્રાકૃત વ્યાકરણના સૂત્રો 'દ્વયાશ્રય' કાવ્યને છેડે 'બોમ્બે સંસ્કૃત સીરીઝ'માં પ્રો. કાથાવટેએ છાપ્યાં છે. પ્રાકૃત વ્યાકરણના ચાર પાદો છે. પ્રથમ પાદમાં સંસ્કૃતના સંધિના નિયમો પ્રાકૃતમાં કેવો વિકલ્પ લે છે તે બતાવી સંસ્કૃત શબ્દના લિંગોનો પ્રાકૃતમાં કેવો ફેરફાર થાય છે તે વિગતવાર બતાવ્યું છે. દરેક ગુજરાતી શબ્દની વ્યુત્પત્તિ મળે તેનાં સાધન અત્ર પ્રાપ્ય છે.

આઠમા અધ્યાયના બીજા પાદમાં જોડાક્ષરો પ્રાકૃતમાં કેવાં રૂપ લે છે તે બતાવ્યું છે અને સાથે તેનાં વિકલ્પ રૂપો બતાવ્યાં છે. ભાષાશાસ્ત્રીને આ અતિ ઉપયોગી વિભાગ છે. અપભ્રંશનાં પૂર્વરૂપો અહીં ઉપલબ્ધ થતાં હોવાથી ગુજરાતી ભાષાની જોડણીના નિયમો શોધનારને અને શબ્દનું મૂળ તપાસનારને આ વિભાગ ખૂબ ઉપયોગી છે. સદર અધ્યાયના ત્રીજા પાદમાં ધાતુઓના પ્રત્યયમાં અને નામોનાં રૂપોમાં કેવા ફેરફાર પ્રાકૃત ભાષામાં થાય છે તે બતાવી તે ભાષાના હ્રસ્વ અને દીર્ઘના ફેરફારોના નિયમો વિગતવાર બતાવ્યા છે. જાતિના ફેરફાર પણ બરાબર વિગતવાર નોંધ્યા છે. સર્વ નામનાં સૂત્રો વિગતથી બતાવી પ્રાકૃતમાં દ્વિવચન નથી એ વાત સ્પષ્ટ કરી છે અને આગળ વધતાં વિભક્તિના નિયમો પ્રાકૃતને અંગે બતાવ્યા છે. ચોથા પાદમાં ધાતુના આદેશો બતાવ્યા છે. ત્યારપછી શૌરસેની ભાષા પર ભાષાના ફેરફારો નોંધ્યા છે. શૌરસેની પ્રાકૃત ભાષાનો એક પ્રકાર છે. પ્રાકૃતના માગધી વિભાગને ત્યાર પછી વિચાર્યો છે. ત્યારબાદ પૈશાચી નામની

પ્રાકૃત ભાષામાં થતા ફેરફારો નોંધ્યા છે અને છેવટે અપભ્રંશ ભાષામાં થતા ફેરફારો વિસ્તારથી નોંધ્યા છે.

આ અપભ્રંશ ભાષા તે ગુજરાતીની પુરોગામિની ભાષા છે, નજીકના સંબંધવાળી છે અને ગુજરાતી ભાષાની વૈજ્ઞાનિક વિચારણાને અંગે ખાસ ઉપયોગી છે.

આ રીતે 'શબ્દાનુશાસન'—'સિદ્ધહૈમ વ્યાકરણ' લખ્યું. તેને સિદ્ધરાજ મહારાજાએ ખૂબ જાહેરાત આપી. હાથીની અંબાડીમાં પધરાવી એના મૂલ્યની જાહેરાત કરી. ત્રણસો લહિયાઓ પાસે એની નકલો કરાવી. કક્કલ નામના અધ્યાપકને રોકી એની અધ્યયનશાળા પાટણમાં શરૂ કરાવી અને એ રીતે એ વ્યાકરણની મહત્તા વધારી. શબ્દશાસ્ત્રનો બાકીનો ભાગ પૂરો કરવા હેમચંદ્રાચાર્યે ત્યારપછીના સમયમાં ત્રણ મોટા કોશો બનાવ્યા. 'અભિધાનચિંતામણિ'માં એકાર્થવાચી અનેક શબ્દો ('હોમોનિમ્સ')નો સંગ્રહ કર્યો ત્યારપછી 'અનેકાર્થ-સંગ્રહ' કોશમાં એક શબ્દના અનેક અર્થ ('સીનોનિમ્સ') થાય તેનો સંગ્રહ કર્યો. પછી દેશી શબ્દો—અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી શબ્દોના સંગ્રહ માટે 'દેશીનામમાળા' રચી. આ રીતે સર્વાંગસંપૂર્ણ શબ્દશાસ્ત્રની રચના કરી. વ્યાકરણના સૂત્રો ઉપર 'પ્રકાશિકા' નામની મોટી ટીકા લખી અને એ રીતે શબ્દમહાર્ણવ પૂરો કર્યો.

આ વ્યાકરણના દાખલાઓ આપવા માટે 'દ્વયાશ્રય' મહાકાવ્યની રચના પણ હેમચંદ્રાચાર્યે કરી. એમાં વ્યાકરણના દરેક પાદ પરના દાખલાઓ એક બાજુએ આપ્યા અને સાથે સાથે મૂળરાજ સોલંકીથી શરૂ કરી ગુજરાતના સોલંકી રાજાઓનો ઇતિહાસ વિગતવાર રજૂ કર્યો અને સિદ્ધરાજના સમય સુધી તેને લઈ આવ્યા. આ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર સ્વર્ગસ્થ મણિભાઈ નભુભાઈએ કર્યું છે અને 'સર સયાજીરાવ ગ્રંથમાળા'માં પ્રકટ થયું છે. એમાં શરૂઆતમાં ૭૦ શ્લોકમાં તે વખતના અણહિલ્લપુર પાટણનું વર્ણન કર્યું છે તે ખાસ વાંચવા યોગ્ય છે. પ્રાકૃત વિભાગના દૃષ્ટાંત માટે ત્યારબાદ 'કુમારપાલચરિયં' બનાવ્યું તે પણ ધ્યાનમાં રાખવા લાયક બીના છે.

શબ્દાનુશાસનને અંગે આટલી વાત રજૂ કરી પ્રાસંગિક થોડી વાત રજૂ કરીએ. આ કૃતિ સં. ૧૧૯૩ની આસપાસ થઈ હોય એમ જણાય છે. વ્યાકરણ ખૂબ પ્રતિષ્ઠા પામ્યું તેનું કારણ એ જણાય છે

કે એની ગોઠવણુ ખૂબ પદ્ધતિસરની અને વૈજ્ઞાનિક રીતે થયેલી છે. એને માટે ડૉ. બુલ્હરે અને ડૉ. કીલ્હોર્ને બહુ ઉચ્ચ પ્રકારના અભિપ્રાયો દર્શાવ્યા છે. એ વ્યાકરણુ પર ત્યારપછી જુદીજુદી ઘણી ટીકાઓ રચાઈ છે અને અત્યારે પણુ અનેક ટીકાઓ લભ્ય છે.

આ વ્યાકરણુના આઠ અધ્યાયના ચાર ચાર પાદો છે. તેને છેડે એક એક શ્લોક મૂકી બત્રીશ શ્લોક હેમચંદ્રાચાર્યે રજૂ કર્યાં છે અને છેવટે પ્રશસ્તિના ત્રણુ શ્લોક ઉમેરી એ ઐતિહાસિક પાંત્રીશ શ્લોકની સંખ્યા પૂરી કરી છે.* એ પાંત્રીશ શ્લોક આ લેખમાં મૂળ, અર્થ અને વિવેચન સાથે આપવામાં આવ્યા છે. તે પરથી જણુાશે કે એના પ્રથમના આઠ શ્લોકોમાં સોલંકી વંશના રાજ્યસ્થાપક મૂળરાજદેવનું વર્ણુન કરવામાં આવ્યું છે, નવ, દશ અને અગિયારમા શ્લોકમાં અનુક્રમે ચામુંડરાજ, વલ્લભરાજ અને દુર્લભરાજનું વર્ણુન એક એક શ્લોકમાં કર્યું છે. પાંચમા સોલંકી રાજા ભીમદેવ માટે બારથી સોળ સુધીના પાંચ શ્લોક લખ્યા છે. જ્યારે છઠ્ઠા કર્ણુદેવ માટે સત્તરમો એક શ્લોક લખ્યો છે, અઢારમા શ્લોકથી જયસિંહ સિદ્ધરાજ મહારાજનું વર્ણુન એના શૌર્યના યશોગાન સાથે આપ્યું છે અને એની રાજ્યપદ્ધતિ પર વિવેચન કર્યું છે. એને માટે અઢારથી પાંત્રીશ સુધીના સર્વ શ્લોકો આલંકારિક ભાષામાં મૂક્યા છે. માત્ર બત્રીશમા શ્લોકમાં સોલંકી વ્યવસ્થાપક મૂળરાજદેવને ફરી વાર યાદ કર્યા છે, પણુ તે એ વંશમાં થયેલા મહાન જયસિંહ રાજાધિરાજને યાદ કરવા માટે જ છે.

* એમાંથી ૨૮ શ્લોકો, સંવત ૧૯૬૨માં શેઠ મનસુખભાઈ ભગુભાઈ તરફથી પ્રકટ થયેલા 'સિદ્ધહૈમચંદ્રશબ્દાનુશાસન' (બૃહદ્વૃત્તિ અને લઘુન્યાસ સાથે)ના પ્રત્યેક પાદના અંતમાં ક્રમશઃ એકેક તરીકે પ્રકટ થયેલા છે.

તે પછીના ૭ શ્લોકો, 'બોમ્બે ગવર્નમેન્ટ સંસ્કૃત સિરીઝ' તરફથી ઈ. સ. ૧૯૦૦ (વિ. સં. ૧૯૫૬)માં પ્રકટ થયેલા 'કુમારપાલચરિત'ના પરિશિષ્ટ તરીકે પ્રકાશિત થયેલા ઉપર્યુક્ત 'શબ્દાનુશાસન'ના આઠમા અધ્યાયમાં (ત્રણુ પાદના અંતમાં એકેક તથા છેલ્લે ચાર મળી સાત) પ્રકાશિત થઈ ગયેલા છે.

સંવત ૧૯૮૨માં પ્રકટ થયેલ 'પુરાતત્ત્વ' પુ. ૪થામાં પં. બેચરદાસના લેખ 'ગૂજરાતનું પ્રધાન વ્યાકરણુ'ના પરિશિષ્ટ ૩ (પૃ. ૯૩ થી ૯૬)માં પણુ ઉપર્યુક્ત ૩૫ શ્લોકો છપાયા છે અને તે પછી પૃ. ૯૭ થી ૧૦૦માં તેનો અનુવાદ છપાયો છે.

આ પાંત્રીશ શ્લોકને માટે એક પ્રબંધમાં એવી વાર્તા લખાઈ છે કે સિદ્ધરાજ મહારાજ પાસે કોઈ વિરોધીએ જણાવ્યું કે 'આખા વ્યાકરણમાં સિદ્ધરાજ મહારાજનું કે એના વંશનું નામનિશાન જ આવતું નથી.' એ વાતનું નિવારણ કરવા આચાર્ય હેમચંદ્રે રાતોરાત આ પાંત્રીશ શ્લોકો બનાવી દરેક પાદને અંતે અને છેવટની પ્રશસ્તિમાં મૂકી દીધા. આ વાત ગમે તેમ હોય, પણ એ કૃતિ શ્રી હેમચંદ્રાચાર્યની પોતાની છે, એ શ્લોકો તે વખતે લખાયેલી ઉપલબ્ધ તાડપત્રોની પ્રતોમાંથી પ્રાપ્ત થાય છે.

આ પાંત્રીશે શ્લોકો ખૂબ વિચારવા યોગ્ય છે. એમાં શ્લેષો અને અલંકારો ખૂબ ભર્યાં છે, પણ તે ઉપરાંત તે વખતના સમાજમાં રાજા તરફ કઈ નજરે જોવામાં આવતું હતું, તેની પ્રશંસા કેવા શબ્દોમાં થતી હતી અને તેની વિજયયાત્રાઓની નોંધ કેવા ભારે શબ્દોમાં કરવામાં આવતી હતી તેનો ખ્યાલ આવે છે.

'દ્વયાશ્રય'માં જે શબ્દોમાં સોલંકીવંશની પ્રશંસા કરવામાં આવી છે, જે રીતે ગુજરાતનું ગૌરવ વધારવામાં આવ્યું છે અને માળવાની સ્ત્રીઓને રડતી–કકળતી બતાવવામાં આવી છે, જે ભાષા-વૈભવ સાથે સદર પાંત્રીશ શ્લોકમાં ગુજરાતને અપનાવવામાં આવ્યું છે તે એક વાત ચોખ્ખી રીતે સ્પષ્ટ કરે છે અને તે એ છે કે શ્રી હેમચંદ્રાચાર્યના હૃદયમાં ગુજરાતનું અપૂર્વ ગૌરવ હતું જેમ રઘુવંશનું વર્ણન કાલિદાસે કરી પોતાના મુખ્ય પાત્ર રામને અપનાવ્યા, તેમ ગુજરાતનું ગૌરવ ધારી શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના મુખ્ય પાત્ર સિદ્ધરાજ જયસિંહને અપનાવ્યા અને પાછળની જિંદગીમાં કુમારપાળને વિશેષ અપનાવ્યા, જે પાછળની હકીકત 'કુમારપાળચરિત્ર' અને કૃપાસુંદરીના લગ્નવર્ણનથી જણાય છે. ગુજરાતના ગૌરવને વધારવાનો આવો સીધો સચોટ ઐતિહાસિક પ્રથમ પ્રયત્ન કરનાર શ્રી હેમચંદ્રાચાર્ય હતા અને તે રીતે આપણે તેમને ગુજરાતના મહાન જ્યોતિર્ધરનું ઉપનામ આપીએ તો તે યોગ્ય ગણાશે. એ ઉપનામ બરાબર સમજવા માટે 'દ્વયાશ્રય'નો વિગતવાર અભ્યાસ કરવાની જરૂર છે. એમાં એમણે અતિ કુશળતા વાપરી છે, એ ઉપરાંત એમણે ગુજરાતનું ગૌરવ વધારવા માટે અનેકવિધ પ્રયાસ કર્યા છે અને તે સદર ગ્રંથને બારીકીથી વાંચતાં જણાઈ આવે તેવું છે.

ગુર્જરગિરાનો આ અતિ સમૃદ્ધ વિષય હજુ વધારે શોધખોળ અને અભ્યાસ માગે છે. એ દિશાએ સવિશેષ પ્રયત્ન કરવાની પ્રેરણારૂપે સદર વ્યાકરણના પ્રત્યેક પાદને અંતે જડી દીધેલા અને પ્રશસ્તિમાં વણી દીધેલા પાંત્રીશે શ્લોકને વિચારી જઈએ. ગુર્જરગિરાના વૈજ્ઞાનિક અભ્યાસ માટે સદર વ્યાકરણનો આઠમો અધ્યાય તો અનિવાર્ય જ છે, પણ એ સંબંધી પ્રેરણારૂપે આખો 'દ્વયાશ્રય' કાવ્યગ્રંથ પણ ઐતિહાસિક નજરે એટલો જ ઉપયોગી છે. આટલું સ્પષ્ટીકરણ કરીને આપણે સદર પાંત્રીશ શ્લોકો અર્થ વિવેચન સાથે વિચારી જઈએ.

પાદ ૧. हरिरिव बलिबन्धकरस्त्रिशक्तियुक्तः पिनाकपाणिरिव ।
कमलाश्रयश्च विधिरिव जयति श्रीमूलराजनृपः ॥ १ ॥ (आर्या)

"બલિ( પ્રહ્લાદના પુત્ર વિરેચનનો પુત્ર )નો બંધ કરનાર વિષ્ણુ જેવા બળવાનોને બાંધનાર ૧ પ્રભુત્વ શક્તિ, ૨ મંત્રજા શક્તિ, ૩ ઉત્સાહ શક્તિ—એ ત્રણ શક્તિવાળા શિવ જેવા અને કમળનો આશ્રય કરનાર બ્રહ્મા જેવી લક્ષ્મીનો આશ્રય—આધાર શ્રી મૂળરાજ મહારાજા જય પામો."

( અહીં મૂળરાજ મહારાજા—સોલંકી પ્રથમ ગૂર્જરરાજને વિષ્ણુ, શિવ અને બ્રહ્મા સાથે સરખાવેલ છે )

પાદ ૨. पूर्वभवदारगोपीहरणस्मरणादिव ज्वलितमन्यु ।
श्रीमूलराजपुरुषोत्तमोऽवधीद् दुर्मदाभीरान् ॥ २ ॥ (आर्या)

"શ્રી મૂળરાજરૂપી ( નામના ) પુરુષોત્તમે ( શ્રીકૃષ્ણે—વિષ્ણુએ ), પોતાના પૂર્વભવની ( શ્રીકૃષ્ણ-જીવનની ) દારા ( સ્ત્રીઓ ) ગોપીઓને હર્યાનું સ્મરણ થવાથી જાણે પ્રજ્વલિત કોપાયમાન થઈને દુર્મદ આભીરોને હણ્યા હતા." (આભીરો—આહિરો ગોવાલ- ગોવાળોની જ એક જાત છે; તેમની પત્નીઓ ગોવાલણો—ગોપીઓ કહી શકાય; જે ગોપીઓને શ્રીકૃષ્ણે પોતાના તે ભવમાં સ્ત્રીઓ કરી હતી તે જ ગોપીઓને પોતાની પૂર્વભવની પત્નીઓને મૂળરાજ નામના આ ભવમાં પુરુષોત્તમે આભીર પત્નીઓ તરીકે આભીરોએ હરણ કરેલી જોઈ. સ્મરણ થવાથી જાણે કોપ પ્રજ્વલિત થતાં એ હરનાર આભીરોને તેણે માર્યા હતા—એવો કવિના કથનનો આશય સમજાય છે.)

पाद ३. चक्रे श्रीमूलराजेन, नवः कोऽपि यशोऽर्णवः ।
परकीर्तिस्रवन्तीनां, न प्रवेशमदत्त यः ॥ ३ ॥ (अनुष्टुप्)

"જે મૂળરાજે પરની કીર્તિરૂપ નદીને કદી પ્રવેશ જ કરવા દીધો નહિ, તેણે તો કોઈ યશરૂપ નવો જ દરિયો ઉત્પન્ન કર્યો." (દરિયામાં નદીઓનાં પાણી ઠલવાય છે. મૂળરાજે તો એવું કમાલ કામ કર્યું અને તે દ્વારા એક એવો પોતાના યશરૂપ દરિયો ઉત્પન્ન કર્યો કે જેમાં શત્રુઓની કીર્તિરૂપી નદીઓને પોતાના યશરૂપી સમુદ્રમાં પેસવા જ ન દીધી. તેણે તો પરની કીર્તિ રહેવા દીધી નહિ અને છતાં દરિયો તો રાખ્યો એટલે એણે પોતાના યશરૂપ નવીન પ્રકારનો સમુદ્ર ઉત્પન્ન કર્યો.)

पाद ४. सोत्कण्ठमङ्गलगनैः कचकर्षणैश्च,
वक्त्राब्जचुम्बननखक्षतकर्मभिश्च ।
श्रीमूलराजहतभूपतिभिर्विलेसुः,
संख्येऽपि खेऽपि च शिवाश्च सुरस्त्रियश्च ॥४॥
(वसन्ततिलका)

"મૂલરાજે હણેલા રાજાઓ સાથે યુદ્ધભૂમિમાં શિયાળણો અને આકાશમાં સુર-સ્ત્રીઓ—અપ્સરાઓ, ઉત્કંઠાપૂર્વક અંગે લાગવાથી—વળગવાથી, (બીજા પક્ષમાં આલિંગન કરવાથી—ભેટવાથી), વાળો ખેંચવાથી, મુખ-કમળોને ચુંબવાથી અને નખ-ક્ષત કર્મોદ્વારા વિલાસ કરતી હતી."

(મૂળરાજ મહારાજે તો કૈંક ભૂપતિઓને સ્વર્ગે પહોંચાડી દીધા. તેઓ અત્યારે દેવીઓ—અપ્સરાઓ સાથે કામક્રીડા કરે છે. એના ત્રણ પ્રકાર આ શ્લોકમાં બતાવ્યા છે. અંગલગન, કચકર્ષણ, મુખચુંબન પ્રસંગે નખક્ષત. આમાં મૂળરાજનું ક્ષાત્રતેજ બતાવ્યું છે.)

पाद ५. प्रावृड्जातेति हे भूपा !, मा स्म त्यजत काननम् ।
हरिः शेतेऽत्र न त्वेवः मूलराजमहीपतिः ॥५॥ (अनुष्टुप्)

"હે રાજાઓ ! આ વર્ષાઋતુ થઈ ગઈ; એથી વન-જંગલોને તજો નહિ; કારણકે આ (વર્ષા)માં હરિ—કૃષ્ણ—વિષ્ણુ સૂએ છે; આ મૂળરાજ મહિપતિ તો સૂતો નથી" (આ રાજા તો ચોમાસામાં પણ જાગતો સદા-સાવધાન છે.) (ચોમાસામાં લડાઈ બંધ રહેતી તે

વખતે મૂળરાજથી હારેલા રાજાઓ જે જંગલમાં નાશી ગયા હતા તેમને ઉદ્દેશીને કહે છે તમે જંગલને ભૂલેચૂકે છોડતા નહિ, કારણ કે વિષ્ણુ વર્ષામાં સૂઈ જાય છે, પણ મૂળરાજ તો શત્રુઓથી સાવધાન રહે છે).

पाद ६. मूलार्कः श्रूयते शास्त्रे, सर्वाकल्याणकारकः ।
अधुना मूलराजस्तु, ।चत्रं लोकेपु गीयते ॥ ६ ॥ (अनुष्टुप्)

"મૂળ નક્ષત્રનો સૂર્ય સર્વ પ્રકારના નુકસાનોનો કરનાર હોય છે એમ શાસ્ત્રોમાં સંભળાય છે, પણ નવાઈ જેવી વાત છે કે હાલમાં તો લોકોમાં તે સર્વકલ્યાણોના કારણરૂપ ગવાય છે." (જ્યોતિષશાસ્ત્રમાં મૂળનો સૂર્ય ખરાબ ગણાય છે, પણ મૂળરાજરૂપ સૂર્યની તો હાલમાં ખૂબ ચઢતી દેખાય છે. જ્યોતિષની માન્યતા પર અહીં ભાર છે.)

पाद ७. मूलराजासिधारायां, निमग्ना ये महीभुजः ।
उन्मज्जन्तो विलोक्यन्ते स्वर्गंगाजलेपु ते ॥ ७ ॥ (अनुष्टुप्)

"જે મોટા મહારાજાઓ મૂળરાજની તરવારની ધારમાં ડૂબ્યા—ડુબકી ખાઈ ગયા હતા તેઓ (અત્યારે) સ્વર્ગંગા—આકાશગંગાના પાણીમાં ઊંચે આવતા—તરતા દેખાય છે." (જેઓ મૂળરાજ સામે લડ્યા ને મરણ પામ્યા તે અત્યારે સ્વર્ગંગામાં—આકાશમાં દેખાય છે. તેઓનું દુન્યવી જીવન પૂરું થયું છે.)

पाद ८. श्रीमूलराजक्षितिपस्य बाहुर्बिभर्ति पूर्वाचलशृङ्गशोभाम् ।
संकोचयन् वैरिमुखाम्बुजानि यस्मिन्नयं स्फूर्जति चन्द्रहासः ॥(उपजाति)

"મૂળરાજ ક્ષિતિપ (રાજા, પૂર્વાચલ)નો બાહુ, પૂર્વાચલ (ઉદયાચલ) શિખરની શોભાને ધારણ કરે છે (શિખર જેવો શોભે છે.); જે બાહુ (શિખર) પર રહેલો આ ચંદ્રહાસ (તરવાર, ચન્દ્રનો હાસ) વૈરીઓનાં મુખરૂપી કમળોને સંકુચિત કરતો વજ્રનિર્ઘોષ કરે છે. (ચંદ્રહાસ નામનું ખડ્ગ—હથિયાર છે. એ જ્યારે ઝળઝળાટ કરતું નીકળે ત્યારે જેમ સૂર્યનો ઉદય થતાં ચંદ્ર સંકોચ પામે તેમ શત્રુઓના મુખચંદ્રોને નરમ કરી દે છે—સંકોચ પમાડી દે છે. હાથને પર્વત સાથે—શત્રુ અને મુખને ચંદ્ર સાથે સરખાવવામાં ભારે યુક્તિ કરી છે. સૂર્ય ઉદય થાય ત્યારે ચંદ્ર સંકોચ પામે છે, પણ મૂળરાજના હાથમાં રહેલ ચંદ્રહાસ તો ધણધણાટ કરી મૂકે છે. આમાં પ્રચ્છન્ન વિરોધાભાસ છે.)

पाद ९. असंरब्धा अपि चिरं, दुस्सहा वैरिभूभृताम् ।
चण्डाश्चामुंडराजस्य, प्रतापशिखिनः कणाः ॥९॥ ( अनुष्टुप् )

'ચામુંડરાજ (મૂળરાજના વારસ)ના પ્રતાપરૂપ અગ્નિનાં પ્રચંડ કણો (તણખાઓ), ન લાગ્યા છતાં પણ દૂરથી પણ ઘણા આકરા અને એના વૈરી રાજાઓ માટે અસહ્ય હતા.' (બીજો સોલંકી ચામુંડરાજ. એના પ્રતાપને અગ્નિ સાથે સરખાવી એના કણીઆઓને ખૂબ પ્રચંડ બતાવ્યા અને તેનો તાપ વૈરી રાજાઓ સહન ન કરી શકે તેવો હોય છે એમ બતાવી ચામુંડરાજના પ્રતાપને વર્ણવ્યો. એ રાજા મરણ પામ્યા છતાં હજુ પણ કણીઆ ઊડ્યા કરે છે એવો પણ અવ્યક્ત ભાવ જણાય છે.)

पाद १० श्रीमद्वल्लभराजस्य प्रतापः कोऽपि दुस्सहः ।
प्रसरन् वैरिभूपेषु दीर्घनिद्रामकल्पयत् ॥ १० ॥ ( अनुष्टुप् )

'શ્રીમાન વલ્લભરાજનો પ્રતાપ તો કોઈ ભારે આકરો છે, તે જ્યારે દુશ્મન રાજાઓમાં પ્રસાર પામે છે ત્યારે તો એ દીર્ઘનિદ્રા—મરણ જ નીપજાવે છે.' (ત્રીજો સોલંકી વલ્લભરાજ. દીર્ઘનિદ્રા એટલે મરણ, જે ઊંઘમાંથી પ્રાણી જાગે નહિ તે)

पाद ११. श्रीमद्दुर्लभेशद्युमणेः, पादास्तुष्टुविरे न कैः ?
लुलद्भिर्मेदिनीपालै-र्वालिखिल्यैरिवाग्रतः ॥ ११ ॥ ( अनुष्टुप् )

'દુર્લભરાજ મહારાજરૂપ સૂર્યના પાદોની સ્તુતિ તેની આગળ બાલિખિલ્યની જેમ ચાલતા અને પગ આગળ લોટતા ક્યા રાજાઓ નથી કરતા? (બાલિખિલ્યનું કદ અંગુઠા જેટલું હોય છે. તે માટે પૌરાણિક ઉત્પત્તિ કથા એવી છે કે, "ઈશ્વરના વિવાહમાં હોમાદિ ક્રિયા કરતા બ્રહ્માના કક્ષા-બંધથી, ગૌરીના રૂપ-દર્શનથી ક્ષુભિત થતાં વીર્ય પડ્યું, તેણે તે લૂછી નાખવા માંડ્યું, તે વીર્ય અમોઘ હોવાથી 'અબ્રહ્મણ્યમ્, અબ્રહ્મણ્યમ્' એમ બોલતા અઠ્યાસી હજાર ઋષિઓ ઊભા (ઉત્પન્ન) થયા, તેમને બ્રહ્માએ પગ વડે દબાવતાં તેઓ અંગુઠા પ્રમાણના થઈ ગયા." તે સૂર્યના રથની આગળ ચાલે છે. દુર્લભરાજરૂપ સૂર્ય. સૂર્ય આગળ જેમ અઠ્યાસી હજાર બાલિખિલ્યો ચાલે તેમ મહારાજાની આગળ મેદિનીપાળો ચાલે અને એના પગ આગળ લેટાં ખાય—આ ભાવ છે. બાલિખિલ્યો મગતરાં જેવાં છે, તેમ આ રાજાઓ પણ મગતરાને તોલે છે.)

पाद १२. प्रतापतपनः कोऽपि, मौलराजेर्नवोऽभवत् ।
रिपुस्त्रीमुखपद्मानां, नो सेहे यः किल श्रियम् ।।१२।। ( अनुष्टुप् )

'મૂળરાજના વંશજ ( દુર્લભરાજ )નો પ્રતાપ-સૂર્ય તો કોઈ નવી ભાતનો નીકળી પડ્યો. એણે શત્રુઓની સ્ત્રીઓનાં મુખકમળની લક્ષ્મીને જરા પણ સહન ન કરી.' ( આ શ્લોક સોલંકી દુર્લભરાજ માટેનો જણાય છે. સૂર્ય કમળની લક્ષ્મીને વધારે છે. આ રાજા તો એવો નવી જાતનો સૂર્ય ઊગ્યો કે જેણે શત્રુની સ્ત્રીઓના મુખકમળની લક્ષ્મીને મ્લાન કરી દીધી, એનું સૌભાગ્ય હરી લીધું, એને નિરર્થક બનાવી દીધી.)

पाद १३. कुर्वन् कुन्तलशैथिल्यं, मध्यदेशं निपीडयन् ।
अङ्गेषु विलसन् भूमे-र्भर्त्ताऽभूद् भीमभूपतिः ।।१३।। ( अनुष्टुप् )

આમાં એક તરફથી નાયકનું સંભોગ-શૃંગારનું સૂચન કરતાં બીજી તરફથી ભીમદેવે આધીન કરેલા દેશોનું સૂચન છે. 'નાયિકા-ભાર્યાના કુંતલોનું—કેશકલાપનું શૈથિલ્ય કરતો, તેણીના મધ્યદેશ--કટિ પ્રદેશને દબાવતો, તેણીના અંગોમાં વિલાસ કરતો નાયક—જે ખરેખર તેણીનો ભર્તા--સ્વામી ગણાય છે, તેમ ભીમ ભૂપતિ ભૂમિરૂપી ભામિનીના કુંતલ ( દક્ષિણ દેશ )ને શિથિલ કરતો, તેણીના મધ્ય દેશ ( હિમાચલ અને વિંધ્યાચલનો મધ્ય-પ્રદેશ- આર્યાવર્ત )ને દબાવતો, અંગો ( ચંપા નગરીવાળો અંગદેશ ) માં વિલાસ કરતો એ દેશોને--દેશાધિપોને પોતાને અધીન કરતાં ) ભૂમિનો ભર્તા થયો ' ( ભીમ મહારાજે અંગ અને કુંતલ દેશ પર ચઢાઈ કરી અને મધ્ય પ્રદેશના લોકોને પીડા નીપજાવી તે પર આ ઉલ્લેખ જણાય છે. )

पाद १४. श्रीभीमपृतनोत्खातरजोभिर्वैरिभूभुजाम् ।
अहो चित्रमवर्धन्त, ललाटे जलबिन्दवः ।।१४।। ( अनुष्टुप् )

'શ્રી ભીમ મહારાજાની સેનાએ ઉડાડેલી રજવડે શત્રુરાજાઓનાં કપાળ પર પાણીના બિન્દુઓ ( પરસેવાનાં ટીપાં ) વધ્યાં. એ ઘણી આશ્ચર્યની વાત છે.' ( સાધારણ રીતે પવન-રજ ઊડે ત્યારે પ્રસ્વેદનાં બિન્દુઓ ઘટે છે, પણ ભીમરાજાનું સૈન્ય જે રજ ઉડાડે છે તેથી તો શત્રુરાજાઓની મૂંઝવણ વધી પડે છે અને પરિણામે કપાળ પર પરસેવાની શેર વધે છે. ભીમ રાજાનું સૈન્ય ઘણું વિશાળ અને પ્રચંડ-દુર્ધર્ષ હતું-એમ કવિએ સૂચવ્યું છે. )

पाद १५. कर्णं च सिन्धुराजं च, निर्जित्य युधि दुर्जयम्।

श्रीभीमेनाधुना चक्रे, महाभारतमन्यथा ॥ १५ ॥ (अनुष्टुप्)

'ઘણી મુસીબતે જીતી શકાય તેવા કર્ણ અને સિંધુરાજ--સિંધ દેશના રાજાને લડાઈમાં જીતીને શ્રી ભીમ મહારાજાએ તો અત્યારે મહાભારતને ઉથલાવી નાખ્યું છે.' (ચેદિ અથવા ડાહલના રાજા કર્ણને અને સિન્ધના રાજા હમ્મુકને ભીમરાજાએ હરાવ્યા એવી હકીકત 'દ્વયાશ્રય'થી પ્રાપ્ત થાય છે. મહાભારતમાં કર્ણને અર્જુને માર્યો અને સિંધુદેશના રાજા જયદ્રથને પણ અર્જુને માર્યો હતો. અહીં તો ભીમે પોતે કર્ણ અને સિંધુરાજનો વધ કર્યો. એટલે મહાભારતના ભીમે કર્ણનો વધ નહોતો કર્યો તેમ જ જયદ્રથનો વધ પણ નહોતો કર્યો તે વાતને આ ભીમરાજાએ ઉથલાવી નાખી છે.)

पाद १६. दुर्योधनोर्वीपविजित्वरबाहु र्गृहीतचेदीशकरोऽवतीर्णः।

अनुग्रहीतुं पुनरिन्दुवंशं, श्रीभीमदेवः किल भीम एव ।।१६।। (उपजाति)

"દુઃખે યુદ્ધ કરી શકાય તેવા—પ્રબળ રાજાઓને જીતવામાં સમર્થ બાહુ ધરાવનાર આ ચૌલુક્ય ભીમદેવ હતો. તે પાંડવોનો ભીમરાજ ચેદીશ્વર–દુઃશાસનનો હાથ કાપી લેનાર થઈ ગયો; તેમ ચેદીશ્વર (ડાહલ દેશના રાજા કર્ણ) પાસેથી કર (માળવાના રાજા પાસેથી તેણે મેળવેલ સોનાની માંડવી વગેરે ખંડણી—ભેટ) ગ્રહણ કરનાર આ ભીમદેવ હતો. તે પરથી લાગે છે કે ચંદ્રવંશ પર કૃપા કરવા સારુ દુર્યોધન મહારાજાને જીતનાર પાંડવ ભીમ પોતે ફરી વાર ચંદ્રવંશ પર અનુગ્રહ કરવા માટે પૃથ્વી પર ઊતરી આવ્યા છે." (ભીમ પાંડવે દુર્યોધન પર વિજય મેળવ્યો, ભીમરાજે ચેદિના રાજાને પકડયો. બન્ને ભીમ જબરા હતા. સોલંકીઓ ચંદ્રવંશી હતા, પાંડવો પણ ચંદ્રવંશી હતા. એટલે આ ભીમરાજને જોતાં પાંડવ ભીમરાજ જ ફરી વાર ઊતરી આવ્યા હોય તેમ જણાય છે.)

पाद १७. अगणितपञ्चेषुबलः, पुरुषोत्तमचित्तविस्मयं जनयन्।

रामोल्लासनमूर्त्तिः, श्रीकर्णः कर्ण इव जयति ॥ १७ ॥ (आर्या)

'પાંચ પાંડવોના બળને ન ગણકારનાર (મહાભારતના કર્ણ)-ની જેમ શ્રી કર્ણદેવ કામદેવના બળને નહિ ગણકારનાર હતા, શ્રી કૃષ્ણના ચિત્તને વિસ્મય પમાડનાર (મહા૦ કર્ણ)ની જેમ ચૌ૦ કર્ણદેવ ઉત્તમ પુરુષોનાં ચિત્તને વિસ્મય પમાડનાર હતા અને રામ–

પરશુરામ અથવા બલરામ (દેવ)ને ઉલ્લાસ પમાડનાર દેહવાળા (મહા૦ કર્ણ)ની જેમ ચૌ૦ કર્ણદેવ સ્ત્રીઓને ઉલ્લાસ થાય તેવા આકારવાળા હતા; તેથી ચૌ૦ કર્ણદેવ મહા૦ કર્ણની જેમ જયવંત વર્તે છે. (સિદ્ધરાજ-જયસિંહ જેવા પ્રતાપી પુત્રવડે જયશાલી છે.)' (કર્ણને કુંતીપુત્ર કર્ણ સાથે સરખાવે છે. કુંતીપુત્ર કર્ણ બ્રહ્મચારી હતા, પાંચ પાંડવો સામે લડનાર હતા, અર્જુનના સારથિ શ્રી કૃષ્ણને આશ્ચર્ય પમાડનાર હતા અને સૂર્ય સમાન વર્ણવાળા હતા. કર્ણદેવ કામદેવને તાબે થનાર નહોતા, સર્વને આનંદદાયક અને ઘઉં વર્ણવાળા હતા. શ્લેષો સમજવાયોગ્ય છે.)

પાદ ૧૮. अकृत्वासननिर्बन्ध–मभित्त्वा पावनीं गतिम् ।
सिद्धराजः परपुर–प्रवेशवशितां ययौ ॥ १८ ॥ (अनुष्टुप्)

'આસનનિર્બન્ધ કર્યા વિના, પવનની ગતિને ભેદ્યા વિના, સિદ્ધરાજ પર–પુરમાં પ્રવેશ કરવાની વશિતા (સિદ્ધિ)ને પ્રાપ્ત કરનાર થયો.' (પર–કાયા–પ્રવેશ સિદ્ધિ પ્રાપ્ત કરનાર વિદ્યા-સિદ્ધ (યોગી)-ને તો દૃઢ આસનબંધ કરવો પડે છે, પવનની ગતિને ભેદવી પડે છે—પ્રાણાયમથી રોધ કરવો પડે છે; પરંતુ આ સિદ્ધરાજ તો સિદ્ધો-(વિદ્યાસિદ્ધ યોગીઓ)નો રાજા હોઈ તેવું કંઈ પણ કર્યા વિના ઉપર્યુક્ત સિદ્ધિ પ્રાપ્ત કરી શક્યો. કવિએ શબ્દશ્લેષદ્વારા ચાતુર્યથી સિદ્ધરાજના પરાક્રમનું વર્ણન કર્યું છે. પર (શત્રુ)ના પુર (નગર)માં પ્રવેશ કરી, તેને પોતાને વશ કરવાની કાર્ય-સિદ્ધિ માટે સિદ્ધરાજ આસન વાળીને બેઠો નહિ, તેણે પવિત્ર ગતિને અટકાવી નહિ–એ રીતે તે પર (શત્રુ)ના પુર (નગર–માલવરાજ યશોધર્માની રાજધાની)માં પ્રવેશ કરીને તેને પોતાને વશ—અધીન કરી શક્યો.–એવો આશય સૂચવ્યો છે.)

પાદ ૧૯. मात्रयाप्यधिकं कञ्चिन्न सहन्ते जिगीषवः ।
इतीव त्वं धरानाथ ! धारानाथमपाकृथाः ॥१९॥ (अनुष्टुप्)

'જિગીષુ—જીતવાને—જય પ્રાપ્ત કરવાને ઇચ્છતા પરાક્રમી પુરુષો, (પોતાના કરતાં) એક માત્રા વડે પણ અધિક એવા કોઈને પણ સહન કરી શકતા નથી; જાણે, એથી હે ધરાનાથ! (સિદ્ધરાજ!) તમે ધારાનાથ (માલવરાજ યશોધર્મા)ને જીતી લીધો. ('ધરાનાથ' કરતાં 'ધારાનાથ' શબ્દમાં એક જ માત્રા અધિક છે.)'

પાદ ૨૦. क्षुण्णाः क्षोणिभृतामनेककटका भग्नाथ धारा ततः,
कुंठः सिद्धपतेः कृपाण इति रे मा मंसत क्षत्रियाः ।
आरूढप्रबलप्रतापदहनः संप्राप्तधाराश्चिरात्,
पीत्वा मालवयोषिदश्रुसलिलं हन्तायमेधिष्यते ॥२०॥ ( शार्दूल० )

'રાજાઓનાં અનેક સૈન્યને પીસી નાખ્યાં, ત્યાર પછી ધારા (નગરી) ભાંગી (દ્વયર્થી શબ્દો દ્વારા પ્રકારાન્તરથી અર્થ ધ્વનિત કર્યો છે કે–પર્વતોના મધ્ય ભાગોને પીસતાં ધાર ભાંગી જાય); તેથી સિદ્ધપતિ (સિદ્ધરાજ)ની તરવાર બૂઠી થઈ ગઈ–એમ રે ક્ષત્રિયો! તમે માનશો નહિ; પ્રબલ પ્રતાપરૂપ અગ્નિ પર ચડીને, ધારા (નગરી અને ધાર)ને સારી રીતે પ્રાપ્ત કરનાર આ તરવાર, લાંબા વખત સુધી માળવાની સ્ત્રીઓ (પતિ, પુત્ર, બંધુ આદિથી રહિત થયેલી)નાં આંસુરૂપી પાણી પીને ખરેખર વૃદ્ધિ પામશે–વિશેષ ચમકશે.' (સિદ્ધરાજની પ્રશંસા છે. એણે અનેક રાજાને મારી હઠાવ્યા એથી એની તરવાર બૂઠી થઈ ગઈ છે એમ ક્ષત્રિયોએ માનવું નહિ. એનો પ્રતાપ–અગ્નિ ખૂબ બળવાન છે. તરવારને અગ્નિમાં નાખી ઘસે એટલે ધાર ચઢે અને તેને પાણી ચઢાવે. આમાં માળવાની સ્ત્રીઓ વિધવા થતાં આંસુ સારતી તે પાણી ચઢયું છે, એટલે ઊલટી એ તો વધારે બળવાન થઈ છે.)

પાદ ૨૧. श्रीविक्रमादित्यनरेश्वरस्य, त्वया न किं विप्रकृतं नरेन्द्र ! ।
यशांस्यहार्षीः प्रथमं समन्तात्, क्षणादभांक्षीरथ राजधानीम् । (उपजाति)

'હે નરેન્દ્ર! (સિદ્ધરાજ!) તમે વિક્રમાદિત્ય નરેશ્વર (માળવાના સંવત્ પ્રવર્તક)ની વિરુદ્ધ છતાં પ્રકૃષ્ટ શું નથી કર્યું? પ્રથમ તો ચોતરફ પ્રસરેલા તેના યશો (વિક્રમ વડે સૂર્ય જેવા પ્રતાપી એની કીર્તિઓ)ને હરી લીધા અને ક્ષણમાં તેની રાજધાની–(ઉજ્જયિની)ને ભાંગી નાખી?' (વિક્રમાદિત્ય મહારાજા ઉજ્જયિની—ધારાના રાજા, માલવપતિ, અતિ ઉદાર હતા. એના કરતાં સિદ્ધરાજ વધારે ઉદાર નીકળ્યો એટલે એનો યશ પણ હરી લીધો અને વધારામાં એનું યશસ્થાન એની રાજધાની પણ ભાંગી નાખી. આ રીતે સિદ્ધરાજ વિક્રમથી પણ ચઢે એમ બનાવવાનો આશય જણાય છે.)

પાદ ૨૨. मृदित्वा दोःकण्डूं समरभुवि वैरिक्षितिभुजां,
भुजादण्डे दध्रुः कति न नवखण्डां वसुमतीम् ।

यद्येवं साम्राज्ये विजयिनि वितृष्णेन मनसा,
यशो योगीशानां पिबसि नृप ! तत् कस्य सदृशम् ॥ ( शिखरिणी )

'હે રાજન્ ( સિદ્ધરાજ! ) રણસંગ્રામની ભૂમિમાં વૈરી રાજાઓના હાથ ( બાહુ )ની ખાજ—ચળનું મર્દન કરી, નવ ખંડોવાળી આ વસુમતી( પૃથ્વી )ને કેટલા રાજાઓએ ( વાસુદેવ, ચક્રવર્તી જેવાઓએ ) ( પોતાની ) ભુજા-દંડ પર ધારણ કરી નથી ? ( એમની સાથે એ રીતે તમારી તુલના કરી શકાય, પરંતુ આવી વિશેષતા ક્યાં છે ? ) પરંતુ એવી રીતે વિજય કરી મેળવેલ સામ્રાજ્ય વિજયવંત —વિદ્યમાન હોવા છતાં, તૃષ્ણા રહિત (નિસ્પૃહ) મન વડે તમે યોગીશ્વરોના યશનું પાન કરો છો ? તે કોના સરખું કહેવું ?' ( દુશ્મન રાજાના હાથની ચળ ( લડવાની ) તેં ભાંગી નાખી અને હાથ પર નવ ખંડ પૃથ્વી ધારણ કરી અને છતાં તૃષ્ણા વગરનું મન રાખી શક્યો તેથી ખરેખર, મોટા યોગીઓનો મહાન યશ તેં પ્રાપ્ત કર્યો છે. વિતૃષ્ણ યોગીઓનો યશ મહાન રાજા ધારણ કરે એ અદ્ભુત છે અને તેની સાથે સરખાવી શકાય એવી કોઈ ચીજ દુનિયામાં છે નહિ. રાજા લડતો હતો છતાં અલિપ્ત હતો એવો ભાવ છે.)

पाद २३. जयस्तम्भान् सीमन्यनुजलधिवेलं निहितवान्,
वितानैर्ब्रह्माण्डं शुचिगुणगरिष्ठैः पिहितवान् ।
यशस्तेजोरूपैरलिपत जगन्त्यर्घघुसृणैः,
कृतो यात्रानन्दो विरमति न किं सिद्धनृपतिः ? ॥२३॥ (शिखरिणी)

'જેણે સીમ—મર્યાદામાં—વિસ્તરેલા સામ્રાજ્યની હદમાં, પ્રત્યેક સમુદ્રની વેલા ( મર્યાદા )માં જય-સ્તંભો થાપ્યા—રોપ્યા, જેણે પવિત્ર ગુણોથી અત્યંત ગૌરવવાળા ચંદરવાઓ વડે બ્રહ્માંડને આચ્છાદિત કર્યું, જેણે યશ અને તેજ( પ્રતાપ )રૂપી અર્ઘ-કુંકમ વડે ત્રણે જગતને લિપ્ત કર્યાં; જેણે યાત્રા ( દિગ્વિજય-યાત્રા ) દ્વારા આનંદ કર્યો, તે સિદ્ધરાજ, વિરામ કેમ લેતો નથી ?–( અથવા વિરામ કેમ ન લ્યે ? )' ( જીવનયાત્રા સિદ્ધરાજે ભારે સરસ કરી. એક તો સમુદ્ર સુધી દેશની હદ જમાવી; બીજું પોતાના ગુણોથી પૃથ્વીને ઢાંકી દીધી; ત્રીજું યશકીર્તિથી પૃથ્વીને લીપી દીધી. આ રીતે જય, વિજય અને ગુણથી જીવનયાત્રા સરળ કરી ખૂબ કર્યું. હજુ પણ એનો યાત્રાનંદ—જીવન-સાફલ્ય—અટકતાં નથી, ખુબ પ્રશંસા આ રીતે કરી. )

पाद २४. भूमिं कामगवि ! स्वगोमयरसैरासिञ्च रत्नाकरा !,
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुम्भी भव ।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥२४॥ (शार्दूल०)

'હે કામધેનુ! (ઇચ્છિત આપનારી ગાય!) તું પોતાના ગોમય (પવિત્ર) રસો વડે ભૂમિને સારી રીતે સિંચિત કર, હે રત્નાકરો! તમે મોતીઓના સાથિયા રચો, હે ચંદ્ર! તું પૂર્ણ કુંભ રૂપ (મંગલ કલશ રૂપ) થઈ જા, હે દિગ્ગજો! તમે કલ્પવૃક્ષોના પલ્લવો ધારણ કરી (લઈ) પોતાની સરળ સૂંઢો વડે તોરણો બનાવો; ખરેખર, જગતી(પૃથ્વી)ને જીતીને વિજય મેળવીને સિદ્ધરાજ આવે છે.' (આ શ્લોક સિદ્ધરાજ અને આચાર્યના પ્રથમ પ્રસંગના વર્ણનમાં અન્યત્ર વિસ્તારથી ચર્ચ્યો છે. એ ભારે ચમત્કારી અને આકર્ષક શ્લોક છે.)

पाद २५. लब्धलक्षाविपक्षेषु, विलक्षास्त्वयि मार्गणाः ।
तथापि तव सिद्धेन्द्र !, दातेत्युत्कंधरो यशः ॥ २५ ॥ (अनुष्टुप्)

'હે સિદ્ધેન્દ્ર! (સિદ્ધરાજ!) વિપક્ષોમાં—શત્રુઓમાં લક્ષો (માગણોના અર્થમાં લાખો અને બાણોના અર્થમાં લક્ષ્યો—વિંધવા લાયક સ્થાનો)ને મેળવનારા અને તમારામાં વિલક્ષ (લક્ષ—લક્ષ્યને ન પ્રાપ્ત કરી શકનારા બાણો અને બીજા અર્થમાં વિલખા થઈ જનારા—ભોંઠા પડનારા) માર્ગણો (પહેલા અર્થમાં બાણો અને બીજા અર્થમાં માગણો—યાચકો) થાય છે; તો પણ દાતા (દાન આપનાર; બીજા અર્થમાં છેદનાર—કાપનાર) એવો તમારો યશ, ડોકમાંથી બહાર નીકળે છે.' (શબ્દશ્લેષ દ્વારા સિદ્ધરાજની બાણકલા—કુશલતા સૂચવી છે.)

पाद २६. उत्साहसाहसवतां भवता नरेन्द्र !,
धाराव्रतं किमपि तद्विषमं सिषेवे ।
यस्मात् फलं न खलु मालवमात्रमेव,
श्रीपर्वतोऽपि तव कन्दुककेलिपात्रम् ॥ २६ ॥ (वसंततिलका)

'હે નરેન્દ્ર! (સિદ્ધરાજ!) ઉત્સાહ અને સાહસવાળા એવા આપે તે વિષમ (ઘણું આકરું—કષ્ટસાધ્ય) અપૂર્વ ધારાવ્રત (ધારાનગરી) ગ્રહણ કરવાનું વ્રત, (બીજાઓ અસિધારાવ્રત સેવે છે, તેવા નામનું, પરંતુ કર્મથી તેનાથી વિલક્ષણ વ્રત) સેવ્યું; જેથી ખરેખર ફળ માલવમાત્ર જ નહિ (મા-લવ=લક્ષ્મીનો લેશ માત્ર જ નહિ, કે જે

બીજા પ્રકારના ધારા-વ્રત સેવનારાઓને મળે છે; બીજી રીતે સિદ્ધ-રાજના સંબંધમાં--માત્ર માળવો દેશ જ નહિ), શ્રી પર્વત (તે નામનો એક વિશિષ્ટ પર્વત, અને બીજા અર્થમાં શ્રી કેલિ=દડાની રમત)નો પાત્ર બન્યો—તેને હસ્તગત થયો.' ('તારા અધિકારમાં આવ્યો' એમ સૂચિત કર્યું છે.)

પાદ ૨૭. अयमवनिपतीन्द्रो मालवेन્द્રાवरोध-
स्तनकलशपवित्रां पत्रवल्लीं लुनातु ।
कथमखिलमहीभृन्मौलिमाणिक्यभेदे,
घटयति पटिमानं भग्नधारस्तवासिः ॥ २७ ॥ (मालिनी)

'રાજાઓમાં ચંદ્ર જેવા હે સિદ્ધરાજ! તમારી ભગ્નધાર (જેની ધાર ભાંગી ગઈ છે તેવી અને બીજા અર્થમાં ધારા-નગરીને ભગ્ન કરનારી) આ તરવાર, સમસ્ત રાજાઓનાં મુકુટોનાં માણિક્યોને ભેદવામાં સામર્થ્ય--ચતુરાઈ કેવી રીતે દર્શાવી--કરી શકે? (તરવારની ધાર ભાંગી જાય તો તે પર્વતોનાં શિખરોમાં રહેલાં માણેકોને ભેદી ન શકે—એવો બીજો ધ્વનિ સૂચિત કર્યો છે.) એથી તમારી આ તરવાર માલવેન્દ્ર —માલવરાજના અંતઃપુરની સ્ત્રીઓની--રાણીઓની, સ્તન રૂપી કલશો વડે પવિત્ર થયેલી પત્રવલ્લીને કાપો (ભાંગી ગયેલી ધારવાળી તરવાર વડે ભાજી-પાલા જેવું કપાય તેવી રીતે ઉપરની સૂચના કરી છે અને બીજી રીતે માલવરાજના વિરહથી તેની પત્નીઓના પૂર્વોક્ત પત્રવલ્લી જેવા શૃંગારો તમારી તરવારે નષ્ટ કર્યા--એમ સૂચવી કવિએ ખૂબીથી સિદ્ધરાજના માલવ-વિજય સંબંધી પરાક્રમની પ્રશંસા કરી છે.)

પાદ ૨૮. क्षितिधव ! भवदीयैः क्षीरधारावलक्षै,
रिपुविजययशोभिः श्वेत एवासिदंडः ।
किमुत कवलितैस्तैः कज्जलैर्मालवीनां,
परिणीतमहिमाऽसौ नीलिमानं बिभर्ति ॥ २८ ॥ (मालिनी)

'હે પૃથ્વીપતિ! (સિદ્ધરાજ!) દૂધની ધાર જેવા ઊજળા, શત્રુ-ઓપર વિજય મેળવવાથી વિસ્તરેલા આપના યશો વડે અસિ દંડ શ્વેત જ છે? અથવા માળવાની નારીઓ (પતિ-પુત્રાદિ રહિત થયેલી સ્ત્રીઓ)નાં કવલિત કરેલાં તે કાજળો વડે, તેનો મહિમા પરિણમતાં તેની અસર થવાથી તે શું કાળાશ ધારણ કરે છે?' (વિજયયશથી

એનો અસિદંડ, એની તરવાર સફેદ છે, પણ એણે માળવાની સ્ત્રીઓનાં કાજળ ખૂબ ખાધેલ છે. રડતી સ્ત્રીઓની આંખમાંથી રડવાને કારણે આંજણ બહાર પડે છે તેના રંગથી એ શું કાળો રંગ ધારણ કરે છે ? ઉત્પ્રેક્ષા છે.)

पाद २९. यद्दोर्मण्डलकुण्डलीकृतधनुर्दण्डेन सिद्धाधिप !,
क्रीतं वैरिकुलात् त्वया किल दलत्कुन्दावदातं यशः ।
भ्रान्त्वा त्रीणि जगन्ति खेदविवशं तन्मालवीनां व्यधा-
दापाण्डौ स्तनमण्डले च धवले गण्डस्थले च स्थितम् ॥२९॥ (शार्दूल०)

'હે સિદ્ધરાજ ! તમે બાહુ-મંડળ દ્વારા કુંડલ રૂપ કરેલા ધનુષ્ય-દંડ વડે વૈરીઓનાં કુલ પાસેથી ખરેખર, ખીલતા કુંદ પુષ્પ ( મોગરાના ફૂલ ) જેવો ઉજ્જવલ યશ ખરીદ્યો, તે યશે ત્રણે જગતમાં ભમીને ખેદવશ થઈને ( થાકી જવાથી ખિન્ન થઈને ) માલવ દેશની સ્ત્રીઓ ( પતિરહિત થતાં શોકાતુર અને ભોગવિહીન થયેલી ) ના સફેદ—ફિક્કા થઈ ગયેલા—સ્તન-મંડળ પર અને ધોળા ગંડસ્થલ ( ગાલ-પ્રદેશ ) પર સ્થિતિ કરી—ત્યાં જઈને તે ઠર્યું—ઉજ્જવલ રૂપે તે ત્યાં જણાય છે.' ( ધનુષના બળથી સિદ્ધરાજે આબરુ—કીર્તિ મેળવી. એ ત્રણે જગતમાં ખૂબ ફરી એટલે સ્વર્ગ, મૃત્યુ, પાતાળમાં તેનો યશડંકો વાગ્યો અને આખરે એનું સ્થાન માળવીઓના સ્તનમંડળ અને ગંડસ્થળ પર થયું. મતલબ એનો યશડંકો છેવટે માળવામાં વાગ્યો ).

पाद ३०. द्विषत्पुरक्षोदविनोदहेतोर्भवादवामस्य भवद्भुजस्य ।
अयं विशेषो भुवनैकवीर !, परं न यत् काममपाकरोति ॥ (उपेंद्रवज्रा)

'હે ભુવન ( જગત્ )માં અદ્વિતીય વીર ! ( હે સિદ્ધરાજ ! ) શત્રુઓનાં પુરને ચૂર્ણ ( વિનાશ ) કરવાના વિનોદમાં હેતુભૂત એવા મહાદેવ કરતાં પણ આપના જમણા હાથની આ વિશેષતા છે કે તે પર ( મહાદેવના પક્ષમાં અર્થ શત્રુ, સિદ્ધરાજના પક્ષમાં અર્થ બીજા અથવા શ્રેષ્ઠ ) કામ ( મહાદેવના પક્ષમાં કામદેવ, અને સિદ્ધરાજના પક્ષમાં અભિલાષ—ઇચ્છા )ને દૂર કરતો નથી.' ( શત્રુઓનાં પુરને નાશ કરવામાં મહાદેવ અને સિદ્ધરાજના હાથની સમાનતા છે; પરંતુ બીજી રીતે મહાદેવ કરતાં પણ સિદ્ધરાજના હાથની વિશેષતા છે કે-મહાદેવે કામને દૂર કર્યો—ભસ્મીભૂત કર્યો હતો અને સિદ્ધરાજનો હાથ તો કામ—શબ્દશ્લેષ હોવાથી બીજા અર્થમાં અભિલાષને દૂર કરતો નથી.)'

पाद ३१. ऊर्ध्वं स्वर्गनिकेतनादपि तले पातालमूलादपि,
त्वत्कीर्तिर्भ्रमति क्षितीश्वरमणे ! पारे पयोधेरपि ।
तेनास्याः प्रमदास्वभावसुलभैरुच्चावचैश्चापलै-
स्ते वाचंयमवृत्तयोऽपि मुनयो मौनव्रतं त्याजिताः ॥ ( शार्दूलवि० )

'પૃથ્વીના રાજાઓના મુકુટમણિ ! તારી કીર્તિ ઉપર સ્વર્ગ-ભુવન—દેવલોકથી પણ દૂર ભમે છે અને નીચે પાતાળના તળિયાથી પણ વધારે નીચી જાય છે અને દરિયાની પણ પેલે પાર જાય છે. સ્ત્રીઓના સ્વભાવને સુલભ એવા એવા આવા પ્રકારના ઊંચાનીચા ચપળ સ્વભાવને લઈને એણે વાણી ઉપર સંયમ રાખનારા મુનિઓના મૌનવ્રતને પણ મૂકાવી દીધાં છે. (કીર્તિ બધે ફરે, ઉપર નીચે અને સીધી દરિયાપાર જાય. એટલે એ ચપળ કહેવાય અને એ એટલી ચપળ છે કે એણે મુનિઓના મૌનવ્રતને પણ છોડાવી દીધું એટલે મુનિઓ પણ સિદ્ધરાજની કીર્તિ ગાવા લાગ્યા. વાંચયમ શબ્દદ્વારા સિદ્ધરાજની કીર્તિપ્રશંસા કરનાર તરીકે હેમચંદ્રાચાર્યે પોતાને ધ્વનિત કર્યા હોય તેમ જણાય છે. )

पाद ३२. आसीद् विशांपतिरमुद्रचतुःसमुद्र-
प्रशस्ति १ मुद्राङ्कितक्षितिभरक्षमबाहुदण्डः ।
श्रीमूलराज इति दुर्धरवैरिकुम्भि—
कण्ठीरवः शुचिचुलुक्यकुलावतंसः ॥ ३२ ॥ ( वसंततिलका )

'મુદ્રા (મર્યાદા) રહિત એવા અપાર ચાર સમુદ્રો (ચારે દિશાના)-ની મુદ્રા(મર્યાદા)થી અંકિત થયેલી પૃથ્વીના ભારને વહન કરવામાં સમર્થ બાહુ-દંડવાળો, દુઃખે ધારી—પકડી શકાય—કષ્ટથી અધીન કરી શકાય એવા વૈરી રાજાઓરૂપી હાથીઓને ભેટવામાં સિંહ જેવો, પવિત્ર ચુલુકચકુલમાં આભૂષણ જેવો મૂલરાજ એ નામનો પૃથ્વીપતિ થઈ ગયો.' (પ્રશસ્તિ ગ્રંથને છેડે મૂકી છે, તેનો આ પ્રથમ શ્લોક છે. તેમાં છેવટે મૂળરાજ મહારાજા ચાલુક્યવંશના સ્થાપકની પ્રશંસા કરી છે. અર્થ ૨૫૯ છે. )

प्रशस्ति २ तस्यान्वये समजनि प्रबलप्रताप—
तिग्मद्युतिः क्षितिपतिर्जयसिंहदेवः ।
येन स्ववंशसवितर्यपरं सुधांशौ,
श्रीसिद्धराज इति नाम निजं व्यलेखि ॥ ३३ ॥ ( वसंततिलका )

'તે (મૂળરાજ)ના અન્વય—વંશમાં પ્રબલ પ્રતાપ વડે પ્રચંડ-દ્યુતિ—સૂર્ય જેવો ક્ષિતિપતિ જયસિંહદેવ (રાજા) થયો, જેણે પોતાના વંશને ઉત્પન્ન કરનાર ચંદ્રમાં પોતાનું બીજું નામ સિદ્ધરાજ એવું લખાવ્યું. (પ્રશસ્તિમાં ચાલુક્યશિરોમણિ મૂળરાજનું વર્ણન કરી સીધા સિદ્ધરાજના સમય પર લેખકશ્રી આવી જાય છે. વંશને સૂર્ય સાથે સરખાવી ચંદ્રની શાંતિ બતાવવા એ રાજવીનાં બન્ને નામો અત્રે સૂચવે છે.)

प्रशस्ति ३ सम्यग्निषेव्य चतुरश्चतुरोऽप्युपायान्,
जित्वोपभुज्य च भुवं चतुरब्धिकाञ्चीम् ।
विद्याचतुष्टयविनीतमतिर्जितात्मा,
काष्ठामवाप पुरुषार्थचतुष्टये यः ॥ ३४ ॥ ( वसंततिलका )

'જે ચતુર રાજાએ (સિદ્ધરાજે) ચારે પ્રકારના ઉપાયો (૧ સામ, ૨ દામ, ૩ ભેદ, ૪ દંડ)ને અત્યંત સારી રીતે સેવીને, ચાર સમુદ્ર-રૂપી મેખલા (કંદોરા)વાળી પૃથ્વીને જીતીને તથા તેનો ઉપભોગ કરીને, ચાર પ્રકારની વિદ્યાઓ (૧ વ્યાકરણ, ૨ તર્ક (ન્યાય), ૩ સાહિત્ય અને ૪ ધર્મશાસ્ત્ર—આગમ) વડે વિનીત મતિવાળા જિનાત્મા જે રાજાએ ચારે પુરુષાર્થો (૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ, ૪ મોક્ષ)માં હદ પ્રાપ્ત કરી. (આ શ્લોક ચાર બાબતો લઈને તેની અનેક વાતો સિદ્ધરાજ જયસિંહ સાથે જોડી છે.

ચાર ઉપાયોઃ—૧ સામ—સમજાવવું તે. ૨. દાન—પૈસાની લાંચ આપવી. ૩. ભેદ—શત્રુને લડાવી મારવા અને ૪ દંડ—સજા કરવી. ચાર સમુદ્રઃ અસલ ચાર સમુદ્ર ગણાતા હતા. નામની માહિતી મેળ-વવા યોગ્ય છે. ચાર વિદ્યા ૧ વ્યાકરણ—શબ્દજ્ઞાન ૨ ન્યાય ('લોજીક') ૩ સાહિત્ય અલંકાર—છંદશાસ્ત્ર, ૪ ધર્મશાસ્ત્ર આગમ કે વેદપુરાણ, વગેરે. ચાર પુરુષાર્થઃ ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ, ૪ મોક્ષ. આ સર્વ બાબતમાં સિદ્ધરાજ મહારાજાએ ખૂબ પ્રગતિ કરી. સર્વથી આગળ વધ્યા.)

प्रशस्ति ४ तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण—
शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद्व्यधत्त,
शब्दानुशासनमिदं मुनिहेमचंद्रः ॥ ३५ ॥ ( वसंततिलका )

'અતિ વિસ્તારવાળાં, દુઃખે જ્ઞાન (બોધ) થઈ શકે તેવાં અને વિપ્રકીર્ણ—છૂટક—છૂટક વિખરાયેલાં એવાં શબ્દાનુશાસનો (વ્યાકરણો)ના સમૂહથી કદર્થિત થયેલા—કદર્થના પામેલા—કંટાળેલા તે (સિદ્ધરાજ) વડે અભ્યર્થિત થયેલા—અભ્યર્થના કરાયેલા મુનિહેમચંદ્રે નિષ્પાપનિર્દોષ--કુત્સિત નહિ એવું આ **શબ્દાનુશાસન**, વિધિવત્ (એક રીતે વિધાતા—બ્રહ્માની જેમ એનો અર્થ પણ નીકળી શકે; અને બીજી રીતે વિધિપૂર્વક--યોગ્યપદ્ધતિવાળું અર્થ પણ લઈ શકાય) રચ્યું.' (ગ્રંથનું નામ—શબ્દાનુશાસન, એના બનાવનારનું નામ મુનિ હેમચંદ્ર—સાદું નાનું નામ—કોઈ જાતના વર્ણન કે પદવી વગર. પ્રસંગ—સિદ્ધરાજ મહારાજની અભ્યર્થના. કારણ ત્રણ–૧ શબ્દજ્ઞાન ઘણા વિસ્તારવાળું છે. ૨. અનેક પુસ્તકોમાં વહેંચાયલું છે. ૩. એ છૂટાછવાટા જ્ઞાનનું અત્ર સંમિલન કરવામાં આવ્યું છે એવો એનો ભાવ છે.)

# પરમાર્હત મહારાજા શ્રી કુમારપાળ

: લેખક :

મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી

## રાજાવલી

જૈન આચાર્યોની વ્યવસ્થિત લેખનકળાને અંગે ગુજરાતનો મધ્યમ કાલીન ઇતિહાસ વિશદરૂપે આપણને મળે છે. તેમાંય ચૌલુક્ય વંશનો ઇતિહાસ ઝીણામાં ઝીણી વાતો સાથે આપણી સન્મુખ જૈનાચાર્યોએ મૂક્યો છે. આવો ક્રમિક ઇતિહાસ હિંદના બીજા રાષ્ટ્ર-વંશો માટે ભાગ્યે જ મળતો હશે.

ચૌલુક્ય યાને સોલંકી રાજાઓનો રાષ્ટ્રકાળ વિ. સં. ૧૦૧૭-થી વિ. સં. ૧૨૯૮ સુધી છે. તે વંશમાં નીચે પ્રમાણે રાજાઓ થયા છેઃ—

| રાજા | | રાજ્યાભિષેક કાળ |
|---|---|---|
| મૂળરાજ | ... ... | વિ. સં. ૧૦૧૭ |
| ચામુંડરાય | ... ... | વિ. સં. ૧૦૫૩ (૫૨) |
| દુર્લભરાજ | ... ... | વિ. સં. ૧૦૬૫ |
| ભીમદેવ | ... ... | વિ. સં. ૧૦૭૮ |
| કરણદેવ | ... ... | વિ. સં. ૧૧૨૦ |
| સિદ્ધરાજ | ... ... | વિ. સં. ૧૧૫૦ |
| કુમારપાળ | ... ... | વિ. સં. ૧૧૯૯ મા. સુ. ૪ (૩૦) |
| અજયપાળ | ... .. | વિ. સં. ૧૨૨૯ પો. સુ. ૧૨ |
| લઘુ મૂળરાજ (બીજો) | ... | વિ. સં. ૧૨૩૨ ફા. સુ. ૧૨ |
| ભીમદેવ (બીજો) | ... | વિ. સં. ૧૨૩૪ ચૈ. સુ. ૧૪(૧૩) |
| જયંતસિંહ (બીજો) | ... | વિ. સં. ૧૨૮૦ પહેલાં |
| • ભીમદેવ (પુનઃ) | ... | વિ. સં. ૧૨૮૧-૮૩ |
| ત્રિભુવનપાળ ... | ... | વિ. સં. ૧૨૯૮-૯૯ |

સોલંકી વંશના રાજ્યકાળમાં મુખ્યતાએ ગુજરાતના મંત્રીઓ જૈન હતા. સોલંકી વંશના રાજાઓ પણ જૈનાચાર્યોના સંસર્ગમાં આવતા હતા, તેથી જૈનધર્મથી પરિચિત હતા. ખાસ કરીને મૂળરાજ, દુર્લભરાજ, સિદ્ધરાજ અને ભીમદેવ વગેરે જૈનધર્મપ્રેમી રાજાઓ મનાય છે.[1] અને કુમારપાળ તો પરમ જૈની રાજા હતો.

સિદ્ધરાજ જયસિંહદેવ અપુત્ર મરણ પામ્યો એટલે તેની ગાદીએ ભીમદેવ રાજાનો પુત્ર ક્ષેમરાજ (હરિપાળ) તેનો પુત્ર ત્રિભુવનપાળ અને તેનો પુત્ર કુમારપાળ આવ્યો. કુમારપાળ વિ. સં. ૧૧૯૯ના માગસર સુદિ ૪ ના દિવસે ગુજરાતનો રાજા બન્યો. તેણે ૩૦ વર્ષ ૧ મહિનો અને ૭ દિવસ રાજ્ય ભોગવ્યું. અને વિ. સં. ૧૨૨૯ના પોષ સુદી ૧૨ ના દિવસે તેનું મૃત્યુ થયું. કુમારપાળને મહિપાલ અને કીર્તિપાલ નામે બે ભાઈ હતા. ભોપાળદેવી અને દેવી નામે બે પત્ની તથા દેવળદેવી અને પ્રેમલદેવી નામે બે બહેનો હતી. દેવળદેવીનું લગ્ન શાકંભરીના રાજા અર્ણોરાજની સાથે અને પ્રેમલદેવીનું લગ્ન મોઢારકના જાગીરદાર કૃષ્ણદેવ સાથે થયું હતુ. એ કૃષ્ણદેવ-પ્રેમળદેવીને મહાબળભોજ નામે પુત્ર હતો. કુમારપાળને પુત્ર થયો નથી.

પોતાની પછી કુમારપાળ ગાદીએ આવશે એ જાણ થતાં સિદ્ધરાજે કુમારપાળને મારવા માટે તનતોડ મહેનત કરી હતી, કિન્તુ તેમાં સફળતા મળી નહીં. આ વિકટ અવસ્થામાં શ્રી હેમચંદ્રસૂરિના ઉપદેશથી મંત્રી ઉદયન અને વાગ્ભટ્ટ, તથા આલિગ સજ્જન કુંભાર (સગરા), ભીમસિંહ ખેડૂત, દેવસી કટુક વાણીઓ અને વોસિરિ બ્રાહ્મણે કુમારપાળને કિમતી મદદ કરી. કુમારપાળે પણ રાજ્ય પ્રાપ્ત

1. "મૂળ વસતિક નામનું નામનું જૈન દેવળ પણ તેણે (મૂળરાજે) બંધાવેલું કહેવાય છે." (પૃ. ૧૫૦) તથા "દુર્લભરાજ જૈનધર્મને પણ માનતો હોય એમ જણાય છે." (પૃ. ૧૫૨) "જૈનધર્મી ભીમને હું મારી બેન નહી પરણાવું." (પૃ. ૨૦૬): રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ કૃત "ગુજરાતના પ્રાચીન ઈતિહાસ"

બારમા ગુજરાતી સાહિત્ય સમ્મેલન (અમદાવાદ)માં ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ શ્રીમાન જિનવિજયજીના વ્યાખ્યાન પૃ. ૧૧માં ગુર્જરેશ્વર મૂળરાજના યુવરાજ ચામુંડરાજે વિ. સં. ૧૦૩૩માં વડસમાના જિનમંદિરની પૂજા માટે આપેલ ભૂમિદાનના તામ્રપત્રનું સૂચન છે.

થતાં તે દરેકના ઉપકારનો યોગ્ય બદલો વાળી આપ્યો છે, અને પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી છે.[1]

આ સિવાય રાજ્યપ્રાપ્તિ સમયે મોઢારકના સ્વામી (કુમારપાળના બનેવી) કૃષ્ણદેવે પણ કુમારપાળને સહકાર આપ્યો હતો, પરન્તુ તેનાં અપમાન ભર્યાં વચનોથી ગુસ્સે થઈ કુમારપાળે તેને મારી નાખ્યો હતો. સંભવ છે કે તેના પુત્ર મહાબળનો યોગ્ય સત્કાર કર્યો હશે.

સં. ૧૨૭૩ની શ્રીધરની દેવપત્તનવાળી પ્રશસ્તિમાં શોભના પુત્ર સચીવવલ્લે કુમારપાળને રાજ્યાભિષેકમાં સહાય કર્યાનું સૂચન છે. કિન્તુ કુમારપાળે પોતાના ઉપકારીઓની નોંધમાં (યાદીમાં) તેને યાદ કર્યો હોય તેનું પ્રમાણ મળી શકતું નથી. શ્રી. ગો. હા. દેશાઈએ પણ તેની નોંધ લીધી નથી.

## સામ્રાજ્ય-નિર્માણ

ગુર્જરેશ્વર કુમારપાળે પોતાના શાસનના પૂર્વાર્ધ કાળમાં અનેક યુદ્ધ કર્યાં છે. આ બધામાં શાકંભરીના અર્ણોરાજ સાથેનું યુદ્ધ બહુ જ મહત્ત્વનું લેખાય છે. સૈન્ય ફૂટી જવાથી બીજાની સહાય વિના જ – પોતે એકલાએ જ આ યુદ્ધમાં વિજય મેળવ્યો હતો. આશરે સં. ૧૨૦૦માં એટલે રાજ્યાભિષેક પછી તુરતમાં જ આ યુદ્ધ થયું હતું અને તેમાં તેની મહારાજાધીશ્વર પદની યોગ્યતા સાબિત થઈ હતી. ત્યારપછી માળવાનો બલ્લાલ (સં. ૧૨૦૭), સૌરાષ્ટ્રનો સચર (સં. ૧૨૦૮-૯), કોંકણનો મલ્લિકાર્જુન (સં. ૧૨૧૬થી ૧૨૧૮), સાંભરરાજ (સં. ૧૨૧૭ આશરે) અને ચેદિરાજ (સં. ૧૨૨૪)[1]ની સાથે યુદ્ધ કરી તે પ્રદેશમાં પોતાની આણ ફેરવી હતી. ગુર્જરેશ્વર કુમારપાળ અઢાર દેશનો રાજા ગણાય છે, જે અઢાર દેશ આ પ્રમાણે છે-૧ કર્ણાટક, ૨ ગુર્જર, ૩ લાટ, ૪ સોરઠ, ૫ કચ્છ, ૬ સિન્ધુ, ૭ ઉચ્ચા, ૮ ભંભેરી, ૯ મરૂ, ૧૦ માળવા, ૧૧ કોંકણ, ૧૨ મહારાષ્ટ્ર, ૧૩ કીર, ૧૪ જાલંધર, ૧૫ સપાદલક્ષ, ૧૬ મેવાડ, ૧૭ દીવ અને ૧૮ આભીર. ('પ્રબંધ ચિન્તામણિ' પૃ. ૧૮૯)

---

૧. રા. બ. ગો. હા દેશાઈ: 'ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ': પૃ. ૧૮૫.

૧ 'પ્રબંધચિન્તામણિ'માં ચેદિરાજનો પ્રસંગ ડાહલ દેશના કર્ણ સાથે યોજાયેલ છે.

આથી જ કુમારપાળની બિરુદાવલીમાં મહારાજ, નિજભૂજવિક્રમ-રણાંગણવિનિર્જિતશાકંભરીભૂપાલ, પ્રૌઢપ્રતાપ, અવન્તીનાથ[2] અને ચક્રવર્તી[3] વગેરે બિરુદો કોતરાયાં છે--લખાયાં છે.

## શિલાલેખાદિમાંનાં વિશેષણો

ગુર્જરેશ્વર કુમારપાળના શાસનકાળમાં ઉત્કીર્ણ સાહિત્ય પણ તેના ઐતિહાસિક જીવન ઉપર સુંદર પ્રકાશ પાડે છે. તે પૈકીની કેટલીક પંક્તિઓ નીચે પ્રમાણે છે—

૧. સં. ૧૨૦૧ પો. સુદ ૨ શનિવારના સક્રાંતિ પર્વમાં ચાંદ્રાપલ્લીમાં સિદ્ધેશ્વર વૈદ્યનાથના મંદિરમાં એક બ્રાહ્મણને ગંભૂતા પાસેનું ગામ આપ્યાનું શ્રી કુમારપાલની સહીવાળું તામ્રપત્ર[4]—

परमभट्टारक–महाराजाधिराज–परमेश्वर–त्रिभुवनगण्डावन्तीनाथ–वर्बरक-जिष्णु–सिद्धचक्रवर्ति–श्रीमज्जयसिंहदेवपादानुध्यात-परमभट्टारक-महाराजाधिराज–परमेश्वर–निजभूजविक्रमरणांगणविनिर्जितशाकंभरीभूपाल–श्रीमत् कुमारपालदेव-विजयोदयी......

---

૨ અવન્તીનાથ માટે જુઓ રા. ગો. દેશાઈ "ગુ. પ્રા. ઈ." પૃ. ૧૯૩ તથા વાંચો "કુમારપાલે માળવા અને સાંભરના રાજા ઉપર જીત મેળવી હતી, એ નિર્વિવાદ છે. 'અવન્તિનાથ' એ કુમાળપાળનાં બિરુદો પૈકીનું એક છે." પૃ. ૧૯૪.

૩ ગુજરાતના સ ૧ ચક્રવર્તીઓ નીચે પ્રમાણે મનાય છે.

૧ ભીમદેવ. ૨ કર્ણદેવ, ૩ સિદ્ધરાજ, ૪ કુમારપાળ, ૫ અજયપાળ, ૬ મૂળરાજ અને ૭ ભીમદેવ (જુઓ 'ગુ. એ. લે.' લેખાંક ૧૬૬, ૧૮૯, ૧૭૦, ૩૦૧, ૨૦૨, ૨૦૩, વગેરે.) ૧ સિદ્ધરાજ, ૨ કુમારપાળ, ૩ અજયપાળ, ૪ મૂળરાજ બીજો, ૫ વિશળદેવ, ૬ અર્જુનદેવ, ૭ સારંગદેવ (જુઓ 'પુરાતત્ત્વ ત્રૈમાસિક,' પુ. ૧. અં. ૧, પૃ. ૩૭માં પ્રકાશિત સં. ૧૩૩૩નો આમરણનો શિલાલેખ).

૪ અમદાવાદમાં શેઠ સારાભાઈ ડાહ્યાભાઈએ, સં. ૧૧૮૮ ચૈ. સુદ ૧૫ સોમ. સં. ૧૧૯૩ ફા. વ. મંગળ મકરસંક્રાન્તિ (જેમાં સ. ૧૧૮૭ના ગ્રામશાસનની પુનરાજ્ઞા છે) અને સં. ૧૨૦૧ પોસ સુદ ૨ વગેરે તિથિના સિદ્ધરાજ, મહામાત્ય શાન્તુપ અને કુમારપાળના પડિમાત્રામાં ઉત્કીર્ણ તામ્રપત્રો જોવા આપ્યાં હતાં, જેની પૂરી નકલ મારી પાસે છે. તેમાંથી પ્રસ્તુત પાઠ આપેલ છે. આ તામ્રપત્રો સંબંધી યથાસમયે પ્રકાશ પાડવામાં આવશે.

મહારાજાધિરાજ, પરમેશ્વર, શાકંભરીભૂપાલવિજેતા, વિજયોદયી (સં. ૧૨૦૧)

૨. સં. ૧૨૦૨, સિંહ સંવત્ ૩૨ આસો વદ ૧૩ સોમવારે ગોહિલ સોમના સહજીગેશ્વર મહાદેવ માટે તેના લઘુ ભ્રાતા મલુકે શાસન આપ્યાનો માંગરોળની સોઢડીવાવવાળો કાળા પત્થરનો શિલાલેખ—

(२) कृत्वा राज्यमुपारमन्नरपतिः श्रीसिद्धराजो यदा
दैवादुत्तम (३) कीर्तिमण्डितमहोपृष्ठो गरिष्ठो गुणैः ।
आचक्राम झटित्यचिंत्यमहिमा तद्राज्यसिंहासनं
श्रीमा (४) नेष कुमारपालनृपतिः पुण्यप्ररूढोदयः ॥ २ ॥
राज्येऽमुष्य महीभुजोऽ भवदिह श्री गूहिल्ला (५) ख्यान्वये...

અદ્‌ભૂત મહિમાવાળો અને પુણ્યથી રૂઢતા (નિશ્ચળતા)ને પામ્યો છે ઉદય જેનો એવો આ કુમારપાળ રાજા તેના રાજ્યનું સિંહાસન દબાવી બેઠો. (૨)

('ગુ. ઐ. લે.' પુ. ૩૩)

૩. સં. ૧૨૦૭ કુમારપાળે ચિત્રકૂટમાં ઉત્તર દિશાના ઢોળાવ પરના સમિદ્ધેશ્વરના મંદિરને ગામ વગેરેનું દાન કર્યું તેનો કાળા આરસમાં ખોદેલ અને ચિત્તોડગઢના મોકલજીના મંદિરમાં રહેલ શિલાલેખ—

( ) ओं ॥ नमः सर्व्वज्ञाय ॥
(८) तस्मिन्नगरसाम्रा (९) ज्यं २ प्राप्ते नियतेर्वशात् ।
कुमारपालदेवोऽभूत्प्रतापाक्रान्तशात्रवः ॥
स्वतेजसाप्रसह्येन न परं येन शात्रवः ।
पदं भूभृच्छिरस्सूच्चैः कारि (१०) तो बन्धुरप्यलम् ॥
आज्ञा यस्य महिनाथैश्चतुरम्बुधिमध्यगैः ।
ध्रियते मूर्तिभिर्न्नम्रैर्देवशेषेव सन्ततम् ॥

महीभृन्निकुंजेषु शाकम्भरी(११)शः,
प्रियापुत्रलोके न शाकंभरीशः ।
अपि प्रास्तशत्रुर्मयाकं प्रभूतः,
स्थितौ यस्य मत्तात्रवाजिप्रभूतः ॥

सपादलक्षामामर्द्य नम्रीकृ(१२)तमदानरः ।
स्वयमयान्महीनाथो ग्रामे शालिपुराभिधे ॥

(२८) श्रीजयकीर्तिशिष्येण दिगम्बरगणेशिना ।
प्रशस्तिरीदृषी चक्रे....... श्रीरामकीर्तिना ॥

લેખપંક્તિ ૮ થી ૧૨—"જેની પછી કુમારપાળ આવ્યો. જ્યારે આ નૃપે શાકંભરીના નૃપનો પરાજય કર્યો અને સપાદલક્ષમંડળ ઉજ્જડ કર્યું ત્યારે તે શાલીપુર નામે સ્થાનમાં ગયો."

(ગુ. ઐ. લે. પૃ. ૩૪.)

૪. સં. ૧૨૦૮ આ. સુ. ૫ ને ગુરુવારે શ્રીપાલે રચેલ અને સં. ૧૬૮૯ ચૈ. શુ. ૧ ને ગુરુવારે ફરીવાર પત્થર પર કોતરાએલ વડનગરના કિલ્લાની પ્રશસ્તિ—

(२०) ... ... ... ... ... ...
क्रीडाकोड इवोद्धार वसुधां देवाधिदेवाज्ञया ।
देवः सोथ कुमारपालनृपतिः श्रीराज्यचूडाम(२१)णिः
......र्गादवतीर्णवान् हरिरिति ज्ञानः प्रभावाज्जनैः ॥ १४ ॥

अर्णोराजनराधिराजहृदये क्षिप्तैकबाणव्रजा,
च्योतल्लोहितनर्प(२२)णादमदयच्चण्डीभुजस्थाविनीं ।
द्वारालंबितमालवेश्वरशिरःपद्मेन यश्चाहर—
ल्लीलाकजलंग्रहव्यसनिनीं चौलुक्यराजान्वयः ॥ १५ ॥

(२३) शुद्धाचारनवावतारतरणिः धर्मकर्मक्रम—
प्रादुर्भावविशारदो नयपथप्रस्थानसार्थाधिपः ॥
यः संप्रत्यवतारयन् कृ(२४)तयुगं योगं...लंघयन्
मन्ये संहरति स्म भूमिवलयं कालव्यवस्थामपि ॥ १६ ॥

(२५) ... ... ... ...
नष्टोदीच्यनराधिपो जितसितच्छत्रैः प्रसूनोज्वलः ।
छिन्नप्राच्यनरेन्द्रमालिकमलैः प्रौष्यत्फलद्योतित—
च्छायादूरमवर्द्धयन्निज(२६)कुले यस्य प्रतापद्रुमः ॥ १७ ॥

आचारः किल तस्य रक्षणविधिर्विघ्नेशनिर्नाशित—
प्रत्यूहस्य फलावलोकिशकुनज्ञानस्य मंत्रान्वयः ।
(२७) देवीमंडलखंडिताखिलरिपोयुर्द्धे विनोदोत्सवः
श्रीसोमेश्वरदत्तराज्यविभवस्याडंबरं वाहिनी ॥ १८ ॥

સારાંશ:—રાજા કુમારપાલ દેવે ઇશ્વિરની આજ્ઞાથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. પ્રભાવશાળી હરિ અવતર્યો છે એવો ખ્યાલ જનતાને કરાવ્યો. અર્ણોરાજ તથા માલવેશ્વરને હરાવ્યા. શુદ્ધાચાર અને સદ્ધર્મ પ્રવર્તાવ્યો. ન્યાયમાર્ગમાં પ્રસ્થાન કર્યું. કલિયુગને હાંકી કાઢ્યો અને કૃતયુગ પ્રવર્તાવ્યો.[1] ઉત્તર તથા પૂર્વના રાજાઓને જીતી પ્રતાપ વધાર્યો. ઇશ્વિર જેને રાજ્ય આપે છે, ગણપતિ જેનું રક્ષણ કરે છે, દેવીઓ જેના શત્રુઓનો વિનાશ કરે છે અને શકુનજ્ઞાન જેને પ્રત્યક્ષ છે, એ કુમારપાળરાજાને સેના, રક્ષણસામગ્રી, યુદ્ધક્રિયા, અને મંત્રજાપ તો દેખાવ માત્ર છે. અર્થાત્ કુમારપાળ મહારાજા દરેક રીતે મહાન પુણ્યશાલી છે, ઉદયશીલ છે. (સં. ૧૨૦૮).

૫. સં. ૧૨૦૮ના લગભગ નાડોલવાસી પોરવાડ શુભંકરના પુત્ર પુલિગ-સાલિકની વિનતીથી શૈવધર્મી મહારાણી ગિરજાદેવીએ ૧૧, ૧૪, ૧૫ અને ૦)) ની અમારી પ્રવર્તાવી તે સંબંધી દક્ષિણ મારવાડમાં રત્નપુરના શિવાલયમાં કોતરેલ અને ભાવનગર રાજ્યના પ્રાકૃત અને સંસ્કૃત લેખોના સંગ્રહમાં પ્રકાશિત અમારિશાસન:—

(૧) ..........रामस्तराजा(२)वलिविराजित—महाराजाधिराज परमभट्टारक परमेश्वर—निजभुजविक्रमरणांगणविनिर्जित......पार्वतीपतिवरलब्धप्रौढप्रताप श्रीकुमारपालदेवकल्याणविजयराज्ये (३) स्वे स्वे वर्तमाने श्रीशम्भुप्रसादावाप्तस्वच्छपूरत्नपुरचतुराशिकायां महाराजभूपालश्रीरायपालदेवान् महासनप्राप्त-

[1] આ ઉલ્લેખથી માની શકાય છે કે કુમારપાલે સં. ૧૨૦૮ પૂર્વે 'સાત વ્યસનના ત્યાગ પહેલાં સ્ત્રી સંગ કરવો નહિં અને મદ્યમાંસ ખાવું નહિ એવી પ્રતિજ્ઞા કરી, (જુઓ 'ગુ. પ્રા. ઈ.', પૃષ્ઠ ૧૯૪). સોમેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર ચાલુ કર્યો અને આશરે સં. ૧૨૧૦માં ત્યાની પહેલી યાત્રા કરી ત્યારપછી મંત્રી આંબડે સં. ૧૨૧૧-૧૩માં શત્રુંજય તીર્થના આદીશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને સં. ૧૨૧૫માં શાલિવાહન વગેરેએ ગિરનારના નેમીશ્વર મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

મહારાજા કુમારપાલે સં. ૧૨૦૮ના અરસામાં અમારિ પ્રવર્તાવ્યાની સાક્ષી રાણી ગિરિજાદેવી તથા મહારાજા આલ્હણદેવના સં. ૧૨૦૮ ૧૨૦૯ના શિલાલેખો પણ પૂરે છે.

'મોહરાજપરાજય' નાટકમાં મોહને ૧૨ વર્ષનો [illegible] ત્યાં ૨૨ વર્ષ જોઈએ.

श्रीयूनपाक्षदेव–श्रीमहाराज्ञी–श्रीगिरिजादेवीसंसारस्यासारतां (४)विचिन्त्य प्राणिनामभयदानं महादानं मत्वा......( प्रा. जै. ले. सं. २ पृ. २७१ )

પરમેશ્વર, નિજભુજવિક્રમરણાંગણવિનિર્જિત૦, પાર્વતીપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ[1] શ્રી કુમારપાલ.

શમ્ભુપ્રાસાદથી મળેલ રત્નપુરમાં મહારાજ ભૂપાલ રાયપાલથી શાસન મેળવનાર પૂનપાક્ષ દેવ.

૬. સં. ૧૨૦૯ મહાવાદી ૧૪ શનિવારે શિવરાત્રિને દિવસે નાડોલવાસી પોરવાડ શુભંકરના પુત્ર પુતિગ તથા સાલિકની વિનંતિથી કિરાડુ, લાટહ્રદ અને શિઓના જાગિરદાર આલ્હણુ દેવે ૮-૧૧-૧૪-૧૫ અને ૦))ની અમારિ પ્રવર્તાવી, તે સંબંધી જોધપુર રાજ્યના મલ્લાણી જિલ્લામાં બાહડમેરથી ૧૬ માઈલ વાયવ્યમાં કરાડુ ગામના શિવાલયમાં કોતરાએલ અને 'એપિગ્રાફિકા ઇન્ડિકા' ભા. ૧૧, ભાવનગરથી પ્રકાશિત "પ્રાકૃત અને સંસ્કૃત લેખોનો સંગ્રહ" પૃ. ૧૭૨, "પ્રાચીન જૈન લેખ સંગ્રહ," ભા. ૨, પૃ. ૨૦૪ તથા "ગુજરાતના ઐતિહાસિક લેખ" ચૌલુક્યવંશ પૃ. ૪૯માં છપાએલ અમારિશાસનઃ—

(૧) .........महाराजाधिराज- प(२)रमेश्वर–उमापतिवरलब्धप्रासाद प्रौढप्रताप......निर्जितशाकंभरी [ रमेश्वरउमापतिवरलब्धप्रौढप्रताप......... निर्जितसकलराज ( ગુ. ઐ. લેખની આવૃત્તિમાંથી ) ] (३) भूपालश्रीमत्कुमारपालदेव–कल्याणविजय (१३)अमारिरुद्धिः प्रमाणीकार्या.........બિરુદો ઉપર પ્રમાણે

૭. સં. ૧૨૧૧–૧૩માં મંત્રી આંબડે શત્રુંજય તીર્થપર શ્રી આદીશ્વરના ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો હતો.

૮. સં. ૧૨૧૩ ચૈ. વ. ૮ મંગળવાર સેવાડીના જિણુઢાકે શ્રી મહાવીરસ્વામીના મંદિરની ભમતીની દેરીમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનને બેસાર્યા, અને તેની પૂજા માટે દાન કર્યું તેનો શિલાલેખ—गां मालानिणि कुमारपालराज जोयण......

૯. સં. ૧૨૧૫ ચૈ. સુદ ૮ રવિવાર શાલિવાહન વગેરેએ, ગિરનાર તીર્થપર શ્રી નેમિનાથ મંદિરની ભમતી તથા દેરીઓ, ચાર પ્રતિમાયુક્ત કુંડ અને અંબિકાની દેરી તથા મૂર્તિ કરાવ્યાં, અર્થાત્

૧ આ માટે આગળનો સંબંધ વાંચો.

ગિરનાર ઉપર પહેલી બીજી તથા ત્રીજી ટૂંકોનું કામ કરાવ્યું. ('લિ. ઓ. રિ. ઈ. બો. પ્રે.' પૃષ્ટ ૩૫૬; 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ચૌલુક્ય વિભાગ, પૃ. ૫૧ અને "પ્રા. જૈ. લેખસંગ્રહ," પૃ. ૬૯)

૧૦. શુદિ ૧૫ ગુરુવારે ચંદ્રગ્રહણમાં વસંતપાલે ઉદલેશ્વરદેવને શાસન આપ્યું, તે સંબંધી ગ્વાલિયર રાજ્યમાં ઉદેપુર ગામના મંદિરમાં રહેલ શિલાલેખઃ—

(૩)........निवरलब्धप्रौढप्रताप निजभुज.. ......

(४)........शाकंभरीभूपालश्रीमदवंतीनाथ श्रीमत्कु.........

(५)........तन्नियुक्त महामात्य श्रीजशोधव.........

"તેણે શાકંભરીના રાજા તથા અવંતીનાથ (એટલે માળવાના રાજા) એ બન્નેને હરાવ્યા હતા. તે વખતે યશોધવલ મુખ્ય મંત્રી હતો" ("ગુ. ઐ. લે.," પૃ. ૫૨)[1]

૧૧. સં. ૧૨૨૧ અને સં. ૧૨૫૬ની સાક્ષીવાળો સં. ૧૨૬૮-માં કોતરાએલ જાલોરના કુમારપાલવિહારનો શિલાલેખઃ—

(१) प्रभुश्रीहेमचन्द्रसूरिप्रबोधित–श्रीगुर्जरधराधीश्वर–परमार्हत–चौलुक्य-(२)महाराजाधिराज–श्रीकुमारपालदेवकारिते श्रीपार्श्वनाथसत्कमूलबिंबसहितश्रीकुवरविहाराभिधाने जैनचैत्ये—

પરમાર્હત કુમારપાલ અને તેનો કુમારવિહાર.

૧૨, ૧૩. સં. ૧૨૨૨ અને સં. ૧૨૨૩માં શ્રીમાલી રાણીગના

---

૧ આચાર્ય ગિરજાશંકર વલ્લભજીના કહેવા પ્રમાણે કુમારપાળના રાજ્યકાળમાં સં. ૧૨૦૮ ફાગણ, ૧૨૧૧ અષાઢ, ૧૨૧૩ આસો, ૧૨૧૬ ભાદરવો, ૧૨૧૮ મહા, ૧૨૨૦ પોષ, ૧૨૨૧ જેઠ, ૧૨૨૩ ચૈત્ર, ૧૨૨૪ આસો અને ૧૨૨૮ મહા સુદી ૧૫ તથા ગુરુવારે ચંદ્રગ્રહણ થએલ છે. અને આ લેખ શિલાલેખમાં વંચાતા અંતવાળા મહિનાના હિસાબે સં. ૧૨૨૦ના પોષ સુદ ૧૫ દિને કોતરાવ્યો હોય એમ લાગે છે. યશોધવલ અઢી વર્ષ સુધી કુમારપાલનો મુખ્ય મંત્રી રહેલ છે. જો શાકંભરી અને માળવાના યુદ્ધકાળમાં મહામંત્રી હોય તો આ પ્રસંગ સં. ૧૨૦૦ થી ૧૨૦૮ લગભગમાં માનવો પડશે. ચંદ્રગ્રહણ અને ષ અક્ષરવાળા મહિનાના હિસાબે સં. ૧૨૧૧માં માનવો પડશે.

પુત્ર આંબાકે ગિરનાર પર પગથિયાં કરાવ્યાં. ("ગુ. ઐ. લે. સંગ્રહ," પૃ. ૫૬; "પ્રા. જૈ. લે. સં," પૃ. ૭૦).

૧૪. વ. સં. ૮૫૦, સિંહ સં. ૬૦માં મંત્રી ધવલની પત્નીએ એ મન્દિરને ગ્રામ આપ્યું તે સંબંધી જૂનાગઢમાં નૃસિંહપ્રસાદ હરિપ્રસાદે બંધાવેલ ભૂતનાથના શિવમન્દિરમાં સુરક્ષિત શિલાલેખ—

(૪) ...... दस्य कुमारपालनृपतिः प्रत्यक्षलक्ष्मीपति...તેનો પુત્ર (?)

લક્ષ્મીપતિ સાક્ષાત્ કુમારપાલ નૃપ હતો.[૨] ("ગુ. ઐ. લે.," પૃ. ૫૯.)

૧૫. વ. સં. ૮૫૦ના આષાઢમાં કોતરાએલ, પ્રભાસપાટણમાં ભદ્રકાળીના મંદિરમાં રહેલ મહંત ભાવબૃહસ્પતિની પ્રશસ્તિવાળો અને કુમારપાળના ભાણેજ તથા કૃષ્ણદેવ અને પ્રેમલદેવીના પુત્ર માહેશ્વર ભોજ મહાબલે ચંદ્રગ્રહણમાં એક ગામ આપ્યું, તે સબંધી શિલાલેખ—

(૧૨) तस्मिन्नाकमुपेयुषि क्षितिपतौ तेजोविशेषोदयी
श्रीमद्वीरकुमारपालनृ(१३)पतिस्तद्राज्यसिंहासनम् ।
आचक्राम झटित्यचिन्त्यमहिमा बल्लालधाराधिप-
श्रीमज्जांगलभूपकुंजरशिरःसंचारपंचाननः ।।१०।।
एवं(१४)राज्यमनारतं विदधति श्रीवीरसिंहासने
श्रीमद्वीरकुमारपालनृपतौ त्रैलोक्यकल्पद्रुमे ।

---

૨. આચાર્ય ગિરજાશંકર વલ્લભજી લખે છે કે—"બે જૂદા સંવતો આપ્યા છે, એક વલભી અને બીજો સિંહ. પહેલાં સંવતનું વર્ષ ૮૫૦ બીજાના વર્ષ ૬૦ ને મળતું આવે છે. અને એ બન્ને ઈ. સ. ૧૧૬૯ ને મળતાં આવે છે" તે ભૂલ છે. કેમકે વ. સં. ૮૫૦માં વિ. સં. ૧૨૨૫, ઇ. સં. ૧૧૬૯ પડે તે બરાબર છે. સિંહ સંવત વિ. સં. ૧૧૭૦માં શરૂ થયો છે. માટે સિંહ સં. ૫૫ આવે તો જ મળતો સંવત મનાય. તે વખતના લેખકો સિંહ સંવત માટે ભૂલ કરે એના કરતાં વ. સં. માટે ભૂલ કરે એમ માનવું તે વધારે ઠીક છે અને એ હિસાબે આ લેખ વ. સં. ૮૫૫, વિ. ૧૨૩૦, ઇ. સ. ૧૧૭૪, સિં. ૬૦માં કોતરાએલો છે એ વધારે સંભવિત છે. જુઓ અન્ય લેખોમાં વિ. સં. ૧૨૦૨ અને સિંહ સંવત ૩૨ અને વિ. સં. ૧૨૬૬, અને સિંહ સંવત ૯૬ એ, સં. ૧૧૭૦માં સિંહ સંવતનો પ્રારંભ એ, હિસાબે બરાબર મળતાં આવે છે.

તેજોવિશેષોદયી, સિદ્ધરાજની ગાદી પર આવ્યો, બલ્લાલ ધારાપતિ અને જાંગલ નરેશનો વિજેતા કુમારપાલ વ. સં. ૮૫૦.[૧]

૧૬. સં. ૧૨૨૬ વૈ. સુ. ૩ દિને મહામાત્ય કપર્દી ભંડારીએ આબુતીર્થ પર ઋષભદેવ ભગવાનની સામે પોતાનાં માતાપિતાની મૂર્તિ કરાવી. ("પ્રા. જૈ. લે. સં.," ભા. ૨., પૃ. ૧૨૮).

## 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' વિશેષણ

કુમારપાળના વિશેષણોમાં શિવવરદાનને સૂચવનારું પણ એક વિશેષણ મળે છે. કુમારપાળના જીવનમાં આ વિશેષણ પણ એક નવી ભાત પાડે છે. એટલે એની વિચારણા પણ અહીં અસ્થાને નથી.

---

૧ સોલંકી રાજાઓના શાસનકાળના શિલાલેખોમાં વલભી સંવતનો ઉલ્લેખ એ એક વિચિત્ર સમસ્યા છે. ઉપર લખ્યા પ્રમાણે અહીં પણ વલ્લભી સંવત જુદો કોતરાએલો હોય તો પ્રસ્તુત શિલાલેખનો કાળ પણ વિ. સં. ૧૨૩૦ આવશે.

આ લેખમાં ઉત્કીર્ણ नानातीर्थकरोपमानपदवी શબ્દોથી પણ આ લેખ કુમારપાળ રાજાના મૃત્યુ પછી ખોદાયો હોય એમ માનવાને કારણ મળે છે. આ લેખ સોમનાથના મન્દિરના જીર્ણોદ્ધારનો નથી, કિન્તુ ગંડે (ભાવબૃહસ્પતિએ) કરાવેલ ધર્મકાર્યોને વર્ણવતી પ્રશસ્તિરૂપ છે. આથી આ પ્રશસ્તિ કોતરાઈ તેના ઘણાં વર્ષો પૂર્વે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર થયો હતો એ સ્પષ્ટ વાત છે. ભીમદેવે આ મંદિર પત્થરથી બનાવ્યું હતું, કિન્તુ તેમાં લાકડાનું કામ વિશેષ પ્રમાણમાં હશે, આથી જ માત્ર સવાસો દોઢસો વર્ષમાં જીર્ણ થઇ ગયું. કુમારપાળે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અને દેવપૂજા માટે બ્રહ્મપુરી ગામ આપી તામ્રપત્ર કરી આપ્યું. ત્યારપછી ભાવબૃહસ્પતિએ અહીં કુમારપાળ દ્વારા નહિ પરંતુ ભિન્નભિન્ન ભકતોદ્વારા શિવચંડિકાના મંદિરો અને વાવ વગેરે કરાવેલ છે. વલભી સં. ૮૫૦માં તો ભોજ-મહાણલે ગામ આપ્યું છે. સૌ કોઈ સમજી શકે તેમ છે કે તે દિવસે અષાઢ સુદી ૧૫ હતી અને ચંદ્રગ્રહણ હતું. એટલે આ દિવસોમાં સોમનાથની પૂજા વગેરે તો થઈ જ ન હતી.

તે સમયના વાતાવરણમાં સોમનાથના મંદિરના ઉદ્ધારની પહેલાં શત્રુંજય તથા ગિરનારમાં જૈન મંદિરનો જીર્ણોદ્ધાર થાય એ પણ અશક્ય નહિ તો દુઃશક્ય તો છે જ. તો પછી શત્રુંજય અને ગિરનારના જિનાલયોના જીર્ણોદ્ધાર પહેલાં સોમેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર થયો હતો એમ કેમ ન માનવું?

આ વિશેષણુ ભિન્ન ભિન્ન લેખોમાં ઘણા ભિન્ન ભિન્ન રૂપે મળે છે. સૌથી પહેલાં તેનો ઉલ્લેખ સં. ૧૨૦૮માં કવિચક્રવર્તી શ્રીપાળે એક દિવસમાં રચેલ વડનગરની પ્રશસ્તિમાં[1] ઉપમારૂપે છે. ત્યારપછી રત્નપુર, કિરાડુ અને ઉદેપુરના એટલે ગુજરાત બહારના શૈવભક્તોએ એ બિરુદને શિલાલેખમાં ઉતાર્યું. રત્નપુરના રાજાએ તો પોતાને અંગે પણ "शंभुप्रसादावाप्त" ઇત્યાદિ લખાણ કર્યું છે. અજયપાલ રાજાના સમયમાં પણ માત્ર ગુજરાત બહારના શૈવ માંડલિક રાજા વિજ્જલદેવે પોતાના લેખમાં આ બિરુદને કોતરાવ્યું છે.[2] વખત જતાં તો ગુર્જરેશ્વર ભીમદેવના કોઈ કોઈ દાનપત્રમાં પણ આ વિશેષણુને માનીતું સ્થાન મળ્યું છે. જેમકે—

સં. ૧૨૫૬, ( पंक्ति ८ ) परमभट्टारक-महाराजाधिराज-परमेश्वर-प्रौढ-(९)प्रताप-उमापतिवरलब्धप्रसाद-स्वभुजविक्रमरणांगणविनिर्जितशाकं (१०) भरीभूपाल-श्रीकुमारपालदेवपादानुध्यात-परमभट्टारक-महाराजाधि (११) राज-परमेश्वर-परममाहेश्वर प्रबलबाहुदंडदर्परूपकंदर्प-कलिकाल (१२) निष्कलंकावतारितरामराज्यकरदीकृतसपादलक्षक्ष्मापाल-श्रीअजय (१३) पालदेव ... ...

સં. ૧૨૬૩ના લેખમાં (૬, ૭) उमापतिवरलब्धप्रसाद प्रौढप्रताप...

---

૧ કવિ શ્રીપાલ એ પાટણનો વતની ધનાઢ્ય હતો. તેમ મહાકવિ પણ હતો. મહારાજા સિદ્ધરાજ તેને કવીન્દ્ર તથા ભ્રાતા કહીને બોલાવતા હતા. તે જાતે પોરવાડ અને ધર્મે જૈન હતો. ખાસ કરીને વાદિદેવસૂરિ અને તેના સમુદાયના સાધુઓનો તે ઉપાસક હતો. તેનો એક સ્વતંત્ર ઉપાશ્રય હતો, જેમાં ઉક્ત સાધુઓ આવી ઊતરતા હતા. તપસ્યાના પ્રભાવે ચિતોડના રાણા જૈત્રસિંહદ્વારા તપાનું ગૌરવવંતુ બિરુદ પ્રાપ્ત કરનાર તપગચ્છના આદિમ આચાર્ય શ્રી જગચ્ચંદ્રસૂરિના મોટા ગુરુ શ્રી હેમચંદ્રસૂરિએ એ જ ઉપાશ્રયમાં "નાભેયનેમિદ્વિસંધાન" કાવ્ય બનાવ્યુ છે, જેનું સંશોધન કવિચક્રવર્તી શ્રીપાલે એક દિવસમાં જ કર્યું હતું. તથા એ જ આચાર્યના ગુરુભ્રાતા શ્રીસોમપ્રભસૂરિએ સં. ૧૨૪૧માં તેના ઉપાશ્રયમાં "કુમારપાળપ્રતિબોધ" કાવ્ય બનાવ્યું છે, જે વખતે ઉપાશ્રયનો પ્રબંધ તેના પુત્ર કવિ સિદ્ધપાળના હાથમાં હતો.

૨ આ તામ્રપત્રમાં સં. ૧૨૩૧ કા. શુ. ૧૧ સોમ અને કા. શુ. ૧૩ ને બુધવાર કોતરેલા છે, પરન્તુ પ્રો. કે. એલ. છત્રેના પત્રક પ્રમાણે તે તિથિએ તે વાર આવતા નથી. સં. ૧૨૩૨ માં તે તિથિએ વારો આવે છે. (જુઓ "ગુ. ઐ. લે." ચૌલુક્ય વિભાગ, પૃ. ૭૩ માંનો પરિચય).

સં. ૧૨૮૩ના લેખમાં (૧૦) परममाहेश्वर श्रीमत्कुमारपालदेव

સં. ૧૨૮૮ના લેખમાં उमापतिवरलब्धप्र(૧)साद प्राप्तराज्यप्रौढप्रताप लक्ष्मीस्वयंवर......कुमारपाल......पर(११)ममाहेश्वर......(१२) अजयपाल

સં. ૧૨૯૫ના લેખમાં બન્ને રાજાઓ માટે ઉપર પ્રમાણે આપેલ છે.

સં. ૧૨૯૬ના લેખમાં બન્ને રાજાઓ માટે ઉપર પ્રમાણે આપેલ છે. વિશેષમાં આ દાનપત્રમાં ગુ ભીમદેવ માટે પણ उमापतिवरलब्धप्रसाद–प्राप्तराज्यप्रौढप्रतापलक्ष्मीस्वयंवर વિશેષણ જોડાયું છે.

અભિનવ સિદ્ધરાજ જયસિંહના એકના એક દાનપત્રમાં उमापतिवरनुं વિશેષણ મૂળરાજથી લઈને પોતા સુધી, દરેક સોલંકી રાજાઓના નામ પર ભિન્ન ભિન્ન રીતિએ ચઢી ગયું છે. તદુપરાંત अत्यद्भुतप्रताप-भास्वान् चौल्युक्यकुलकल्पद्रुमविचारचतुरान् तरणांगण......कुमारपालदेव ......कलिकालनिष्कलंकावतारितरामराज्य आज्ञाऽजापाल श्री अजयपाल... ...नारायणावतार श्रीभीमदेव ઇત્યાદિ વિશેષણો પણ કોતરાયાં છે. ("મુ. એ. લે.," નં. ૧૬૫).

આ સિવાય અજૈન લેખકના હાથે લખાએલ બે ગ્રન્થપુષ્પિકાઓ મળે છે જે નીચે મુજબ છે—

(૧)

कृती राजानकमम्मटालकयोः ।

सं.१२१५अ(आ)श्विन सुदि१४बुधे अद्येह श्रीमदन(ण)हिलपाटके समस्तराजावलीविराजित–महाराजाधिराज-परमेश्वर–परमभट्टारक--उमापतिवरलब्धप्रसाद-प्रौढप्रताप–निजभुजविक्रमरणांगणनिर्जितशाकंभरीभूपाल–श्रीकुमारपालदेवकल्याणविजयराज्ये पंडितलक्ष्मीधरेण पुस्तकंलिखापितं ।। (ગા. ઓ. સિ. નં. ૨૧—"જેસલમેર ભાંડાગારીય ગ્રન્થસૂચી" (પૃ. ૧૮, નં. ૧૬૩): "કાવ્યપ્રકાશ" તાડપત્રીય પુ.)

(૨)

संवत् १२२५ वर्षे पौषसुदि ५ शनौ अद्येह श्रीमदणहिलपाटके समस्त–राजावलीविराजित–महाराजाधिराज--परमेश्वर–भट्टारक--उमापतिवरलब्धप्रसाद–प्रौढप्रताप–निजभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरीभूपाल–श्रीमत्कुमारपालदेव–

कल्याणविजयराज्ये तत्पादपद्मोपजीविनि महामात्यश्रीकुमरसिंहे श्रीकरणादिके समस्तमुद्राव्यापारान् परिपन्थयति सति ।"

(ગા. ઓ. સિ. નં. ૧-"જે. ભાં. સૂચી" (પૃ. ૧૭, નં. ૧૪૬): "પૃથ્વીચંદ્રચરિત્ર" તાડપત્રીય પુ. નો પ્રાન્ત ઉલ્લેખ.)

'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' સંબંધી વિચાર

ઉપરના શિલાલેખ વગેરેમાં એ વિશેષણ ઉપર પ્રમાણે પ્રાપ્ત થાય છે. નીચેના શિલાલેખો અને તામ્રપત્રોમાં उमापतिवर०નું વિશેષણ નથી.

૧. સમ્રાટ કુમારપાળના સં. ૧૨૦૧ના તામ્રપત્રમાં महाराजाधिराज, परमेश्वर, निजभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरीभूपाल અને विजयोदयी उमापति० વાળું વિશેષણ નથી.

૨. વિક્રમ સંવત ૧૨૦૮ પહેલાંના કે ગુજરાત બહારના કોઈ શિલાલેખમાં પણ આ વિશેષણ નથી. કુમારપાલે ખોદાવેલ ચિતોડના શિલાલેખ વગેરેમાં પણ આ વિશેષણ નથી.

૩. કુમારપાળની હયાતીમાં કોતરાએલ ગુજરાતના કોઈ પણ શિલાલેખમાં આ વિશેષણ નથી.

૪. જૂનાગઢનો શિવાલયનો શિલાલેખ પણ આ વિશેષણથી કોરો છે.

૫. પાશુપતાચાર્ય ગંડભાવબૃહસ્પતિ, કે જેને રા. સાહિત્યવત્સલ અને આ. ગિરજાશંકર વલ્લભજી કુમારપાળના ધર્મગુરુ તરીકે કલ્પે છે,[1] તેની

[1] આ ગંડ સિદ્ધરાજ કે કુમારપાળના ગુરુ હતા એવું તેની પ્રશસ્તિ કે રા. બા. કૃત "ગુજરાતના પ્રાચીન ઇતિહાસ"ના આધારે નક્કી થતું નથી. એ વાત નક્કી છે કે સિદ્ધરાજ તેને કવિચક્રવર્તી શ્રીપાળની જેમ ભ્રાતા તરીકે માનતો હતો, નહિ કે ગુરુ તરીકે. "ગુ. પ્રા. ઇતિહાસ"માં અને રા. દુ. કે. શાસ્ત્રીની "પ્રબંધચિંતામણિ" પરની ૨૨ મી નોંધમાં તેમનો પૂજારી તરીકેનો પરિચય મળે છે. ભૂલ થવાના કારણે કુમારપાળે તેમનો દંડ કર્યો હતો, ('પ્ર. ચિં.' પૃ. ૧૯૩). રા. સાહિત્યવત્સલ તા. ૧૨-૯-૩૯ ના "ગુજરાતી"માં એ પ્રશસ્તિને જ સોમનાથના મન્દિરનો જીર્ણોદ્ધારલેખ સમજી ૧૨૨૫માં સોમનાથનો જીર્ણોદ્ધાર માને છે, તે વિચારણીય છે. તથા 'સોમનાથના જીર્ણોદ્ધારની હકીકત શ્રી હેમચન્દ્રાચાર્ય...જણાવતા નથી' એમ લખે છે તે પણ તેઓનો અનાભોગ જ છે. કેમકે 'દ્વયાશ્રય'કાવ્યના વીશમા સર્ગમાં એ જીર્ણોદ્ધારનું સૂચન છે.

પ્રશસ્તિમાં કુમારપાળને માત્ર तेजोविशेषोदयी, अचिन्त्यमहिमा, बल्लालधराधिपजांगलनरेशविजेता અને त्रैलोक्यकल्पद्रुमનાં વિશેષણો આપ્યાં છે. કિન્તુ उमापति० વાળું વિશેષણ આપ્યું નથી. યદ્યપિ આ પ્રશસ્તિમાં પોતાને नानातीर्थंकरोपमान અને ભોજ–મહાબળ માટે परममाहेश्वर તરીકે ઓળખાવ્યા છે, છતાંય કુમારપાળને उमापतिवर० વાળા વિશેષણથી નિરાળો રાખ્યો છે, એ બહુ સૂચક છે. અતિશયોક્તિરૂપે પણ એ વિશેષણનો પ્રયોગ થયો નથી,[1]

૬. રાજવંશી શિલાલેખો કે દાનપત્રોમાં રાજાની હયાતીમાં નિરધાર થએલાં જ વિશેષણો કે બિરુદો કોતરાય છે. અને તેની પછીના ઉત્તરાધિકારીઓ પણ વિશેષણો માટે તે રાજાના સમયની મર્યાદાને અનુસરે છે. કર્ણદેવ અને સિદ્ધરાજના વિશેષણોમાં આ વાસ્તવિક્તા સ્વતઃ તરી આવે છે, પરન્તુ કુમારપાળ માટે શું થયું? એ પ્રશ્ન ઊભો જ છે. કુમારપાળ, અજયપાળ અને મૂળરાજ સુધી રાજવંશી શિલાલેખોમાં તેને उमापतिवर० થી ઓળખાવ્યો છે એમ માનવાને કંઈ પ્રમાણ મળતું નથી.

સં. ૧૨૨૯ના અજયપાળ નિયુક્ત લુણપસાકના શિલાલેખમાં માત્ર અજયપાળનું જ નામ છે અને તેને परममहेश्वर તરીકે ઓળખાવ્યો છે. અત્યાર સુધીના ચૌલુક્યવંશી દાનપત્રોમાં નહીં વપરાએલું અને અહીં મંગળદર્શનમાં એકદમ દૃષ્ટિગોચર થતું આ વિશેષણ તેની પહેલાંના રાજાને અંગે નવો પ્રકાશ પાડે છે. વસ્તુતઃ આ વિશેષણ સહેતુક છે.

૭. બીજા ભીમદેવના સમયના ઘણાં દાનપત્રો उमापतिवर વિશેષથી કોરાં છે.[2] જેમકે–સિંહ સંવત્ ૯૩ (વિ. સં. ૧૨૬૩)નું દાનપત્ર,

૧ પ્રશસ્તિઓમાં અતિશયોક્તિ પણ હોય છે, જુઓઃ—
"પ્રશસ્તિઓ રચનારથી નાનાનું મોટું (અતિશયોક્તિ) થાય છે"
("ગુ. એ. લે.", ચાલુક્ય વિભાગ, પૃ. ૧૦૩).

૨ રા. સાહિત્યવત્સલ લખે છે કે આ વિશેષણ વ્યાપક છે, પરન્તુ તેઓ ઉપરનાં દાનપત્રો તપાસશે તો તેની અવ્યાપકતા જરૂર માનશે. વળી તેઓ એક વાત તો સ્વીકારે છે કે—"ત્યાંના એ વિશેષણને તો અજયપાલ વગેરે જૈનદ્વેષી હતા એટલે, કદાચ આપણે એકપક્ષી માનીએ" (તા. ૨૯–૮–૩૭ નું 'ગુજરાતી')

જેમાં રાજાવલી આપી નથી. સં. ૧૨૬૬, સિંહ સં. ૯૬ મા. સુ. ૧૪ ગુરુનું ઘંટેલાણા ગામનું દાનપત્ર જેમાં કુમારપાલને महाराजाधिराज, परमेश्वर, प्रौढप्रताप, चतुर्भुजविक्रमरणांगणजितशाकंभरीभूपाल, श्रीकुमारपालदेव, અજયપાલને महाराजाधिराज, परमेश्वर, कलिकालनिकलंकावतारितरामराज्यप्राप्तकरदीकृतसपादलक्षक्ष्मापाल, श्रीअजयपालदेव, અને ભીમદેવને महाराजाधिराज, परमेश्वर, अभिनव सिद्धराजदेव, बालनारायणावतार, श्रीभीमदेव વિશેષણોથી સંબોધ્યા છે. એટલે કે આ દાનપત્રમાં उमापतिवर० નો પ્રયોગ નથી.

સં. ૧૨૮૩ કા. સુ. ૧૫ ગુરુ, ૧૨૮૭ અ. શુ. ૮ શુક્રવારના દાનપત્રોમાં उमापतिवर० વિશેષણ નથી. બીજાં દાનપત્રોમાં અજયપાળનો परममाहेश्वर તરીકે પરિચય આપ્યો છે.

૮. સં. ૧૨૯૯ ચૈ. સુ. ૬ સોમના રાજા ત્રિભુવનપાળના સૂર્યગ્રહણ સંબંધી દાનપત્રમાં કુમારપાળને स्वभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरीभूपाल અને અજયપાળને महामाहेश्वर० નાં વિશેષણ આપ્યાં છે. उमापतिवर०નું સૂચન નથી.

૯. સં. ૧૨૭૩ની વહ્લના પુત્ર શ્રીધરની પ્રશસ્તિમાં કુમારપાળ માટે નીચે મુજબ લખાણ છે—

(૧૫) तस्मिन्नुपेन्द्रत्वमनुप्रवृत्ते त्रैलोक्यरक्षाक्षमविक्रमांकः ।
लोकंपृणैरात्मगुणैरलंध्यः कुमारपालः प्रबभूव भूपः ॥ १९ ॥

... ... ... ... ... .. ... ... ... ...

(१६) प्रसृमरपटुकोलाललोढदिक्कः प्रतापः ।
कथयति घनफेनस्फारकल्लोललोलं—
जलनिधिजलमप्याप्युत्पतिष्णु प्रकामं ॥ २० ॥
आखण्डलप्राङ्गणिके च तस्मिन् भुवं बभाराजयदेव.........

આ પ્રશસ્તિમાં उमापतिवर०નું સૂચન નથી. રા. સાહિત્યવત્સલના લખવા મુજબ કુમારપાળને સામ્રાજ્યાધિકૃત કરનાર વહ્લનો પરમમાહેશ્વર પુત્ર શ્રીધર પણ કુમારપાલને उमापतिवर० ન લખે એ શું સમજવું?[1]

---

૧ કુમારપાલે પોતાના ઉપકારી વર્ગમાં વહ્લને સંભાર્યો કે કંઇ ઇનામ આપ્યું હોય તેનું પ્રમાણ મળતું નથી. કિન્તુ પ્રસ્તુત પ્રશસ્તિના ૪૫મા શ્લોકમાં વહ્લને દૌવારિક તરીકે ઓળખાવ્યો છે. રા. સાહિત્યવત્સલ વડનગરની પ્રશસ્તિવાળા શ્રીધરને સિદ્ધરાજ જયસિંહના બંધુ તરીકે માની તેણે કુમારપાળને અંગે ગંડ ભાવબૃહસ્પતિની કોટીમાં મૂકે છે: વસ્તુતઃ આ

૧૦. ઉપરનાં પ્રમાણો કુમારપાળને उमापतिवर०નું વિશેષણ આપવાની વિરૂદ્ધમાં જાય છે, એટલે કુમારપાળ માટે વપરાતું એ વિશેષણ વાસ્તવિક નથી એમ કેમ ન માનવું?

## ' ઉમાપતિવરલબ્ધપ્રસાદ ' વિશેષણનાં કારણો

કુમારપાળને માટે उमापतिवर०નું વિશેષણ વપરાયું છે તેનાં કારણો નીચે પ્રમાણે હોઈ શકે—

૧. કુમારપાળ સં. ૧૨૧૮ સુધી શૈવધર્મી હતા અને તે લેખકો પણ શૈવ છે, એટલે રાજ્યપ્રાપ્તિમાં સાધારણ જનતામાં પ્રચલિત "ઇશ્વરકૃપા"ની મહત્તા બતાવવી. રત્નપુરની રાણીએ રાજા માટે અને સિદ્ધરાજે દરેક સોલંકી રાજા માટે આ વિશેષણ વાપર્યું છે.

૨. કવિ શ્રીપાલની ચાર ઉપમા પૈકીની એક ઉપમાએ સાચી ઘટનાનું રૂપ પકડયું અને ત્રણ ઉપમાઓ ઉપમા રૂપે જ રહી.

૩. શૈવ રાજાઓ વિશ્વાસુ બની રહે અને અમારિ રૂઢીને શિવ ફરમાન રૂપે જ અપનાવે.

૪. સોમનાથ પાટણમાં સોમેશ્વરે કુમારપાળને આપેલ ઉપદેશના આધારે આ વાત ઘડાઈ હોય.

૫ यथा राजा तथा प्रजा એ ન્યાયે પ્રજા ઉમાપતિની ઉપાસક બની રહે અને શિવમાહાત્મ્યનો પ્રચાર થાય. કેમકે આ વિશેષણનો પ્રથમ પ્રાદુર્ભાવ ગુજરાતની બહાર થયો છે. પુષ્પિકાના શબ્દો, તામ્રપત્રના परिपन्थयति ઇત્યાદિ અવતરણ રૂપે છે. પુષ્પિકાના લેખકો અર્જૈન છે.

૬. વલભી વંશના કેટલાક રાજાઓ જૈન તથા બૌદ્ધ હતા છતાં તેને માટે પરમમાહેશ્વર લખાય છે. કુમારપાળ પછીના રાજાઓએ એ નીતિ અખત્યાર કરી હોય.

---

માન્યતા સં. ૧૨૩૩ અને સં. ૧૨૭૩ એમ સંવત ભેદને લીધે ઊભી થઈ હોય એમ લાગે છે. દેવપાટણનો શ્રીધર સિદ્ધરાજનો નથી બન્ધુ, નથી સમકાલીન કે નથી (ગંડ) પૂજારી. પ્રસ્તુત પ્રશસ્તિના શ્લોક ૪૨–૪૩માં તેને સોમનાથ પાટણના રક્ષક અને હમ્મીરના સૈન્યને હંફાવનાર તરીકે વર્ણવ્યો છે.

૭. પરમમાહેશ્વર, નિશ્કલંકાવતાર કે નારાયણાવતાર વિશેષણો વાપરીને રાજાઓને શાન્ત કે ખુશી કરવા માટે બુદ્ધિ વાપરી હોય!

૮. કુમારપાળ જૈન હતો એ વાતને ભૂંસી નાખવા માટે જ ખાસ આ યોજના તૈયાર કરવામાં આવી હોય.

उमापतिवर०નો પ્રચાર થવામાં ઉપર્યુક્ત કોઈ પણ કારણ હોઈ શકે.

### ઉક્ત વિશેષણની અવાસ્તવિકતા

તત્કાલીન શિલાલેખનો સમન્વય કરતાં उमापतिवर०નું વિશેષણ વાસ્તવિક લાગતું નથી. કુમારપાળે એ વિશેષણ સ્વીકાર્યું નથી, તામ્રપત્રમાં ઉતાર્યું નથી, શિલાલેખોમાં કોતર્યું નથી, અને પોતે આખર સુધી શૈવ બની રહ્યો નથી. પછી તેનું એ વિશેષણ કેમ હોઈ શકે?

### કુમારપાળનાં ધાર્મિક કાર્યો

ગુ. કુમારપાળના સમકાલીન ગ્રન્થકારોએ તેના નૈષ્ઠિક અને ધાર્મિક જીવન પર ઘણો જ પ્રકાશ પાડ્યો છે, જેનો સાર નીચે પ્રમાણે છે—

સોલંકી મૂળરાજદેવની વંશપરંપરામાં થએલ ત્રિભુવનપાળના પુત્ર કુમારપાળને સર્વ રીતે યોગ્ય માનીને પ્રધાન પુરુષોએ અણહિલ્લપુર પાટણની ગાદી પર બેસાર્યો. તેણે પણ પોતાની પ્રજાનું સુંદર રીતે પાલન કર્યું, ન્યાય પ્રવર્તાવ્યો, પ્રજાપ્રેમ સંપાદન કર્યો[1], અને અનેક રાજાઓને પોતાને વશ કરી પોતાની આજ્ઞા તથા કીર્તિ દૂર દૂર સુધી ફેલાવી.

તેણે પહેલવહેલાં દેવપાટણના સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર

---

[1] हरिरितिज्ञातः प्रभावाज्जनैः, शुद्धाचारनवावतारतरणिः, सद्धर्मकर्मक्रमप्रादुर्भावविशारदः, नयपथप्रस्थानसार्थाधिपः, यः कृतयुगं संप्रत्यवतारयत् ॥ વડનગર કિલ્લાની પ્રશસ્તિ શ્લોક ૧૪-૧૬. त्रैलोक्यकल्पद्रुम ॥ ગંડ ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ શ્લોક ૧૧ चौलुक्यकुलकल्पद्रुम, विचारचतुरानन ॥ અભિનવસિદ્ધરાજ જયંતસિંહનું તામ્રપત્ર त्रैलोक्यरक्षाक्षम : विक्रमः लोकं पृणैरात्मगुणैरलंघ्यः ॥ (શ્રીધરની પ્રશસ્તિ શ્લોક ૧૯.)

કરાવ્યો, અને તેની સફળતા માટે શ્રીહેમચંદ્રસૂરિ પાસે માંસાહારનો ત્યાગ કર્યો અને બ્રહ્મચર્યનો સ્વીકાર કર્યો (સં. ૧૨૦૬–૮)[૧]. ત્યારપછી સાત કુવ્યસનો એટલે હિંસા, માંસ, જુગાર, વેશ્યાગમન, પરસ્ત્રીસેવન, મદિરા અને ઉઠાવગીરીનો હમેશને માટે ત્યાગ કર્યો. પોતાના રાજ્યમાં અમારિપટહ વગડાવ્યો, જુગાર સર્વથા બંધ કરાવ્યો તથા અપુત્રિયાનું ધન રાજા લે એવો કાયદો હતો તે રદ કર્યો અને અપુત્રિયાનું ધન લેવાનું બંધ કર્યું[૨] (સં. ૧૨૦૮ થી ૧૨૧૨). સોમનાથ પાટણમાં સોમેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો (સં. ૧૨૦૯ થી ૧૨૧૧) અને પાર્શ્વનાથનું દહેરાસર પણ કરાવ્યું. કુમારવિહારાદિ જૈન મંદિરો

---

૧ આ સાલવારી તે સમયની ભિન્ન ભિન્ન ઘટનાઓના વર્ષો મેળવીને તૈયાર કરવામાં આવી છે. શિલાલેખોથી પુરવાર થાય છે કે સં. ૧૨૦૮ લગભગમાં મહારાજા કુમારપાળે અમારિ રૂઢિ પ્રવર્તાવી હતી એટલે તે અરસામાં તેણે સાત કુવ્યસનોનો ત્યાગ કર્યો હતો. કુવ્યસનના ત્યાગમાં માંસત્યાગની પ્રતિજ્ઞા આવી જ જાય છે. કુમારપાળે સોમેશ્વરના મંદિરના જીર્ણોદ્ધારને અંગે બે માસ સુધી માંસ છોડયું છે, એ ત્યાગ આ સાત વ્યસનની પ્રતિજ્ઞા પહેલાનો છે એ હિસાબે આ માંસાહારની પ્રતિજ્ઞાની સાલ સં. ૧૨૦૮ પહેલાં આવશે, અને ત્યારપછી સોમેશ્વર મંદિરની તે યાત્રાની સાલ સં. ૧૨૦૯–૧૧ આવશે. "પ્રબંધચિંતામણિ"માં તો ગુ. કુમારપાલે સોમેશ્વરના મંદિરમાં જ માસમદિરાનો ત્યાગ કરવાનો ઉલ્લેખ છે. એટલે કે આ પ્રસંગ પછી જ સાત વ્યસનોનો ત્યાગ કર્યો છે. શ્રી હેમચંદ્રસૂરિ પહેલી વાર સિદ્ધરાજ સાથે સોમનાથ જાય છે, બીજી વારમાં કુમારપાળ સોમનાથ સીધો જાય છે, અને આ શ્રી હેમચંદ્રસૂરિ શત્રુંજય થઇને સોમનાથ પધારે છે. આંબડે ઉદ્ધાર કરેલ શત્રુંજય પર આદીશ્વરના મંદિરની આજ અરસામાં પ્રતિષ્ઠા થાય છે. અને આચાર્યશ્રી તથા કુમારપાળની, ગ્રન્થપ્રસિદ્ધ શત્રુંજય તથા ગિરનારની યાત્રા સં. ૧૨૨૩ના અરસામાં મનાય છે. આ બધી વાતને ધ્યાનમાં લેતાં સોમનાથના મંદિરને માટે મેં જે ઉપર સાલ આપી છે તે વાજબી લાગે છે. તે સમયનો શિલાલેખ મળતો નથી, માટે વિદ્વાનોએ આ વિશેષમાં ઊહાપોહ કરવાની જરૂર છે.

૨ આ કાયદાને અંગે દત્તક લેવાનો દેશાચાર હતો. આ કાયદો રદ થવાથી ગુજરાતમાં દત્તક લેવાનું ઓછું થઇ ગયું છે. શ્રી. હેમચંદ્રસૂરિના ઉપદેશથી કુમારપાળે અપુત્રનું ધન લેવાનું બંધ કર્યું અને જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિના ઉપદેશથી મોગલ સમ્રાટ્ અકબરે જજિયા વેરો માફ કર્યો. ગુજરાતના રાજનૈતિક ઇતિહાસની આ મહત્ત્વવાળી ઘટનાઓ છે.

બનાવ્યાં, ૭૨ દેરીવાળો ત્રિભુવનવિહાર કરાવ્યો, ભગવાન પાર્શ્વનાથ, નેમિનાથ વગેરે—પ્રતિમાઓ કરાવી. શ્રાવકનાં બાર વ્રત સ્વીકાર્યાં (સં. ૧૨૧૬)[1]. દાનશાળા ખોલી અને તેની વ્યવસ્થા શ્રીમાલી નેમિનાગના પુત્ર શ્રેષ્ઠી અભયકુમારને હસ્તક સુપ્રત કરી[2]. પોશાળ, ધર્મશાળાઓ બનાવી, દાન આપ્યું. જૈન કુટુમ્બોને મદદ કરી, પર્વોના દિવસે શીલ પાળ્યું, મોટા તપ કર્યાં, રથોત્સવ કર્યા, અટ્ઠાઈ મહોત્સવ કર્યા, શત્રુંજય તીર્થની યાત્રા કરી, કિન્તુ વૃદ્ધાવસ્થાના કારણે ગિરનારની યાત્રા કરી શક્યો નહીં (સં. ૧૨૨૨–૨૩).

કુમારપાળ જૈન થયા પછી સવારે—નમસ્કાર મંત્રનું સ્મરણ, જિનેન્દ્રવંદન, ચૈત્યવદન, અષ્ટપ્રકારી જિનપૂજા, ચંદન, કપૂર અને સુવર્ણકમળોથી ગુરુપૂજા, પ્રત્યાખ્યાન, વ્યાખ્યાનશ્રવણ, ઘરદહેરાસરમાં ભોજન ધર્યા પછી ભોજન કરવું, આઠમચૌદશે એકાસણું, બપોરે વિદ્વદ્ગોષ્ટી, રાજકાર્ય, સાંજે ભોજન, દહેરાસરમાં આંગી, આરતી, મંગળદીવો, જિનેન્દ્રના ગુણગાન, રાત્રે મહાપુરુષોનાં જીવનની વિચારણા અને નિદ્રા. એ પ્રમાણે સાધારણ દૈનિક કાર્યક્રમ હતો.

('દ્વયાશ્રયકાવ્ય' (સંસ્કૃત) સર્ગ ૧૬ થી ૨૦, 'દ્વયાશ્રયકાવ્ય' (પ્રાકૃત 'મોહરાજપરાજય,' 'કુમારપાલ-પ્રતિબોધ,' પૃ. ૫, ૪૧, ૬૭, ૧૪૩થી ૧૪૫, ૨૯૬, ૨૧૯, ૧૭૫, ૧૭૯, ૪૨૩.)

કુમારપાળની જે સાધારણ જીવનચર્યા કે દિનચર્યા હતી તેને જૈન ગ્રન્થકારોએ પ્રત્યક્ષ જોઈને પોતાના ગ્રન્થમાં ઉતારી છે. પ્રત્યક્ષ વસ્તુમાં બીજાં પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી. ગુજરાતના આદ્ય ઈતિહાસસ્રષ્ટાઓ જૈન વિદ્વાનો જ છે. આજના ઈતિહાસકારો

---

૧. શ્રેષ્ઠી અભયકુમાર એ શ્રી હેમચંદ્રસૂરિના મામાના પુત્ર ભાઇ થતા હતા. શ્રી. સોમપ્રભસૂરિએ આ શેઠ અભયકુમાર, તેની સ્ત્રી પદ્મી, પુત્ર હરિચંદ્ર, વગેરે અને પુત્રી શ્રીદેવી, માટે 'કુમારપાળ–પ્રતિબોધ' બનાવ્યો છે, અને પ્રસ્તુત પુસ્તકની ઘણી પ્રતિઓ તે શ્રેષ્ઠીએ લખાવી છે. (પૃ. ૪૭૮)

૨ सत्त्वानुकम्पा न महीभुजां स्यादित्येष क्लृप्तो वितथप्रवादः ।
जिनेन्द्रधर्मं प्रतिपद्य येन श्लाघ्यः स केषां न कुमारपालः ॥

'કુમારપાલપ્રતિબોધ', પૃ. ૪૭૫.

તેના આધારે જ ઇતિહાસ ઘડે છે. તેઓના સાહિત્યને બાદ કરીએ તો ગુજરાત પાસે તત્કાલીન ઇતિહાસ જેવું કશુંય રહેતું નથી.

જૈન ગ્રન્થકારો અસત્ય કથનથી જેટલા અળગા રહે છે, તેટલા જ અન્ય વિદ્વાનોની ટીકાઓથી પણ સાવચેત રહે છે. કુમારપાળ જૈન રાજા હતો માટે જ તેઓએ બીજા સોલંકી રાજાઓને નહીં કિન્તુ કુમારપાળ રાજાને વિવિધ રૂપે કવ્યો છે, અને તેના જીવનની બારીકમાં બારીક દરેક વસ્તુઓનું યથાર્થ નિદર્શન કરાવ્યું છે.

કુમારપાળના ધાર્મિક જીવન પર પ્રકાશ પાડતા આજના સાક્ષરોના જે ફકરાઓ મળે છે તેમાં પણ તેને જૈન તરીકે જાહેર કરવામાં આવ્યો છે:—

રા. બા. ગોવિન્દભાઈ હાથીભાઈ દેશાઈ લખે છે, "દેવળનો પાયો નખાવ્યો ત્યારે હેમાચાર્યના બોધથી રાજાએ એક વ્રત લીધું કે, 'દેવળ બંધાવવાનું કામ પૂરું થઈ રહે ત્યાં સુધી સ્ત્રીસંગ કરવો નહિ અને મદ્ય માંસ ખાવું નહિ. બે વર્ષે દેવળ થયું એટલે વ્રત (બાધા) છોડાવવાની સૂરિને વિનતિ કરી. સૂરિ બોલ્યા, મંદિર તો થયું, પણ શિવજીની યાત્રા થયે વ્રત મૂકવું જોઈએ. રાજાએ આ વાત અંગીકાર કરી અને સોમનાથની યાત્રાએ નીકળ્યો." ('ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ,' પૃ. ૧૯૪).

"આ પ્રમાણે કુમારપાલ સાથે સોમેશ્વરની યાત્રા કર્યા પછી હેમાચાર્યની સત્તા રાજા ઉપર વધતી ગઈ. તેની શાન્ત પ્રકૃતિ અને તેના મનનું મોટાપણું જોઈ રાજાની પ્રીતિ તેના પર વધતી ગઈ. હેમાચાર્યને હલકો પાડવા બ્રાહ્મણોએ ઘણી ઘણી તજવીજ કરી, પરંતુ તેમનું કંઈ ફાવ્યું નહિ. હેમાચાર્યનાં બોધથી રાજાએ પોતાના દેવઘરમાં બ્રાહ્મણના દેવોની મૂર્તિઓ સાથે શાન્તિનાથ તીર્થંકરની મૂર્તિ પણ રાખવા માંડી અને આખરે હેમાચાર્યના અપાસરામાં જઈ તથા જૈન સાધુઓને અગણિત દાન આપી રાજાએ ખુલ્લી રીતે જૈનધર્મ અંગીકાર કર્યો. પછી પોતાના દેવઘરમાંથી બ્રાહ્મણના ધર્મની મૂર્તિઓ તેણે કાઢી નાંખી, અને માત્ર જૈનધર્મની મૂર્તિઓ રાખી. આટલે દરજ્જે ગયા પછી હેમાચાર્યનું અપમાન કરનાર બ્રાહ્મણોને રાજા સજા પણ કરવા લાગ્યો." ("ગુ. પ્રા. ઇ.," પૃ. ૧૯૯–૨૦૦).

કુમારપાળે જૈન દેવળો પાછળ ખર્ચ કરેલો છે." સાગલવસહિકા, કરંબકવિહાર, મુશકવિહાર, ઝોલિકાવિહાર આ સિવાય બીજાં ૧૪૪૪ જૈન દેવળ કુમારે બંધાવ્યાની દંતકથા ચાલે છે." ( પૃ. ૧૯૬ ).

"હેમાચાર્યના બોધથી રાજાએ માંસમદિરાનો ત્યાગ કર્યો એટલું જ નહિ, પણ લોકમાં સાદ પડાવી આજ્ઞા કરી કે કોઈએ જીવહિંસા કરવી નહિ. તેણે માછી, શિકારી, પારધી, વગેરે લોકોને પોતાનો જીવહિંસાનો ધંધો છોડી બીજા ધંધા કરવાની ફરજ પાડી." ( પૃ. ૨૦૦ ).

" હેમાચાર્યના બોધથી કુમારપાળે નવારસી મિલકત સરકારમાં લેવાનું બંધ કર્યું. "

( ' ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ,' પૃ. ૨૦૧ ).

૨. પ્રો. કેશવલાલ હિમ્મતરામ કામદાર જણાવે છે કે " વીસમો સર્ગ ('દ્વયાશ્રય') કાવ્યનો છેલ્લો સર્ગ છે. તેમાં કુમારપાળ અમારિઘોષણા પ્રવર્તાવે છે. નિર્વંશ પ્રજાજનના ધનનો ત્યાગ કરે છે. કાશીક્ષેત્રના કેદારનાથ મંદિરનો પુનરુદ્ધાર કરાવે[1] છે. સોમનાથના મંદિરનો ઉદ્ધાર કરાવે છે. પાટણમાં પાર્શ્વનાથના મંદિરનો પ્રાસાદ બંધાવે ને કુમારપાલેશ્વરદેવનું ( શંકર ) મંદિર કરે છે, અને દેવપત્તનમાં પાર્શ્વચૈત્ય કરે છે. આ સર્ગમાં કુમારપાળ જૈન થાય છે એમ જણાય છે. કારણ કે હેમચન્દ્રસૂરિ ૯૮મો શ્લોક નીચે પ્રમાણે રચી ગયા છે—

युष्मान् भो अभिवादये भव जर्या भो एधि जैनश्च भो,
युष्मानप्यभिवादये सुकृतवान् भूयः कुमारो भव ।

---

૧. કુમાઉનના ખશરાજાએ કેદારેશ્વરનું દેવળ પડી જવા દીધું છે, એવી ખબર જાણી કેદારેશ્વરનું દેવળ પણ તેણે દુરસ્ત કરાવ્યું ('ગુ. પ્રા. ઇ.' પૃ. ૧૯૬ ). આ મંદિરનો જીર્ણોદ્ધાર ક્યારે થયો તેની સાલવારી નક્કી કરવી બાકી છે. એ ભૂલવું ન જોઈએ કે સમ્રાટ સંપ્રતિ, કલિંગરાજ ખારવેલ, ગુજરેશ્વર કુમારપાળ, જગડુશા મંત્રી, વસ્તુપાળ, વગેરે વગેરે જૈન રાજાઓ અને મંત્રીઓ પરધર્મસહિષ્ણુ હતા, સમ્રાટ સંપ્રતિ અને કુમારપાળે પ્રજાનું પુત્રની સમાન પાલન કર્યું છે. દાનશાળાઓ ખોલી છે, મંત્રી વસ્તુપાળે તો મસીદો પણ બનાવી આપી છે. જગડુશાહે દુકાળમાં સારા ભારતવર્ષને કોઈ પણ જાતના ભેદભાવ વિના મદદ કરી છે. આજે પણ જૈનો તથા અજૈનો એક બીજાનાં ધાર્મિક કાર્યોમાં સહયોગ આપે છે.

आयुष्मांश्च कुमारपाल चिरमित्याशंसितोऽत्राहतै-
श्चैत्यं स्फाटिकपार्श्वबिंबमकृत स्वर्णेन्द्रनीलैर्नृपः ॥"

('શ્રી આત્માનંદ જન્મ શતાબ્દી સ્મારક ગ્રન્થ' ભા. ૪, પૃ. ૧૭ પરનો "શ્રી હેમચન્દ્રસૂરીશ્વરનું દ્વ્યાશ્રયકાવ્ય" એ લેખ)

૩ રા. સાહિત્યવત્સલ સ્વીકારે છે કે— "સૌથી પ્રથમ તેની જૈન દીક્ષાનો ઉલ્લેખ યશઃપાલના 'મોહરાજપરાજય'માં આવે છે, જ્યાં તેણે સં. ૧૨૧૬માં જૈન ધર્મની રીતસરની દીક્ષા લીધાનો ઉલ્લેખ છે. આ નાટક સં. ૧૨૩૨માં એટલે કુમારપાળના મૃત્યુ પછી ત્રણ વર્ષે રચાયેલું છે."[૧]

(તા. ૨૯-૮-૩૭ના 'ગુજરાતી'માં પ્રકાશિત 'સાહિત્યમંદિરના સોપાને' એ લેખ)

"સોમનાથપાટણ, અણહિલ્લપાટણ અને થરાદ (પાલણપુર એજન્સી) એમ ત્રણ સ્થળે જુદા જુદા ત્રણ કુમારવિહાર સમજાય છે."[૨]

"જિનપ્રભસૂરિ (શ્રી જિનમંડનગણી)ના જણાવ્યા મુજબ કુમારપાળે સં. ૧૨૧૬ના માગસર સુદ ૨ના દિવસે દીક્ષા લીધેલી." (તા. ૧૨-૯-૩૭ના 'ગુજરાતી'નો 'સાહિત્યમન્દિરના સોપાને' એ લેખ)

---

૧. સર્વત્ર પ્રસરેલી પોતાની શક્તિથી ચૌદ વર્ષ સુધી મારિનું નિવારણ કરીને તથા કીર્તિસ્તંભ જેવા ૧૪૦૦ વિહારો બંધાવીને જૈન કુમારપાળ રાજાએ પોતાના પાપનો ક્ષય કર્યો" ('પ્રબંધચિંતામણિ' પૃ. ૧૯૯) કુમારપાળે જૈન ધર્મનો પૂર્ણતયા (શ્રાવકના ૧૨ વ્રત ગ્રહણપૂર્વક) સ્વીકાર સં. ૧૨૧૬-માં કર્યો એમ જિનમંડનના પ્રબંધમાં છે.

(શ્રી જિનવિજયજી સંપાદિત 'પ્રા. જૈ. લે સં.' ભા. ૨, અવલોકન, પૃ. ૨૪૭).

૨. રા. સાહિત્યવત્સલના તા. ૨૯-૪-૩૭ના લેખમાં "સ્વતંત્ર કોઈ કુમારવિહારની રચના સંભવતી નથી." "ખરું જોતાં શ્રી સોમેશ્વર પ્રાસાદની કુમારપાળ તરફથી થએલી ઐતિહાસિક રચનાની પ્રતિસ્પર્ધામાં કુમારપાળે કુમારવિહાર રચ્યો હોવાની માન્યતા અનુસરાઈ લાગે." આ પ્રમાણે જાહેર કર્યું હતું, પરન્તુ પાછળ તેમણે તે પોતાની ભૂલ સુધારી લીધી છે અને ઉપર પ્રમાણે ત્રણ કુમારવિહાર એટલે કુમારપાળે ત્રણ મંદિરો બનાવ્યાં હતાં એમ સપ્રમાણ સાબિત કર્યું છે.

ઉપરના છૂટાછવાયા ફકરાઓ પરથી એક રીતે સાક્ષરોના મતે પણ કુમારપાળ જૈન હતો એમ નક્કી થાય છે.

## પરમાર્હત કુમારપાળ

સં. ૧૨૧૬માં કુમારપાળ જૈન બન્યો એટલે ત્યારથી તે પરમાર્હત તરીકે ઓળખાય છે. કુમારપાળના કેટલાક જીવનપ્રસંગો પરથી આ વસ્તુ પુરવાર થાય છે, જેમકે—

૧. અર્ણોરાજે જૈન સાધુઓનું અપમાન કર્યું. કુમારપાળે તેનો યોગ્ય દંડ કર્યો. ('ગુ. પ્રા. ઇ.' પૃ. ૧૯૭, ટિપ્પણી).

૨. જિનમંદિરમાં પૂજા માટે જોઈતા ઉત્તરાસંગને અંગે સાંભરના રાજા સાથે યુદ્ધ થયું. ('ગુ. પ્રા. ઇ.' પૃ. ૧૯૧).

૩. સીસોદણીનો પ્રસંગ કલ્પિત જ છે,[1] છતાં ય કલ્પનાને ખાતર સાચો માનીએ તો તેના આધારે કુમારપાળનું અંતઃપુર જૈનધર્મી હતું. ('ગુ. પ્રા. ઇ.' પૃ. ૧૯૩).

૪. કુમારપાળે હેમચંદ્રાચાર્યનું અપમાન કરનાર બ્રાહ્મણોને સજા પણ કરી હતી. ('ગુ. પ્રા. ઇ.' પૃ. ૨૦૦).

૫. હેમચંદ્રાચાર્યની નિંદા બદલ પં. વામરાશિનો દંડ કર્યો, પણ તેણે ભૂલ સુધારી લીધી એટલે વર્ષાસન બાંધી આપ્યું ('ગુ. પ્રા. ઇ.' પૃ. ૨૦૦). વાસ્તવિક રીતે આ દંડ સોમનાથ પાટણના પાર્શ્વમંદિર નામે કુમારવિહારની આશાતનાના કારણે થયો હશે એમ લાગે છે.

૬. હેમચંદ્રાચાર્યનું અપમાન કરવાના કારણે સોમનાથ પાટણના સોમેશ્વર મંદિરના મહંત (પૂજારી)ને બરતરફ કર્યો પરન્તુ તેણે માફી માગી એટલે તેને પુનઃ અસલ સ્થાન પર સ્થાપ્યો ("ગુ. પ્રા. ઇ.," પૃ. ૨૦૦).

---

૧ આ વાત જૈન કે અજૈન કોઇ પ્રાચીન ગ્રન્થમાં મળી નથી. આ કથા પહેલવહેલાં લગભગ ૭૦૦ વર્ષ પછીની એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ સાહેબની નોંધમાં દાખલ થાય છે અને પ્રકાશિત થાય છે; આથી તેની વાસ્તવિકતામાં શંકાને પૂરો અવકાશ મળે છે. કુમારપાળ આ. હેમચંદ્રસૂરિ તથા તેમના ધર્મમાં કેવો રંગાયો હતો તેને નિંદારૂપે જાહેર કરવું એ એનું ધ્યેય જણાય છે.

આ દરેક પ્રમાણો કુમારપાળ શ્રી હેમચંદ્રસૂરિનો અનન્ય ઉપાસક હતો એ વાતને પુરવાર કરે છે.

અજયપાળનું વલણ પણ કુમારપાળને પરમાર્હત માનવાના પક્ષમાં છે.

અજયપાળે રાજા બનતાં જ જૈનો પર કેર વર્તાવ્યો, જૈન મુનિઓ તથા શ્રાવકોનો ઘાત કરાવ્યો, કુમારપાળે બંધાવેલ જૈન દહેરાસરો તોડી નાખ્યાં. આ વખતે સંભવતઃ પરમાર્હત કુમારપાળના નામવાલા શિલાલેખોનો પણ નાશ થયો[1] હશે.

પાછળથી આભડ શ્રાવકે સીલ નામના ભાંડને ધનથી ખુશી કરી તેના મારફતે દેરાસરોનો વિનાશ થતો અટકાવ્યો. સીલે ગોઠવી રાખેલ યુક્તિ પ્રમાણે પોતાની હયાતીમાં પોતાના દેવમંદિરને તોડતા પુત્રોને અજયપાળની સમક્ષ ખૂબ ડાર્યા, અને કહ્યું કે "અજયપાળદેવે તો કુમારપાળના મરણ પછી તેનાં ધર્મસ્થાનોનો નાશ કર્યો, જ્યારે તમે તો મારા જીવતાં મારાં ધર્મસ્થાનનો નાશ કરો છો માટે તમો આ નરેશ્વર કરતાં પણ અધિક અધમ છો." આ શબ્દોએ અજબ કામ કર્યું. અજયપાળ શરમાયો, અને તેણે દેરાસરો તોડવાનું કામ છોડી દીધું.

('પ્રબંધચિંતામણિ,' પૃ. ૨૦૧, 'ચતુર્વિંશતિપ્રબંધ,' પૃ. ૧૭૪)

આ કારણે તારંગાજી તથા દૂરદૂરના દેરાસરો બચી ગયાં.[2]

રા. બ. ગો. હા. દેસાઈ 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ'માં અજયપાળનો પરિચય આપે છે. "અજયપાળે ગાદી પર બેસતાં જ જૈન લોકો પર જુલમ કરવા માંડ્યો. કુમારપાળે બંધાવેલાં જૈન દેવળો તેણે તોડી નાખવા માંડ્યાં. જૈન ગ્રંથકારો તેને ભ્રષ્ટબુદ્ધિનો, પિતૃઘાતક અને નાસ્તિક તરીકે વર્ણવે છે. અજયપાળે ક્રૂર, ઉન્મત્ત અને દંશીલી ચાલ ચલાવી છે, એમાં કંઈ શક નથી."

---

૧ તે સમયે જૈનોમાં પ્રશસ્તિ લખવાની પ્રથા ઓછી હતી. 'કુમારવિહાર'-ની પ્રશસ્તિઓ હશે તે પણ મન્દિરોની સાથે વિનષ્ટ થઈ હશે, અજયપાળે ઉતરાવી નાખી હશે, એવા ડરથી જૈનોએ ઉતારી લીધી હશે, કેમકે ધર્મ-સંક્રમણકાળમાં એવું બને એ સ્વાભાવિક છે.

૨ આચાર્ય બપ્પભટ્ટસૂરિના સમયપૂર્વનું મોઢેરાનું મંદિર આ રાજ્યના કોપનું ભોગ બન્યું છે. આ જ અરસામાં 'દ્વારિકા'નું જગતદેવાલય પણ જૈનોના હાથમાંથી છૂટી ગયું છે.

કુમારપાળ રાજાના માનીતા મંત્રી કપર્દીને ધગધગતી તેલની કડાઈમાં તળી નાખ્યો. રામચંદ્રસૂરિને તપાવેલી તાંબાની પાટ ઉપર સુવરાવી મારવાનો હુકમ કર્યો. અને મંત્રી આંબડને મારી નાખ્યો, વગેરે. "

"આ જુલ્મી રાજાનું રાજ્ય ઘણા વર્ષ ટક્યું નહીં. તેણે ત્રણ વર્ષ રાજ્ય કર્યા પછી વિજયદેવ નામના તેના દ્વારપાળે તેના પેટમાં કટાર મારીને તેનો પ્રાણ લીધો."

( પૃ. ૨૦૩–૨૦૪ ).

શિલાલેખો તપાસીએ તો વડનગર અને શ્રીધરની પ્રશસ્તિમાં કુમારપાળને વસુધાનો ઉદ્ધારક, હરિ જેવો પ્રભાવક, નયમાર્ગ પ્રવર્તક, ત્રૈલોક્યરક્ષાક્ષમ, વિક્રમાંક અને લોકપ્રિય ગુણવાળો બતાવ્યો છે. એટલે એક આદર્શ રાજા તરીકે ચીતર્યા છે. પણ અજયપાળનો ખ્યાલ તેથી જુદો હતો. તે કુમારપાળના રાજ્યને વિધર્મીનું રાજ્ય અને તેની દરેક પ્રવૃત્તિને અધર્મરૂપે માનતો હતો. આથી તેને નિષ્કલંકાવતાર રૂપે જન્મ લેવો પડ્યો અને તેણે કુમારપાળ, તેનાં દેવસ્થાનો, ગુરુઓ તથા સાધર્મિકોનો સંહાર કર્યો.[1] તથા પોતાની ધારણા પ્રમાણે રામરાજ્ય(!) પ્રવર્તાવ્યું.

એથી પછીના શિલાલેખો અજયપાળને પરમમાહેશ્વર, નિષ્કલંકાવતારિત, રામરાજ્ય પ્રવર્તક, ઇત્યાદિ વિશેષણોથી નવાજે છે, એટલું જ નહીં પરન્તુ ગુ. ભીમદેવ પણ નારાયણાવતાર બને છે.

વિશ્વેશગંડની[2] પ્રશસ્તિમાં એ વાતનો ઇશારો પણ છે જુઓ—

૧ બીજાઓએ પણ જૈનબૌદ્ધોનો સંહાર કરવા પ્રયત્ન કર્યો છે. અને તેઓ સાંપ્રદાયિક દૃષ્ટિએ પરમ ચુસ્તધર્મી મનાયા છે, જેમકે રાજા પુષ્યમિત્રે હજારો શ્રમણોનો શિરચ્છેદ કરાવ્યો. રાજા હર્ષવર્ધને એકેક દિવસમાં આઠસો આઠસો શ્રમણોનાં માથાં ઉતરાવ્યાં છે. દક્ષિણના સુંદરપાંડયે અને લિંગાયત ધર્મના આદ્યપ્રણેતા મંત્રી વાસવે પણ એવો જ દાખલો બેસાડયો છે. અજયપાળે પણ તેઓનું જ અનુકરણ કર્યું છે.

૨ 'પ્રબંધચિંતામણિ', પૃ. ૧૮૮ વાળો વિશ્વેશ્વર અને આ વિશ્વેશ એ બન્ને એક લાગે છે. તેણે ભાવબૃહસ્પતિની પુત્રી પ્રતાપદેવી સાથે લગ્ન કર્યું હતું. શ્લોક ૨૫માં ધર્મત્રિદ્વિષાન્ શબ્દ ઉકલે છે, તે કદાચ ધર્મવિદ્વેષિન એવો શબ્દ હશે.

तस्मिन्नंशमध्यास्य कलावेशांशसंभवे ।
संहृत्य धर्मविद्विष्टान् राशिं याते निजं पदम् ॥

મતલબ કે કુમારપાળ પરમઆર્હંત હતો એટલે તેને અજયપાળે ઉખેડી પોતાને પરમમાહેશ્વર ઇત્યાદિ તરીકે જાહેર કર્યો.

વલ્લભ સંપ્રદાયના "વૈષ્ણુવપ્રદીપ" ગ્રંથની કુમારપાળની બીના પણ તેના જૈનત્વને અનુલક્ષીને યોજાઈ છે.

કુમારપાળ પરમઆર્હંત જૈન હતો એમ માનવાને આ શું ઓછા પુરાવા છે ?

## કુમારવિહાર

મહારાજા કુમારપાળે જૈન દેરાસરો બનાવ્યાં છે. તે વિશેષતયા કુમારવિહાર તરીકે પ્રસિદ્ધ છે. તે વખતના ભિન્ન ભિન્ન ગ્રંથોમાં તેના ઉલ્લેખો નીચે મુજબ છે—

૧. चैत्यं स्फाटिकपार्श्वबिंबमकृत स्वर्णेन्द्रनीलैर्नृपः ॥

( શ્રી હેમચંદ્રસૂરિકૃત સં. 'દ્વયાશ્રય કાવ્ય,' સં. ૨, શ્લો. ૬૮ ).

कुमारेण कुमारपालेन कारितो विहारः कुमारपालविहारस्तस्मिन् श्री पार्श्वनाथचैत्ये प्राप्तः । राजेति प्रक्रमात् ज्ञेयम् ।

( પ્રાકૃત 'દ્વયાશ્રય' સ. ૨, શ્લો ૩૬, ટીકા ).

जण तुच्छ हयर–कप्पूर धूवमहमइ ह्सरसूइ ।
कुमरविहारे पत्तो हुवर पडिहार दिन्नकरो ॥

( પ્રા. 'દ્વયાશ્રય,' સ. ૨, શ્લો. ૩ ).

पूर्वं श्रीवनराजभूमिपतिना व्यालोक्य सल्लक्षणां,
क्षोणिं स्थापितमेतदत्र नगरं निर्वर्ण्यतां निर्भरम् ।
श्रीकौमारविहारमौलिवलयालंकारपालिध्वज–
व्याजाज्जैनमदस्तपत्रममरावत्यै यदुच्चैस्तराम् ॥

( યશઃપાલકૃત "મોહરાજપરાજય" નાટક, અ. ૩, શ્લો. ૫૭, પૃ. ૬૭ ).

जंपइ कुमरनरिन्दो मुणिन्द तुह देसणामयरसेण ।
संसित्तसव्वतणुणो मह नट्ठा मोहविसमुच्छा ॥

नवरं पूव्वंपि मए भद्दग भावप्पहाणचित्तेण ।
पडिहयपावपवेसं लद्धं तुम्हाण उवएसं ॥

दाऊण य आएसं कुमरविहारो कराविओ एत्थ ।
अट्ठावओव्वरम्मो चउवीसजिणालओ तुंगो ॥

पासस्स मूलपडिमा निम्मविया जत्थ चंदकंतमई ।

( સોમપ્રભસૂરિકૃત 'કુમારપાળપ્રતિબોધ,' પ્ર. ૨, પૃ. ૧૪૩–૧૪૪. સં. ૧૨૫૧ ).

૨. પોતાના પિતાના નામથી પાટણમાં ૭૨ દેરીવાળો ત્રિભુવનવિહાર કરાવ્યો—

तत्तो इहेव नगरे कारेविओ कुमारपालदेवेन ।
गरुआ तिहुणविहारो गयणतलुत्तणक्खमो ॥

जंसि महप्पमाणा सव्वुत्तमनीलरयणनिम्माया ।
मूलपडिमा निवेण निवेसिया नेमिनाहस्य ॥

इय पयडिय धयजस डंबराहि बाहत्तरीइजो ।
सप्पुरिसोव्वकलाहिं अलंकियो देवकुलियाहिं ॥

('કુમારપાલપ્રતિબોધ,' પૃ ૧૪૪).

૩. દેવપાટણમાં પાર્શ્વનાથનું દેરાસર કરાવ્યું.

('દ્વ્યાશ્રયકાવ્ય' (સં.) સ. ૨૦ )

૪. થરાદનો કુમારવિહાર.

यदधमरुमण्डलकमलामुखमण्डनकर्पूरपत्रांकुरथारापद्रपुरपरिष्कार–श्रीकुमारविहारक्रोडालंकार–श्रीवीरजिनेश्वरयात्रामहोत्सवप्रसंगतम् ।

('મોહરાજપરાજય,' અ. ૧. પૃ. ૨ ).

૫. જાલોરમાં સં. ૧૨૨૧માં કુમારવિહાર બન્યો ( શિલાલેખ ).

૬. લાડોલ ( ગુજરાતમાં ) કુમારવિહાર હતો ( શિલાલેખ ).

૭. અન્ય સ્થળોના કુમારવિહાર

अन्नवि चउव्विसा चउव्विसाए जिणाण पासाया ।
कारविया तिविहारपमुहा जवरेइ इह बहवो ॥

जेउण अन्नं अन्नेसु नगरगामाइएसु कारविया ।
तेसिं कुमरविहारणं कोवी जाणइ न संखंपि ॥

(‘ કુમારપાળપ્રતિબોધ ’)

સિંઘી જૈન ગ્રંથમાળા પ્રકાશિત ‘ પ્રબંધચિંતામણિ ’ના ગદ્ય પાઠમાં ૧૪૪૦ ( પૃ. ૮૬ ) અને પદ્યપાઠમાં ૧૪૦૦ ( પૃ. ૯૪ ) કુમારવિહાર બન્યાનો ઉલ્લેખ છે. તારંગા પર એક ભીડ બંધથી ૩૨ વિહાર બન્યાનો પણ ઉલ્લેખ છે. ( પૃ. ૯૦ )[1]

કુમારવિહારનાં શિલાલેખી પ્રમાણો મળતાં નથી. અજયપાલના રાજ્યકાળમાં તેનો અભાવ થયો હોય એ સંભવિત છે. માત્ર ઉપલબ્ધ થતું કુમારવિહારશતક જ પાટણના કુમારવિહારના શિલાલેખનું સ્થાન પૂરે છે.

ત્યારપછીના ઉત્કીર્ણ શિલાલેખોમાં કુમારવિહારના ઉલ્લેખો મળે છે, જે નીચે પ્રમાણે છે—

---

૧ શ્રી હેમચંદ્રસૂરિ તથા કુમારપાલને માટે ઐતિહાસિક સાધનો નીચે પ્રમાણે છે:–

૧–૨ આ હેમચંદ્રસૂરિ કૃત સંસ્કૃત તથા પ્રાકૃત ‘ દ્વયાશ્રયકાવ્ય ’.

૩. મંત્રી યશઃપાળ (સં. ૧૨૩૨) કૃત ‘ મોહરાજપરાજય ’.

૪ આ. સોમપ્રભસૂરિ (સં. ૧૨૪૧) કૃત ‘ કુમારપાલપ્રતિબોધ ’.

૫ મેરુતુંગ (૧૩૬૧) કૃત ‘ પ્રબંધચિંતામણિ ’.

૬ આ. પ્રભાચંદ્ર કૃત ‘ પ્રભાવકચરિત્ર ’.

૭ આ. જયસિંહકૃત ‘ કુમારપાલચરિત્ર ’.

૮ આ. સોમતિલકકૃત ‘ કુમારપાલચરિત્ર ’.

૯ ચારિત્રસુંદરગણિકૃત ‘ કુમારપાલચરિત્ર ’,

૧૦ હરિશ્ચંદ્રકૃત ‘ કુમારપાલચરિત ’ (પ્રાકૃત).

૧૧ આ. જયશેખરકૃત ‘ ચતુર્વિંશતિપ્રબંધ ’.

૧૨ આ. જિનપ્રભસૂરિકૃત ‘ વિવિધતીર્થકલ્પ ’,

૧૩ (આ. સોમસુંદરસૂરિશિષ્ય) જિનમંડનગણી (૧૪૭૯) કૃત ‘ કુમારપાળપ્રબંધ ’.

૧૪ આ. જિનહર્ષકૃત ‘ કુમારપાલરાસ ’.

૧૫ કવિ ઋષભદાસકૃત ‘ કુમારપાલરાસ ’.

૧. જાલોરગઢ પર સં. ૧૨૨૧માં કુમારવિહાર બન્યો. તે સં. ૧૨૩૧ લગભગમાં તૂટ્યો. સં. ૧૨૪૨માં તે દુરસ્ત કરાવાયો. સં. ૧૨૫૬માં તોરણ આદિ પ્રતિષ્ઠાવ્યાં. અને સં. ૧૨૬૮માં નવો રંગમંડપ થયો. તથા તેની ઉપર સોનાનું ઇંડું ચડ્યું.

१ ओं ॥ सं. १२२१ श्रीजाबालीपुरीय कांचनगिरिगढस्योपरि प्रभु-श्रीहेमसूरिप्रबोधित-श्रीगुर्जरधराधीश्वर परमाहार्त चौलुक्य(२)महाराजाधिराज श्रीकुमारपालदेवकारिते श्रीपार्श्वनाथसत्कमूलबिंबसहित-श्रीकुवरविहाराभिधाने जैनचैत्ये ।

('પ્રા. જૈ. લેખસંગ્રહ,' ભા. ૨, લેખાંક ૩૫૨).

૨. નાગપુરના વરહુડીયગોત્રી સાહુ નેમડના વંશજ રાહડના પુત્ર લાહડે સં. ૧૨૯૬ લગભગમાં લાડોલના કુમારવિહારના જીર્ણોદ્ધાર પ્રસંગે શ્રી પાર્શ્વનાથના અગ્રમંડપમાં ગોખલો કરાવ્યો તથા શ્રી પાર્શ્વનાથની પ્રતિમા ભરાવી.

(२०) लाटाप(२१)ल्यां श्रीकुमारविहारजीर्णोद्धारे श्रीपार्श्वनाथ बिंब खत्तकं च ।

('પ્રા. જૈ. લેખકસંગ્રહ,' લેખાંક ૬૬, પૃ. ૯૧).

૩. નાગપુરના વરહુડીયગોત્રીય સાહુ નેમજના વંશજ જિનચંદ્રના પુત્ર સંઘવી દેવચંદે લાડોલના કુમારવિહારની ભમતીમાં શ્રી અજિતનાથની પ્રતિમા, દેરી, દંડ તથા કળશ બનાવ્યાં તથા આજ મન્દિરમાં શ્રી શાંતિનાથ અને અજિતનાથની પ્રતિમા પધરાવી.

(३४) लाटापल्यां श्रीकुमारवि(३५)हारजगत्यां श्रीअजितनाथस्वामिबिंबं देवकुलि(३६)का दंडकलशसहिता इहैवे चैत्ये जि(३७)नयुगलं श्रीशांतिनाथ-श्रीअजितस्वामि(३८)एनत्सर्वं कारापितम् ।

('પ્રા. જૈ. લેખસંગ્રહ,' લેખાંક ૬૬, પૃ. ૯૨).

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના 'અભિધાનચિંતામણિ' કોશમાં કુમારપાળનું નામ બહુ જ અર્થસૂચક રીતે મૂક્યું છે. એમાં કુમારપાળની નામના અને કારકિર્દીને અનુરૂપ શબ્દો મૂક્યા છે. આ રહ્યો એ મૂળ શ્લોક—

कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ।
मृतस्वमोक्ता धर्मात्मा मारिव्यसनवारकः ॥
('અભિધાનચિંતામણિ,' કાં. ૩, શ્લો. ૧૬–૧૭).

આટલી સ્પષ્ટ વિચારણા પછી અને આટલાં આટલાં પ્રમાણો જોયા પછી આટલા બધા કુમારવિહારોના નિર્માતા મહારાજા કુમારપાળ જૈન હતા તે વાત સમજવાને બીજાં પ્રમાણોની આવશ્યકતા રહેતી નથી.

ગુર્જરેશ્વર કુમારપાળ પરમાર્હંત હતો અને શ્રમણોપાસક હતો, સાથે સાથે તે વિશ્વવત્સલ હતો એટલે જ લોકપ્રિય બન્યો હતો.

એ લોકપ્રિયતા દરેકને પ્રાપ્ત થાઓ !

## 'દ્વ્યાશ્રય' અને મુનિરાજ હેમચંદ્રનો વૈદિક અને ઇતર બ્રાહ્મણ સાહિત્યનો પરિચય

: લેખક :

**કનૈયાલાલ ભાઈશંકર દવે**

### ઉપક્રમ

ભગવાન શ્રી કૃષ્ણે ભગવદ્‌ગીતામાં અર્જુનને संभवामि युगेयुगे- નો આદેશ આપતાં સ્પષ્ટ જાહેર કર્યું છે કે, અમુક સમયના અંતરે કાળ, ધર્મ અને બીજા અનેક કારણોને લઈ, પ્રભુ માનવોની વચ્ચે પ્રાદુર્ભાવ પામે છે. તે પ્રાદુર્ભાવ પામનાર દૈવી વ્યક્તિમાં કેટલાક એવા અદ્‌ભૂત ગુણો હોય છે, જેથી સમાજ તેને પૂજે છે--વંદે છે, અને તેનામાં ઈશ્વરાવતારની કલ્પના કરે છે. આવી કેટલીક મહાન વ્યક્તિઓ ભારતવર્ષે પ્રાપ્ત કરી છે, જેઓએ પોતાના અપૂર્વ જ્ઞાનથી અદ્વિતીય જ્ઞાનરાશિથી ભરપૂર ગ્રંથો રચી ભારતની મહાન સેવા બજાવી છે. ભારતવર્ષમાં આવી જે પ્રભાવક વ્યક્તિઓ દૈવી જ્ઞાન, દૈવી શક્તિ, અને બીજા અપ્રતિમ ગુણો ધરાવતી થઈ ગઈ છે, તેનાં ચરિત્રો, ગ્રંથો, અને કાર્યોથી મુગ્ધ થઈ નતમસ્તકે આજે આપણે તેઓને વંદીએ છીએ આવી દૈવી વ્યક્તિઓમાં ભગવાન હેમચંદ્રનું સ્થાન અનોખું છે.

આ મહાન પુરુષને થઈ ગયે આજે ૭૬૫ વર્ષોનાં વહાણાં વાયાં છે, છતાં તેમનો જ્ઞાનપ્રવાહ હજુ જેવોને તેવો આજે પણ, તેમને સર્જેલા અનેક ગ્રંથોમાંથી વહી રહ્યો છે. તેમને અવલોકવા વિશાળ દૃષ્ટિ, અને જ્ઞાનશક્તિ વડે તેમના ગ્રંથોનું પદ્ધતિસર અનુશીલન કરવામાં આવે તો જ તે નરરત્નનો કંઈપણ પરિચય સાધી શકાય છે. તેમને અનેક વિદ્વતાપૂર્ણ ગ્રંથો લખી એકલા જૈન સંપ્રદાયની જ નહીં પણ સમસ્ત ભારતવર્ષની અમૂલ્ય સેવા બજાવી છે, એમ કહીશું તો

અસ્થાને નહીં ગણાય. તેમણે ગુર્જર પ્રજાના કલ્યાણ માટે જે અનનુભૂત કાર્યો, અને સર્વશ્રેષ્ઠ સાહિત્યનું સર્જન કર્યું છે, તેથી સમસ્ત ગુર્જર પ્રજા તેમની સદાય માટે ઋણી છે. આજે તેમનો જ્ઞાનસત્ર ઊજવી ગુર્જર સમાજ પોતાનું ઋણ અદા કરવા પ્રયુક્ત થયું છે, પણ તેમનું સાચું ઋણ તો ત્યારે જ વાળી શકાય, જ્યારે તેમણે સર્જેલ મહાન ગ્રંથોને ગુજરાતનો લોકસમાજ સમજવા પુરતું જ્ઞાન મેળવે, તેમને આદેશ આપેલ નીતિસૂત્રોનો સ્વીકાર કરે, અને વિશાળ દૃષ્ટિબિન્દુ વડે જાહેર કરેલ સંપ્રદાયવાદની મતાંધતાનો ત્યાગ કરે, તો જ કંઈક અંશે પણ તે ઋણ અદા કરવા તેમના ઉપદેશામૃત વડે અમલ કર્યો ગણાય.

આ મહાપુરુષના ચરિત્રમાંથી અનેકવિધ પ્રેરણાઓ, તેના ઉપાસકોને મળી શકે તેમ છે. ખરી રીતે તે એક સર્વસંગ્રહ છે. પૌરાણિક ભાષામાં કહીએ તો તે કલ્પવૃક્ષ સમાન છે. તેનું વિવિધ દૃષ્ટિએ અધ્યયન કરવાથી અનેરું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ગુર્જરેશ્વર સિદ્ધરાજના એક સાચા સલાહકાર હતા. તેમની વિદ્વત્તા, સામા મનુષ્યનો અભિપ્રાય જાણી લેવાની અપૂર્વ શક્તિ, તેમજ કાર્યદક્ષતા, વગેરે ગુણો વડે તેમણે સિદ્ધનૃપનો સંપૂર્ણ વિશ્વાસ મેળવ્યો હતો. કુમારપાળના તો તેઓ સાચા ગુરુ, અને માર્ગદર્શક હતા એટલે તે સર્વભાવથી તેમને પૂજે–વંદે તેમાં નવાઈ જ નથી. પણ તે બન્ને રાજવીઓના રાજ્યકાળમાં આ નરશાર્દૂલે જે અભિનવ કાર્યો કર્યાં છે. જે મહાન ગ્રંથો લખી ગુજરાતના ઉપર ઉપકાર કર્યો છે, તેથી આજે પણ ગુજરાત તે પુણ્યશ્લોક મુનીશ્વરને વંદે છે.

તેમનો અભ્યાસ અગાધ હતો એમ કહેવા કરતાં, તેમને રચેલા ગ્રંથો વિચારવાથી તે સત્ય સ્પષ્ટ જણાઈ આવે છે. તેમને સંસ્કૃત, કાવ્ય, વ્યાકરણ, ન્યાય, છંદઃશાસ્ત્ર તથા પ્રાકૃતનો ઊંડો અભ્યાસ કર્યો હતો, પણ તેથી તે મહાન બની શકયા નથી. ખ્યાતકીર્તિ તરીકે વધુ પ્રસિદ્ધિમાં લાવનાર તો, તેમને સાધેલ સર્વદર્શનના ગ્રંથો અને તેનાં રહસ્યોનો સૂક્ષ્મદર્શી પરિચય—અભ્યાસ મુખ્ય હતો. પોતાના ધર્મનો ઊંડો અભ્યાસ કરી, તેમણે અન્ય ધર્મોનાં તત્ત્વો તથા તેનાં સાહિત્યનું બારીકાઈથી અનુશીલન કર્યું હતું, એમ તેમણે રચેલા ગ્રંથો ઉપરથી જ્ઞાત થાય છે. તેમણે કયા કયા ધર્મગ્રંથો ઉપર દૃષ્ટિપાત

કર્યો હતો, તે બદલ તેમનું જ્ઞાન કેવું હતું તેની સર્વાંગસંપૂર્ણ ચર્ચા કરતાં એક મોટો ગ્રંથ લખાય તેમ છે. એટલે તે બધાની અન્વેષણા અહીં કરી શકાય તેમ નથી. પરંતુ આ નિબંધમાં વૈદિક સાહિત્ય સંબંધી તેઓ કેવું જ્ઞાન ધરાવતા હતા તેની કંઈક પિછાન કરાવવા અહીં પ્રયત્ન કરવામા આવ્યો છે.

જૈન ધર્મ અહિંસાના મુખ્ય તત્ત્વ ઉપર રચાયો છે. વૈદિક ધર્મમાં પણ હિંસા અને અહિંસાના ભેદો જણાવી અહિંસાનો ખાસ નિષેધ સૂચવ્યો છે. પરંતુ બંને ધર્મોમાં એક જ ઠેકાણે મતભેદ થયો છે તે ફક્ત યજ્ઞીય હિંસાનો. વૈદિકો યજ્ઞીય હિંસાને ધર્મસિદ્ધ અહિંસા માને છે, જ્યારે જૈનધર્મમાં તેને ક્રૂર હિંસા માનવામાં આવી છે. આ બન્ને ધર્મોના વાદવિવાદનું પરીક્ષણ કરવા, તેમના સત્યાસત્યની ખાતરી કરવા માટે, બન્ને ધર્મોના સિદ્ધાંતો અને તેના સાહિત્યનું તટસ્થ દૃષ્ટિએ અવગાહન કરવાની ખાસ આવશ્યકતા રહે છે. આ પ્રમાણે બન્ને ધર્મોનું સંપૂર્ણ જ્ઞાન હોય તો જ, પ્રમાણિક દૃષ્ટિએ તેના સારાસારનું માપ કાઢી શકાય. મુનિરાજ હેમચંદ્રે પણ આવા જ કોઈ કારણને લઈ, વૈદિક સાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યો હતો, એમ તેમણે રચેલા સંસ્કૃત 'દ્વયાશ્રય' કાવ્યથી જાણી શકાય છે. તેમણે અનેક ઠેકાણે ઉપમાઓમાં તેમજ આલંકારિક વર્ણનોમાં શ્રૌત યજ્ઞો, બ્રાહ્મણધર્મો, વૈદિક-પ્રક્રિયાઓ, ગૃહ્ય કર્મો, તેના વિધિવિધાનનો, વૈદિકગ્રંથો, ધર્મ-શાસ્ત્રો અને પૌરાણિક આખ્યાયિકાઓનો પરિચય આપ્યો છે. આથી વૈદિક સાહિત્યનું તેમને ઊંડું અનુશીલન કર્યું હતું એમ કહ્યા વગર ચાલે તેમ નથી. વૈદિક ધર્મશાસ્ત્રના વિદ્વાનો પણ સહેલાઈથી સમજી શકતા નથી તેવી કેટલીક અગમ્ય, અને ગૂઢ બાબતોને તેમણે સાદા રૂપકો દ્વારા રજૂ કરી, વૈદિક સાહિત્ય પ્રત્યેની પોતાની અપૂર્વ જ્ઞાન-શક્તિનો પરિચય આપ્યો છે. આખોએ ગ્રંથ તટસ્થ દૃષ્ટિએ વિચારતાં, જાણે કોઈ વૈદિક સાહિત્યના મહાન વિદ્વાનના હાથે રચાયો હશે એવો અનુભવ થાય છે. સિદ્ધરાજ ચુસ્ત સનાતની હતો. વેદ ધર્મ પ્રત્યે તે વધુ પ્રેમ ધરાવતો હતો. તે મુનિરાજ હેમચંદ્રની અગાધ જ્ઞાનશક્તિથી મુગ્ધ થયો હતો, તેટલું જ નહીં પણ વૈદિક ધર્મશાસ્ત્રની અતિ સૂક્ષ્મ બાબતો, એક જૈનાચાર્યના હૃદયપ્રદેશમાં છુપાયેલી જોઈ, તેમના તરફ વધુ પ્રેમ અને સન્માન ધરાવતો હતો. તેની સાહિત્ય પ્રત્યેની ઉદાત્ત ભાવનાઓ, અને વૈદિક સાહિત્ય પ્રત્યેના નિઃસીમ

પ્રેમના કારણે જ, મુનીશ્વર હેમચંદ્રે પોતે રચેલ સંસ્કૃત ‘દ્વયાશ્રય’ કાવ્યમાં, વૈદિક સાહિત્યમાંથી ઢગલાબંધ ઉપમાઓ, શ્રૌતયજ્ઞો, ગૃહ્યકર્મો, વૈદિક ધર્મગ્રંથો, સૂત્રો અને પૌરાણિક આખ્યાયિકાઓને લગતી રજૂ કરી છે. આવા અનેક મહાન ગુણો વડે મુનિરાજ હેમચંદ્રે ગુર્જર સમ્રાટ સિદ્ધરાજનું હૃદય જીતી લીધું હતું.

‘દ્વયાશ્રય’ એ એક કાવ્યગ્રંથ છે. પાણિનિનાં સૂત્રોને ગ્રથિત કરી જેમ ‘ભટ્ટિકાવ્ય’નું સર્જન કરવામાં આવ્યું છે, તેજ પ્રમાણે ગુર્જરરાષ્ટ્રના અપર પાણિનિ હેમચંદ્રસૂરિએ રચેલ સિદ્ધહૈમ વ્યાકરણનાં સૂત્રોને સંયોજી, ‘દ્વયાશ્રય’નું અપૂર્વ સર્જન કર્યું છે. તેમાં એક વ્યાકરણને લગતો, અને બીજો મૂળરાજથી કુમારપાળ સુધીના ચૌલુક્યોનો આલંકારિક ભાષામાં વિસ્તૃત ઇતિહાસ રજૂ કરતો, એમ બે અર્થો સમાયેલા છે જેના કારણે જ તેનું ‘દ્વયાશ્રય’ નામ ચરિતાર્થ થયું છે. આવો પ્રમાણભૂત અને સિલસિલાબંધ ગુજરાતનો ઇતિહાસ આ ગ્રંથ સિવાય બીજા કોઈપણ ગ્રંથમાં ચીતરાયો નથી. તેની વધુ પ્રામાણિકતા તે એક સંસ્કારી વિદ્વાનના હાથે રચાયો હોવાથી છે, તેટલું જ નહીં પણ સિદ્ધરાજ અને કુમારપાળના સમકાલમાં તે રચાયો હોવાથી, ખૂબ મહત્ત્વ ધરાવે છે.

સિદ્ધરાજની પ્રસન્નતા મેળવવા, અને ચૌલુક્યોનો ઇતિહાસ સાચવી રાખવા માટે મહર્ષિ હેમચંદ્રે પોતાની અપૂર્વ જ્ઞાનશક્તિ ખર્ચી આ ગ્રંથનું આલેખન કર્યું છે. છતાં તેમાં કોઈપણ ઠેકાણે કેવળ શબ્દાડંબર, કે અલંકારપ્રચુર ભાષા વાપરી, કઠિન ગ્રંથ તરીકે તેને જાહેર કરવાનો મિથ્યાદંભ જોવામાં આવતો નથી. વ્યાકરણનાં સૂત્રોને લઈને તે સાધારણ સંસ્કૃત જાણનારને સમજવામાં દુષ્કર લાગે છે, પણ તેથી ઇરાદાપૂર્વક તે ગ્રંથને કિલષ્ટ બનાવી, ન્યાય અને તર્કના કૂટ ગ્રંથો જેવો વિદ્વત્સમાજમાં જાહેર કરવા ગ્રંથકારનો આશય જણાતો નથી. તેમાં એટલી બધી ચોકસાઈથી પ્રમાણિત હકીકતો મૂકવા પ્રયત્ન કર્યો છે, જેથી તેમનું ઐતિહાસિક જ્ઞાન, અને વ્યવહાર-કૌશલ્ય ઘણું જ ઊંડું હતું એમ ચોક્કસ લાગે છે. તેમાંયે સમાજના વ્યવહારો, રાજકીય વાતાવરણ, તોલ, માપ, વાણિજ્ય, તત્કાલીન રાજકીય ચલણ, વગેરેને લગતા સ્પષ્ટ અસ્પષ્ટ જે સૂચનો કર્યાં છે, તેથી આ ગ્રંથનું મહત્ત્વ અનેકઘણું વધી જાય છે. બારમા કે તેરમા સૈકાની

સમાજવ્યવસ્થા, અને લોકવ્યવહાર સમજવા સિવાય બીજો કોઈપણુ આધારભૂત ગ્રંથ હજુ સુધી મળી આવ્યો નથી. આ ઉપરાંત સિદ્ધનૃપનું હૃદય વાંચનાર આ મહાનુભાવે તેમાં એવી ખૂબી દાખલ કરી છે, જેથી આ ગ્રંથ તે રાજાને નિત્ય પ્રેમ ઉપજાવતો હતો. કારણુ રાજેન્દ્ર સિદ્ધરાજ ચુસ્ત સનાતની હતો, તેની વિદ્વત્સભામાં અનેક સનાતની પંડિતો રહેતા હતા, પણુ તે બધાનાં મોઢાં અવાક બનાવવા, આ મહાન જૈનાચાર્યે જે અજબ યુક્તિ વાપરી છે તેથી રાજા કે તેમના કોઈ પંડિતો તેના વિરૂદ્ધ અભિપ્રાય આપવા ઉદ્યુક્ત થાય નહીં.

આ ભવ્ય યોજના તે વૈદિક સાહિત્યમાંથી રૂપકો મૂકવાની. તેમણે અનેક ઠેકાણે સંહિતાઓ, બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો, શ્રૌતસૂત્રો. અને ગૃહ્યસૂત્રોમાંથી ઉપમાઓ રજૂ કરી, આ ગ્રંથને અલંકૃત કર્યો છે. આથી જૈનેતર વિદ્વાનો તેને અપ્રમાણિત કરી તેનો વિરોધ કરી શકે જ નહીં. એક પ્રભાવક જૈનાચાર્યના હાથે લખાયેલ ગ્રંથ જૈનસમાજમાં અવશ્ય સ્વીકૃત થાય, પણુ જૈનેતરો તેને સન્માને, એક મહાન ગ્રંથ તરીકે પિછાને, એવું અજબ વસ્તુસંયોજન મૂકી આચાર્યશ્રીએ તે ગ્રંથને સારાયે ગુર્જર સમાજમાં, અને ગુર્જરેશ્વરોના હૃદયમાં સન્માનિત બનાવ્યો છે.

આથી તેમની વિદ્વત્તા, વ્યવહારકુશળતા, અને વૈદિક સાહિત્યની અપૂર્વ જ્ઞાનશક્તિ પુરવાર થાય છે. તેમની વિદ્વત્તા અને વ્યવહાર-કૌશલ્યની અહીં ચર્ચા કરવા જતાં, આ નિબંધનું કલેવર વધી જાય તેમ છે. વળી વધુ સમય અને સંશોધનો માગી લે છે. એટલે તે વસ્તુને સ્પર્શ નહીં કરતાં વૈદિક સાહિત્યનું તેમણે કેટલું સૂક્ષ્મ દૃષ્ટિએ અનુશીલન કર્યું હતું, તેની કંઈક પ્રતરણા અહીં કરવામાં આવી છે.

### શ્રૌત યજ્ઞો અને તેનું સાહિત્ય

અણહિલપુરનું વર્ણન કરતાં ત્યાં સદાકાળ મહામારી વગેરે ઉપદ્રવોની શાંતિ હતી, અર્થાત્ પ્રજામાં રોગાદિકનો ભય ન હતો, અને જનસમાજ લક્ષ્મીવાન હોવાથી સુખી હતો, તે દર્શાવવા એક રૂપકમાં જણાવ્યું છે કે "શાંતિને પ્રવર્તાવનારી, વૌષટ્, શ્રૌષટ્, આવી વાણી અત્ર નિરંતર સુધા વરસાવે છે. જલશાયીદેવ જલમાં શયન કરતા નથી, પણુ લક્ષ્મીને અત્ર વસેલી જોઈ તેઓ પણુ અહીં જ આવી રહ્યા છે"[1].

---

૧. 'દ્વયાશ્રય'. સર્ગ ૧. શ્લો. ૪૪.

આ ઉપમા શ્રૌતહોમને લગતી છે. અગ્નિહોત્રની દર્શ, પૌર્ણમાસ, વગેરે ઇષ્ટિઓમાં અધ્વર્યુ, બ્રહ્મા, હોતા, યજમાન, વગેરેને ધીમેથી તથા ઊંચેથી આ શબ્દો સમયે સમયે બોલવા પડે છે. આ બંન્ને યજન અને હોમમાં ખાસ વાપરાવાનો સૂત્રકારોએ નિર્દેશ કર્યો છે[2]. આથી ગર્ભિત રીતે એમ જણાવ્યું છે કે, આ નગરમાં યાજ્ઞિકો (અગ્નિ રાખી તેમાં હોમ કરનારા અગ્નિહોત્રીઓ) ઘણા રહેતા હતા. તેને પુષ્ટિ આપતાં તેવું જ વર્ણન કરતાં એક સ્થળે જણાવ્યું છે કે "અત્ર પ્રાતઃકાળે સ્થાપન કરેલા અગ્નિ, આદિત્ય, અનંત, ઈંદ્ર, આદિ દેવને વરી, તે વિષે હે સુચેતા! હે અગ્નિ! આદિ સંબોધનયુક્ત વાણી સંભળાય છે"[3]. અગ્નિહોત્ર રાખનારને નિત્ય સાયંપ્રાતઃ અગ્નિમાં હોમ આપવો પડે છે. અને પછી તે અગ્નિહોત્ર દીક્ષાવાળો દ્વિજ, અગ્નિનું સ્તવન અમુક વૈદિક ક્રિયાઓ વડે કરી સ્તવે છે.

શ્રૌતયજ્ઞોનું મોઘમ નિદર્શન કરતાં એક સ્થળે જણાવ્યું છે કે "ઇષ્ટયાદિક ક્રિયાઓ વડે કરીને વૃદ્ધ તેમ બાળ સર્વે બ્રાહ્મણો મોક્ષ પ્રાપ્તિ માટે જરારહિત આદિપુરુષને સંભારે છે"[4]. શ્રૌતયજ્ઞોમાં ઇષ્ટિ એ આદિયજ્ઞ છે, તેમાં અમાવાસ્યાને દિવસે કરવામાં આવતો દર્શેષ્ટિ, અને પૂનમને દિવસે કરવામાં આવતો પૂર્ણમાસેષ્ટિ યજ્ઞ, એમ બે જુદાજુદા ઇષ્ટિયજ્ઞો છે. આ ઇષ્ટિયજ્ઞોમાં અમુક પ્રકારનો હોમ, તેના દેવતાઓનાં સૂક્ત, જપ સાથે કરવામાં આવે છે. તેમાં વિધિવત્ પુરોડાશ બનાવી, તેનો વૈદિક ક્રિયાઓવડે હોમ કરી, હવિઃશેષનો અમુક ભાગ યજમાન સહિત અધ્વર્યુ, બ્રહ્મા, હોતા વગેરે પ્રાશન કરે છે. શ્રૌતયજ્ઞોની સાધારણ સંખ્યા ૧૪ ની છે. તેમાં સાત હવિર્યજ્ઞો, અને સાત સોમ-યજ્ઞોની વ્યવસ્થા છે. હવિર્યજ્ઞો યૂષ, ઘી, ધાન્ય, પુરોડાશ, દૂધ વગેરેથી કરવામાં આવે છે. ઇષ્ટિયાદિ યજ્ઞોનો સમાવેશ હવિઃસંસ્થામાં કરવામાં આવ્યો છે. મુનિરાજ હેમચંદ્રે મોઘમ ઇષ્ટયાદિ છ ક્રિયાઓ (યજ્ઞો)નો ઉલ્લેખ કર્યો છે. આથી તેમને ઇષ્ટિ અને બીજા શ્રૌતયજ્ઞો બદ્દલ

---

૨ तिष्ठद्धोमा वषट्कारप्रदाना याज्यानुवाक्यावंत्यो यजतयः ।
उपविष्ठहोमा स्वाहाकारप्रदाना जुहोतयः ॥
'કાત્યાયનશ્રૌતસૂત્ર', અ. ૧૦ ખં. ૨.

૩ 'દ્વયાશ્રય', સ. ૧, શ્લો. ૭૦.

૪ એજન, સ. ૨, શ્લો. ૧૧.

હવિર્યજ્ઞો અને સોમયજ્ઞોનો સારો પરિચય હતો પણ સોમયજ્ઞો પશુઓ વડે કરવામાં આવતા હોવાથી, તે વસ્તુનો ઉલ્લેખ નહીં કરતાં અહીં ફક્ત હવિર્યજ્ઞોનો જ નિર્દેશ કર્યો હશે એવું અનુમાન થાય છે. તેઓ યજ્ઞો અને તેના વિધિકાર્યોથી પરિચિત હતા એના કેટલાક ઉલ્લેખો ઉપરથી જ્ઞાત થાય છે. એક સ્થળે યજ્ઞીય ઉપકરણોની નોંધ લેતાં જણાવ્યું છે કે " આ પાત્ર લાવો, આમાં પૂજાસામગ્રી ભરો, આમાં ત્વરાથી રેડો, કુંડ ખોદો, આને લીંપો, આ જૂહુ આ સ્રુચ એને લાવો "[૫] વગેરે. આ વર્ણન શ્રૌત યજ્ઞોને લગતું છે. કુંડ અને પૂજા સામગ્રી સર્વ યજ્ઞોમાં જરૂરી છે, પણ જૂહુ એ શ્રૌત યજ્ઞનું જ ઉપકરણ છે. શ્રૌત-સૂત્રોના યજ્ઞીય સાહિત્યની નોંધમાં તેનો ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે[૬]. તે કેવા માપ અને આકૃતિનો બનાવવો, તેનું સપ્રમાણ માન શાસ્ત્રકારોએ નિશ્ચિત કર્યું છે[૭]. સ્રુચ અને જૂહુ એ બન્ને હોમવા માટે લાકડાની કડછીઓ છે, જેના આકારમાં કેટલોક તફાવત રાખવામાં આવે છે, અને તે અમુક સમયે ઉપયોગમાં લેવાય છે. આ સિવાય તેમાં મોધમ પાત્રો લાવો એવો ઉલ્લેખ છે. શ્રૌતયજ્ઞોમાં અનેક પાત્રોની જરૂર પડે છે તેમાં મુખ્ય સ્રુવ, ઉપભૃત, ધ્રુવા, હવની, ઉલૂખલ, મુસલ, શૂર્પ, શમ્યા, સ્ફ્ય, ઉપવેશ, પ્રણિતાપાત્ર, વગેરે ગણાય છે, જેની સવિસ્તર નોંધ સૂત્રકારોએ આપી છે[૮]. આ બધાનો શ્રૌતયજ્ઞોમાં યથાસમયે ઉપયોગ કરવામાં આવે છે. આથી સ્પષ્ટ સમજાય છે કે, દ્વયાશ્રયકારે શ્રૌતયજ્ઞીય સાહિત્ય ઉપર દૃષ્ટિપાત કર્યો હતો.

---

૫ એજન, સ. ૨, શ્લો. ૨૭-૨૯.

૬ वैकंकतानि पात्राणि खादिरः स्रुवः सत्यश्च पलाशा जूहूराश्वत्थ्यु-पभृद्वारणानि ॥

'કાત્યાયનશ્રૌતસુત્ર', અ. ૧, ખં. ૩.

૭ अरत्निमात्रो हंसास्यो वर्तुलोऽङ्गुष्ठपर्ववत् ।
अर्धपर्व प्राणाल्या च युक्तो नासाकृतिर्भवेत् ॥

'કાત્યાયનસૂત્રભાષ્ય'.

૮ यज्ञपात्राणि सर्वाणि वैकङ्कतानि । यथा उलूखलमुसलकूर्चेडापात्री पिष्टपात्रीपुरोडाशपात्रीशम्याश्रतावदानाभ्युपवेशः ॥

'કાત્યાયનશ્રૌતસુત્ર' અ. ૧, ખં. ૩.

શ્રૌત મોટા યજ્ઞોની નોંધ લેતાં એક ઠેકાણે ઉપમા આપતાં જાહેર કર્યું છે કે "વાજપેય ચયનમાં કે અર્કાશ્વમેધમાં હોય તેમ, રણમાં ઉભયે વજ્ર જેવા ઇષુથી માંડવો બાંધ્યો."[૯] આમાં નિર્દેશેલ શ્રૌતયજ્ઞો તે મોટા વૈદિક યજ્ઞો છે. તેમાં અશ્વમેધાદિક યજ્ઞો સાર્વભૌમ રાજાઓ જ કરી શકે છે. આ બધા વૈદિક યજ્ઞોમાં ધર્મશાસ્ત્રોએ નિર્દિષ્ટ કરલ નિયમોથી યજ્ઞમંડપો તથા સત્રશાળાઓ બનાવવામાં આવે છે.[૧૦] ગ્રંથકાર રણસંગ્રામના પ્રસંગે થયેલ ઇષુમંડપને શ્રૌતયજ્ઞીય મંડપ સાથે સરખાવી, શ્રૌતકર્મોમાં વિધિવત્ મંડપો રચતા હતા, તેનો ગર્ભિત ઉલ્લેખ કરે છે. જેથી તે સંબંધી તેમનો અભ્યાસ ઠીક હતો એમ સહેજે લાગે છે.

શ્રૌતયજ્ઞોનાં વિધાનોનું ટૂંક વિવરણ આપતાં તેની પ્રક્રિયા તથા દેવતાઓનું નિદર્શન કરી એક બે ઠેકાણે તેવા ઉલ્લેખો મૂકયા છે. સરસ્વતીતટનું વર્ણન કરતાં નોંધ્યું છે કે "પ્રસ્તાર રચતા ઋત્વિજો ઘૃત ઝરતા જવથી, દર્ભના પથારાથી તથા ઋગ્મંત્રોના વિસ્તારથી કોઈપણ ઉપદ્રવ વિના શોભીતા વિસ્તારવાળા અને શુભલતા આદિથી દીપી રહેલા, સરસ્વતી તીર ઉપર યજ્ઞ કરો."[૧૧] વૈદિક યજ્ઞોમાં સમિધ અને યજ્ઞીય કાષ્ઠોનો પ્રસ્તાર, દર્ભનું આસ્તરણ તથા સુવાઓ વડે કરવામાં આવતો ઘૃતહોમ વગેરે વૈક્રિયાઓ મુખ્ય છે, જે તેની યોગ્ય ઋચાઓ સાથે કરવામાં આવે છે. યજ્ઞીય દેવતાઓનો ઉલ્લેખ કરતાં એક સ્થળે દ્યાવાપૃથિવી, અને અગ્નીષોમનો ઉલ્લેખ કરી, સિદ્ધરાજ કેવા યજ્ઞકાર્યો કરતો હતો તેની પ્રતરણા કરવામાં આવી છે.[૧૨] આ બન્ને દેવોનાં નામો વૈદિક યજ્ઞોમાં ખાસ વપરાય છે. તેમનાં અનેક સ્તુતિસૂક્તો વેદમાં સંગ્રહાયાં છે. આ સિવાય નવાન્ન ઇષ્ટિનો પ્રસંગ રજૂ કરતાં, ઋતુવર્ણનના પ્રસંગે તેની ઉપમા આપવામાં આવી છે. તેમાં નોંધ્યું છે કે "ડાંગરના પાક વખતે આપવાના ઋણને

---

૯ 'દ્વ્યાશ્રય', સ. ૫., શ્લો. ૧૧૯.

૧૦ જુઓ 'આપસ્તંબશ્રૌતસૂત્ર' પ્રશ્ન ૧-૨, 'બૌધાયનશ્રૌતસૂત્ર' પ્રશ્ન ૩૦, તેમજ 'કુંડવિંશતિ'માં કુંડને લગતા ગ્રંથોમાં વિસ્તારથી તેનું રચનાવિધાન આપ્યું છે.

૧૧ 'દ્વ્યાશ્રય', સ, ૧૨, શ્લો. ૭૮.

૧૨ "દ્વ્યાશ્રય" સં. ૧૭, શ્લો. ૧૦૯

આપી દઈ, નિશાએ કરવાનું અધ્યયન બાજુએ મૂકી, બ્રાહ્મણોએ વર્ષના છેલ્લા ભાગ(શરદ)ના વરસાદથી ધોવાયેલા આ અચળ પ્રર્વત ઉપર માસિક કે અર્ધમાસિક ઇંદ્ર મહોત્સવ કર્યો."[13] શ્રૌતસ્માર્ત યજ્ઞોની ઇષ્ટિઓમાં નવાન્ન-ઇષ્ટિનો પ્રસંગ મહત્ત્વનો ગણાય છે. વર્ષમાં બે વખત તે પ્રસંગો આવે છે. એક ચૈત્ર સુદ એકમ અને બીજો આસો વદ એકમ. આ બન્ને દિવસોએ નવાન્ન ઇષ્ટિઓ ધામધૂમથી કરવી પડે છે. શરદમાં થતી નવાન્ન ઇષ્ટિમાં જે નવીન ડાંગર પાકી હોય, તેનો હોમ કરવામાં આવે છે, જે બીજી ઇષ્ટિ આવતા સુધી એટલે ચૈત્ર સુદ એકમ સુધી તેનો જ હોમ અગ્નિહોત્રીઓને આપવો પડે છે. આથી નવાન્ન-ઇષ્ટિ ક્યારે થતી, તેમાં ડાંગરનો હોમ થતો, બ્રાહ્મણો ઇંદ્ર મહોત્સવ ઊજવતા વગેરે યજ્ઞીય બાબતો તેમણે પૂરતી ચોકસાઈથી ઉપમા દ્વારા રજૂ કરી છે. આ સમગ્ર વિવેચનથી એટલું સ્વતઃસિદ્ધ થાય છે કે, મુનિરાજ હેમચંદ્રને શ્રૌત યજ્ઞો, યજ્ઞીય પ્રક્રિયાઓ, ઉપકરણો, અને તેને લગતા સાહિત્યનો ઊંડો પરિચય હતો.

### વૈદિક સાહિત્ય

તેમના શ્રૌત યજ્ઞોને લગતા અપૂર્વ જ્ઞાનની નોંધ લીધા પછી, વૈદિક સાહિત્યમાં કેવો અને કેટલો પ્રવેશ તે મહાનુભાવે કર્યો હતો, તેના વિવેચન તરફ વળીશું. આ જ્ઞાનનિધિ આચાર્ય એકલા શ્રૌત યજ્ઞો પૂરતું જ વિવેચન 'દ્વયાશ્રય'માં આપી અટકયા નથી. અર્થાત્ તેમને સારાયે વૈદિક, આગમિક, અને પૌરાણિક સાહિત્યનો ઠીકઠીક અભ્યાસ હતો, એમ અનેક પુરાવાઓથી સિદ્ધ થાય છે. તે સંબંધી તેમનું વાંચન કેટલું તીવ્ર અને સૂક્ષ્મદર્શી હતું તે સમજવા માટે તેની અહીં કેટલીક પર્યાલોચના કરવામાં આવી છે.

શ્રૌત યજ્ઞોમાં સામગાન કરનારને ઉદ્ગાતા કહેવામાં આવે છે, જે અમુક સમયે સામસૂક્તોનું વિવિધ રાગો વડે આલાપન કરે છે. તેમાં જુદા જુદા વિભાગો હોય છે તે પૈકી બૃહદ્ અને રથંતર, સામનો ઉલ્લેખ કરી, સામવેદના વિભાગોનું 'દ્વયાશ્રય'કારે નિદર્શન કરાવ્યું છે.[14] વેદનું અધ્યયન શાસ્ત્રીય રીતે કરાવવામાં આવે છે. તેમાં સંહિતા ભણાવ્યા પછી તેના પદ, ક્રમ, ઘન, જટા, રેખા, માલા, વગેરે વિકૃતિઓનું પદ્ધતિસર પઠન કરાવવામાં આવે છે. એવો વિકૃતિ

---

૧૩ "દ્વયાશ્રય" સં. ૧૬, શ્લો. ૪૨

૧૪ "દ્વયાશ્રય" સં. ૨, શ્લો. ૭૫

ભણેલો વૈદિક "ઘનપાઠી" વગેરે તરીકે વિદ્વાનોમાં ઉત્તમ સન્માન મેળવે છે. આ વિકૃતિઓમાં મંત્રોના પદોને સમ તથા વિષમ પદ્ધતિએ યોજી, તેના ઘન, ક્રમ, જટા, વગેરે પાઠો બનાવવામાં આવે છે. આ કાર્ય ઘણું જ કઠિન હોઈ લાંબા વખત સુધી અવિરત શ્રમ કરનારને સાધ્ય થાય છે. તે હકીકતનો નિર્દેશ કરતાં ઋતુવર્ણનના પ્રસંગે જણાવ્યું છે કે "સમ તથા વિષમ ઉભય પ્રકારના છંદ અથવા વેદને આખો દિવસ ભણવા છતાં પણ બ્રાહ્મણ બાળકોને તે પાઠે થયા નહિ."[૧૫] આથી વેદ પઠનપાઠનની સારીયે પદ્ધતિ અને તેની વિકૃતિ (પદ, ક્રમ, ઘન, વ.)નું આચાર્યશ્રીને સંપૂર્ણ જ્ઞાન હતું તેમાં શંકા નહીં. તેને વધુ પુષ્ટિ આપતાં બીજાં અનેક પ્રમાણો છે. યુદ્ધ-વર્ણનના પ્રસંગે એક સ્થળે ઉપમામાં જણાવ્યું છે કે "વિરોધીને હણે નોળિયા અને સર્પની પેઠે બાઝેલા, તથા દેવતાઓ અને દાન-વોથી સ્તવાયેલા, એ ઉભયે યુદ્ધરૂપી સંહિતાના પદક્રમ કરવા માંડયા"[૧૬] આથી પણ વેદ અને તેની વિકૃતિ, વૈદિક સ્વાધ્યાયપદ્ધતિ, અને તેના સાહિત્યના 'દ્વયાશ્રય'કાર મહર્ષિ સારા જાણકાર હતા એમ ચોક્કસ લાગે છે.

તેમણે વૈદિક સાહિત્યના વિવિધ ગ્રંથોનો સ્વાધ્યાય કર્યો હતો કે કેમ ? તે માટે આપણી પાસે પૂરતો પુરાવો નથી, પણ તે ગ્રંથોમાં કયા વિષયનું, અને કેવા પ્રકારનું સાહિત્ય સંગ્રહાયું છે, તેની તેમને સંપૂર્ણ પિછાન હતી, એમ કહ્યા વગર ચાલતું નથી. કારણ તેમણે કેટલેક ઠેકાણે ઉપમાઓ રજૂ કરતાં તેવા કેટલાક ગ્રંથોનાં સૂચનો કર્યાં છે, તેટલું જ નહીં પણ તેમાં સમાયેલા સાહિત્યનો અત્રતત્ર નિર્દેશ કરેલો જોવામાં આવે છે. કુમારપાળના રાજ્યાભિષેકનું વર્ણન કરતાં તેમાં કેવા વિધાનોને યોજવામાં આવ્યાં હતાં, તેનો ચિતાર રજૂ કરી નોંધવામાં આવ્યું છે કે "વિનયાદિવૃત્તિનિપુણ, સર્વતંત્રના જાણ, ગૌતમશાસ્ત્રના જાણનારા, કઠપ્રોક્ત જાણનારા, તાંડય બ્રાહ્મણ જાણનારા એવા બ્રાહ્મણોએ આવીને અભિષેક કરેલા કુમારપાળે પિતામહના રાજ્યને શોભાવ્યું."[૧૭] આ બધા વૈદિક અને આગમિક

૧૫ એજન, સ. ૩ શ્લો. ૭.

૧૬ એજન સ. ૫. શ્લો. ૧૨૦.

૧૭ એજન સ. ૧૬, શ્લોક ૨.

ધર્મશાસ્ત્રોના ગ્રંથો છે. 'ગૌતમધર્મશાસ્ત્ર' સામવેદની રાણાયનીય શાખાનો ધર્મગ્રંથ છે. આ ગ્રંથ સામવેદની સાથે જોડાયેલો છે એમ કુમારિલે માન્યું છે. તેનો છવીસમો અધ્યાય શબ્દેશબ્દ 'સામવિધાન બ્રાહ્મણ'માંથી લેવાયો છે. આથી તે સામવેદનું ધર્મસૂત્ર છે તેમાં શક નહિ. 'કઠસંહિતા' યજુર્વેદની એક શાખાનો સંહિતાગ્રંથ છે. મુનિરાજે 'કઠપ્રોક્ત' એમ મોઘમ જણાવી આ સંહિતાનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે 'તાંડય બ્રાહ્મણ' સામવેદનો બ્રાહ્મણ ગ્રંથ હોઈ તેનું બીજું નામ 'પંચવિંશ' યાને 'પ્રૌઢ બ્રાહ્મણ' છે. વૈદિક ઋચાઓનું જે જે ઋષિઓએ સર્જન કર્યું, તેમને મંત્રદષ્ટા કહેવામાં આવ્યા. આ મંત્રદષ્ટા ઋષિવરો તે મંત્રોના મુખ્ય ઋષિઓ ગણાય છે. તથા કેટલાક મંત્રદષ્ટાઓની નોંધ લેતાં, ક્રૌંચ, બર્ક, વામદેવ, ઉપગવ, શુક, વગેરેનાં નામો જણાવ્યાં છે.[૧૮] આ બધા મંત્રદષ્ટા ઋષિઓમાં, વામદેવ ચારે વેદોમાં દશ્યમાન થાય છે, જ્યારે શુક અથર્વવેદના મંત્રદ્રષ્ટા છે. બાકીના ઋષિઓનાં નામો ક્વચિત્ જોવામાં આવે છે.

આ સિવાય બીજા અનેક સ્થાને ઉપમાઓ રજૂ કરતાં, કેટલાક વૈદિક ગ્રંથોનાં સ્પષ્ટ અસ્પષ્ટ નામો જાહેર કર્યાં છે. તેમાં ઋચાગ્રંથ, પાંચહોતૃગ્રંથ, તર્ક, આખ્યાન, સંહિતા આદિ ગ્રંથ, વાજપેયગ્રંથ, વસિષ્ઠકૃત 'પુરોડાશિકા' અને પુરોડાશ ટીકાઓ, છંદ, શિક્ષા, ઋગયન, રૌદ્રશિક, વગેરેનો ખાસ ઉલ્લેખ છે. આમાં ઘણાખરા ગ્રંથો વેદની સંહિતાઓ અને શ્રૌતસૂત્રોના છે. બાકી છંદશાસ્ત્ર અને શિક્ષાગ્રંથો, એ વૈદિક છંદો અને મંત્રોના ઉચ્ચારણ, તથા તેનાં સૂચક ચિહ્નોની પરિભાષા સમજાવતા વિવિધ ધર્મગ્રંથો છે.

આ ઉપરાંત ઉપનિષદો, પરિશિષ્ટો અને ધર્મશાસ્ત્રો ઉપર તેમણે કેટલોક દૃષ્ટિપાત કર્યો હતો. સોળમા સર્ગમાં ઋતુવર્ણન પ્રસંગે એક સ્થળે "છંદોગ, યાજ્ઞિક, બહ્વૃચ, ઐતિસક, આથર્વણિક, કઠ, વગેરેનાં ધર્મવચનોનો ઉલ્લેખ કર્યો છે. તેજ પ્રમાણે ઉચ્ચ સ્વરે ભણવામાં આવતા ખંડિક, ઉખ, વાજસનેયી, શૌનક, અને છાગલિની નોંધ આપી છે.[૧૯] અથર્વવેદમાંથી કેટલાક અભિચારપ્રયોગોનાં વર્ણનો ઉપલબ્ધ થાય છે. તેમાંથી તેમજ બીજા વેદોમાંની ટૂંક હકી-

૧૮: એજન સ. ૧૬, શ્લોક ૨.

૧૯ એજન, સ. ૧૬ શ્લો. ૧૯

ક્ત રજૂ કરતાં, તેવાં કેટલાંક સૂક્તનું સૂચન કર્યું છે. તેમાં વૈમુક્તક, મૈત્રાવરુણીય, યજ્ઞાયજ્ઞીય સામ, દેવાસુરાખ્યાય, ગર્દભાંડાખ્યાય, ગર્દભાંડીય, છષેત્વક, અને ઘોષદકના ઉલ્લેખો છે: [૨૦] આ બધાં સૂક્ત અને અનુવાદો ક્યાંથી લેવામાં આવ્યા છે, તે માટે પૂરતા પુરાવાઓ મળી શક્યાં નથી. પણ તે બધા યુદ્ધ સમયે શત્રુને પરાજીત કરવા માટે પઠન કરવામાં આવતા હશે એમ સમજી શકાય છે. અનુમાનથી આ બધા આભિચારિક સૂક્તો, સામ કે અથર્વના કોઈ તંત્રમાંથી લેવાયાં હશે એમ લાગે છે. આથી મુનિરાજ હેમચંદ્રે વૈદિક સાહિત્યનું અનુશીલન કેવું, અને કેટલું સૂક્ષ્મદર્શી કર્યું હતું, તેનો સચોટ પુરાવો મળી આવે છે. તે મહર્ષિની અપૂર્વ વિદ્વત્શક્તિની સાચી પિછાન આવા અનેક પ્રમાણોથી પુરવાર થાય છે.

## ગૃહ્યસૂત્રો, વિવિધ શાસ્ત્રો અને પુરાણો

શ્રૌતયજ્ઞો અને વૈદિક સાહિત્યની આટલી લાંબી ચર્ચા આપ્યા પછી મુનીશ્વર હેમચંદ્રે ગૃહ્યકર્મો, તેનાં વિધિવિધાનો, ઇતર ધર્મશાસ્ત્રો, પુરાણો, વગેરેને લગતા જે નિર્દેશો કર્યા છે તત્સંબંધી કંઈક અન્વેષણા અહીં ચર્ચવામાં આવી છે.

આ મહાપુરુષની અગાધ વિદ્વત્તા માટે બે મત છે જ નહી, છતાં તે પ્રભાવક મહર્ષિએ કેટલું ઊંડું અવગાહન વૈદિક ધર્મ સંબંધી કર્યું હતું, તેની પિછાન આગળ આપી ગયા છીએ. ગૃહસ્થાશ્રમીઓને કરવાના નિત્ય–નૈમિત્તિક કાર્યોને ગૃહ્યકર્મો કહેવામાં આવે છે, જેમાં ગર્ભાધાનથી વિવાહપર્યંતના સંસ્કારોનો સમાવેશ થાય છે. તદુપરાંત શ્રાદ્ધાદિ પિતૃકાર્યો, ઉત્સવો, વ્રતો, વગેરે પણ ગૃહીઓનાં નૈમિત્તિક કાર્યો છે. જેમ શ્રૌતયજ્ઞો માટે મહર્ષિઓએ શ્રૌતસૂત્રો સર્જ્યાં છે, તે જ પ્રમાણે ગૃહ્યકર્મો માટેનાં ગૃહ્યસૂત્રો ઋષિમુનિઓએ પ્રત્યેક વેદ અને તેની શાખાવિભાગવાર રચ્યાં છે. હિંદુ સમાજમાં ચાલતાં આ બધાં વિધિકાર્યો કેવી રીતે કરવામાં આવતાં હતાં, તેની યથાસ્થિત પિછાન 'દ્વયાશ્રય'કાર આચાર્યશ્રી હેમચંદ્રને હતી એમ જણાય છે. જેનાં કેટલાંક પ્રમાણો અહીં રજૂ કરી, તે પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે.

---

૨૦ એજન, સ. ૧૮, શ્લો. ૬૪

દેશકાળનું વર્ણન આપતાં મુનિરાજે એક સ્થળે લખ્યું છે કે "પિતૃને સ્વધા, ઇંદ્રને વષટ્ અગ્નિને સ્વાહા, દેવને નમઃ એમ ઋત્વિજોની (હોમ વખતની) વાણી ધાન્યસંપત્તિરૂપે અદ્ય સંપૂર્ણ ફળી છે." [૨૧] અર્થાત્ તે કાળમાં સ્વાહા, સ્વધા, વષટ્ અને નમઃ યુક્ત ગૃહ્યકર્મો વધુ થતાં હોવાથી, પ્રજામાં ધનધાન્યસંપત્તિ ખૂબ ફાલી હતી. આથી એમ તો જરૂર લાગે છે કે ગૃહ્યકર્મોના દેવતાઓનું જે આમંત્રણશબ્દો લગાડી યજનયાજન કરવામાં આવતું હતું, તેનું સંપૂર્ણ જ્ઞાન આચાર્યશ્રી ધરાવતા હતા.

શાંતિકપૌષ્ટિક કાર્યોમાં સર્વ પ્રકારના અરિષ્ટની નિવૃત્તિ માટે કરવામાં આવતી શાંતિઓ, દેવપ્રતિષ્ઠાદિ કાર્યો અને પુરુશ્ચરણ વગેરે કર્મોનો સમાવેશ કરવામાં આવે છે. આવા કાર્યોમાં સામુદ્રિક શાસ્ત્રે નિષેધ કરેલાં ચિહ્નયુક્ત અશ્વ, ગજ, વગેરે પ્રાણીઓથી થતાં શાંતિકર્મોની પણ ગણના થાય છે. તેવી ક્રૂર ગજશાંતિનો નિર્દેશ કરતાં નોંધ્યું છે કે "જેમાં અગ્નીષોમ કે અગ્નિવિષ્ણુ આ શાંતિના અધિષ્ઠાયક દેવો છે, એવા નઠારા ગજથી થતી રિષ્ટની શાંતિ કરે તો પણ વ્યર્થ છે." [૨૨] આમ જણાવી તેમને તે શાંતિના દેવો કોણ છે, તે ભારપૂર્વક જણાવ્યું છે. આથી તેમને ગૃહ્યકર્મોનો કેટલો ઊંડો અભ્યાસ કર્યો હતો તેની ઝાંખી થાય છે. ક્રૂર ગજથી કેટલાક રાજાઓને અભીષ્ટ પ્રાપ્ત થયાનાં અનેક દૃષ્ટાંતો પુરાણોમાંથી મળી આવે છે.

દુર્લભરાજના લગ્નપ્રસંગનું વર્ણન કરતાં મધુપર્કનો ઉલ્લેખ કર્યો છે. [૨૩] મધુપર્ક એ એક પ્રકારનું સ્વાગતકાર્ય છે. પ્રાચીનો અતિથિનું સ્વાગત કેવી રીતે કરતા હતા તેનું સાચું પ્રતીક આથી જ્ઞાત થાય છે. વિવાહકાર્યો અને યજ્ઞોમાં આ વિધિ અવશ્ય કરવો પડે છે. પોતે યતિ હોવા છતાં વૈવાહિક કાર્યો કેવાં વિધિવિધાનોથી કરવામાં આવતાં, તેના તેઓ સારા જાણકાર હતા એમ સૂચન થાય છે.

સિદ્ધરાજે કરેલા યજ્ઞોનાં વર્ણનોમાં તેમણે કેટલાક અગ્નિ દેવ-

---

૨૧ એજન, સ. ૬ શ્લો. ૩૪

૨૨ એજન, સ. ૬ શ્લો. ૩૪

૨૩ એજન, સ. ૭ શ્લો. ૧૧૧

તાઓનો ઉલ્લેખ કર્યો છે. જેથી તે નૃપશ્રેષ્ઠે કેવા યજ્ઞો કર્યા હતા તેનું ભાન થાય છે. તૃણુર્વિંદ, શુક્ર, શતરુદ્રો અને શતરુદ્રથી પણ અધિક અપાંનપાતની નોંધ તેમાં આપવામાં આવી છે. [૨૪] શતરુદ્ર વિધાન બ્રાહ્મણ ભાગમાંથી રચાયું છે, જેમાં શિવનું યજન, યાજન, પઠન, અભિષેક, હોમ વિગેરે વિવિધ વિભાગો છે. આજે કરવામાં આવતા લઘુરુદ્ર, મહારુદ્ર, અતિરુદ્ર, વગેરે યજ્ઞો શતરુદ્રના અંતર્ગત યજ્ઞો છે. અપાંનપાત્ સૂકત વેદમાંથી મળી આવે છે. આ તથા ઈંદ્ર-સૂકતવડે સિદ્ધનૃપે બલિદાનો આપ્યાં હતાં. યજ્ઞકાર્યમાં દરેક દિગીશને તેના મંત્રો વડે બલિદાન આપવામાં આવે છે. પ્રતિષ્ઠાદિ કાર્યોમાં તેમજ નવીન પ્રાસાદો, ગૃહો, મંદિરો, વગેરેમાં વાસ્તુમંડલનું વિધિયુક્ત સ્થાપન કરી તે દેવોનું પૂજન, અર્ચન, હોમ, વગેરે કરવામાં આવે છે. તેમાં 'શુનાસીર્ય' અને 'વાસ્તોષ્પત્ય,' આદિ સૂકતોનો જપ અમુક સમયે આવશ્યક છે. 'દ્વયાશ્રય'કારે તે વસ્તુની નોંધ લેતાં આ બધાં સૂકતો સિદ્ધરાજ જાતે ભણતો હતો એમ જાહેર કર્યું છે. [૨૫] આ સિવાય રાજેન્દ્ર સિદ્ધરાજે ગૃહમેધી (ગૃહસ્થાશ્રમી)ની પેઠે, સર્વ ગૃહ્યકાર્યો કર્યાં હતાં એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે. આથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે, આચાર્યશ્રીએ ગૃહ્યકર્મો અને તેનાં વિધિ-વિધાનો સારી રીતે વિચાર્યાં હતાં. નહીંતર તેનું આવું સૂક્ષ્મ વિવેચન, સૂકતો, દેવતાઓ, વગેરેસહ વ્યવસ્થિત રીતે કરી શકે ને સંભવિત નથી.

તેમણે વૈદિક સાહિત્યનો ઉલ્લેખ કરતા કેટલાક ગ્રંથો, અને ગ્રંથકારોનો નિર્દેશ કર્યો છે, જેની વિસ્તૃત વિચારણા વૈદિક સાહિત્યના વિભાગમાં કરી ગયા છીએ. તદુપરાંત મોહ, જલ, કઠ, કકંર, તિત્તિર અને વરતંતુનાં નામો જણાવ્યાં છે. [૨૬] આ વિદ્વાનોએ કેવાં શાસ્ત્રો રચ્યાં હતાં, તેનાં કંઈપણ સૂચનો ઉપલબ્ધ થતાં નથી. પરંતુ 'દ્વયાશ્રય'કારને તેમના ગ્રંથોનો સારો પરિચય હતો એમ જરૂર લાગે છે. આ સિવાય શિલાલિપ્રોક્ત 'નટસૂત્ર' કાશ્યપનું 'પુરાણ' કૌશિકનું 'પુરાણ', પારાશર્ય પ્રોક્ત 'ભિક્ષુસૂત્ર', પિંગલોક્ત શાસ્ત્ર,

૨૪ એજન, સ. ૧૫, શ્લો. ૧૦૬

૨૫ એજન, સ. ૧૫, શ્લો. ૧૧૦

૨૬ એજન, સ. ૧૬ શ્લો. ૮૮

વગેરેની નોંધ લીધી છે. આ બધા શાસ્ત્રોમાંથી કંઈપણ વિવેચનો આપવા પ્રયત્ન કર્યો નથી. ફક્ત તેનો મોઘમ ઉલ્લેખ જ જોવામાં આવે છે. આ બધા ગ્રંથો જુદા જુદા વિષયોના આકરગ્રંથો છે. શું આ બધા પ્રમાણો આચાર્યશ્રીની સર્વજ્ઞતા માટે પૂરતાં નથી? નતમસ્તકે તેને કબૂલ કર્યા વગર છૂટકો જ નથી. તેમણે હિંદુ ધર્મનાં વિવિધ પુરાણો ઉપર પણ દૃષ્ટિપાત કર્યો હતો એમ જણાય છે. 'દ્વયાશ્રય'માં તેવી પૌરાણિક ઉપમાઓ કેટલેક સ્થળે રજૂ કરતાં, કૃષ્ણને કંસ અને કેશીનું કરેલ નિષૂદન, વામનસ્વરૂપે બલિને ત્યાં યાચના, શિવે કરેલ અંધકાસુરનો નાશ, 'યજુર્વેદ'ના શુક્લકૃષ્ણ વિભાગોની આખ્યાયિકા જેમાં વેદનું શિષ્યો પાસે કરાવેલ વમન, ગુરુના ઉપદેશથી બીજા શિષ્યોએ તિત્તિરસ્વરૂપે તેનું કરેલ ભક્ષણ, વગેરે આખ્યાયિકાઓ આપવામાં આવી છે [૨૭] કૃષ્ણલીલાનાં વિસ્તૃત વિવેચનો 'ભાગવત'પુરાણમાં આપવામાં આવ્યાં છે [૨૮] જ્યારે અંધકારસુરના નાશનો પ્રસંગ 'મત્સ્યપુરાણ' તથા 'સરસ્વતી-પુરાણ'માં જોવામાં આવે છે. [૨૯] 'યજુર્વેદ'ના શુક્લકૃષ્ણ વિભાગોની સારીએ આખ્યાયિકા 'મહાભારત'માં નોંધાઈ છે. [૩૦] આ સિવાય કૃષ્ણ-લીલાના વિવિધ નિર્દેશો તેમણે રચેલ 'સિદ્ધહૈમ'માં તેમજ 'કાવ્યાનુશાસન'માંથી પણ મળી આવે છે. આ ઉપરાંત બીજા ગ્રંથોમાં પણ તેવા પૌરાણિક, વૈદિક આખ્યાયિકાઓના સંગ્રહો તેમણે મૂક્યા હશે, પણ તેમના બધા ગ્રંથો વિચારવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ શક્યું નહીં હોવાથી આટલો જ નિર્દેશ કરી સંતોષ માન્યો છે.

## ઉપસંહાર

આ આખાયે નિબંધ ઉપરથી સ્પષ્ટ રીતે જાહેર થાય છે કે 'દ્વયાશ્રય'કાર આચાર્ય હેમચંદ્રે વૈદિક સાહિત્ય, શ્રૌતયજ્ઞો, ગૃહ્યકર્મો, ધર્મશાસ્ત્રો અને વિવિધ પુરાણોનું સૂક્ષ્મદર્શી અવલોકન કર્યું હતું.

---

૨૭ એજન સ. ૮ શ્લો. ૮૯.

૨૮ 'ભાગવતપુરાણ' સ્કંધ ૧૦, પૂર્વાર્ધ.

૨૯ 'મત્સ્યપુરાણ' અધ્યાય ૧૫૮: અને 'સરસ્વતીપુરાણ' સર્ગ ૧૦

૩૦ 'મહાભારત' 'શાંતિપર્વ' અધ્યાય ૭.

તેટલું જ નહી પણ યજ્ઞો અને ગૃહ્યકર્મોનાં વિધિ-વિધાનો, તથા તેના દેવતાઓનો તેમને સારો પરિચય હતો. આવા સર્વધર્મનું સૂક્ષ્મ અવગાહન કરનાર, સર્વ તત્ત્વોના જ્ઞાતા, અપૂર્વ જ્ઞાનશક્તિ ધરાવતા, અપરપાણિની તરીકે ખ્યાતકીર્તિ થયેલ, ગૂર્જરેશ્વરોથી સન્માનિત મહાનુભાવ આચાર્યશ્રી હેમચંદ્રને અમારા હજારો વંદન હો. ભારતીય સાહિત્ય ક્ષેત્રમાં પ્રભાકર સમાન આવા સેંકડો નરરત્નો ઉત્પન્ન થાઓ અને ભારતીય સાહિત્યની સુગંધ દિગંત સુધી પ્રસરાવો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

# જૈન પુરાણો અને હેમચંદ્રાચાર્યનું ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત

: લેખક :

**શ્રી. પ્રહ્‌લાદ ચન્દ્રશેખર દિવાનજી**

## હિન્દના ઇતિહાસના સંશોધનમાં જૈન ગ્રન્થોની ઉપયોગિતા

**પ્રમુખ મહાશય, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

જે મહાનુભાવની જયન્તી નિમિત્ત, તેની તપશ્ચર્યાથી પાવન થયેલી અને તેના બુદ્ધિસૂર્યનાં રશ્મિઓના પ્રતાપે કરીને સમસ્ત હિન્દના સુજ્ઞ સ્ત્રીપુરુષોનું ધ્યાન ખેંચી રહેલી અને પવિત્ર સરસ્વતી નદીને કિનારે આવેલી આ પુણ્યભૂમિ ઉપર ગુજરાત અને ગુજરાતી ભાષામાં રસ લેતા વિદ્વાન અને કર્મયોગાનુષ્ઠાનરત સજ્જનો એકત્રિત થાય છે તે મહાન વ્યક્તિએ જૈનધર્મના સિદ્ધાન્તના સ્પષ્ટીકરણ અને પ્રચારના શુભ કાર્યમાં અને પતીતપાવની સંસ્કૃત ભાષાની સમૃદ્ધિની વિવૃદ્ધિના કાર્યમાં જે મહાન સેવા કરી છે તે તરફ તે વિદ્વાન વક્તાઓએ આપનું ધ્યાન ખેંચ્યું છે. હું શ્રી. હેમચન્દ્રાચાર્યે જે એક બીજી વિશેષ જાતની સેવા એક મહાકાવ્ય દ્વારા કરી છે તે તરફ અંગુલિનિર્દેશ કરવા માટે ઉપસ્થિત થયો છું.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! વર્તમાન પરિસ્થિતિનો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વિચાર કરીને પોતાના ભૌતિક જીવનનું ઘડતર કરવાની શક્તિ પ્રત્યેક મનુષ્યવ્યક્તિમાં થોડે ઘણે અંશે હોય છે જ, પરંતુ તેથી સમાજને કાંઈ લાભ થતો નથી. ઊલટું તેવી સામાન્ય વ્યક્તિ રાગદ્વેષથી પ્રેરિત થઈને પોતાનો જ ઇષ્ટાર્થ સાધી લેવાની ઉત્કંઠાના મદમાં કેટલીક વખતે સમાજને હાનિ કરવામાં આચકો ખાતી નથી, પરંતુ

શું સંસારીઓમાં કે શું ત્યાગીઓમાં થોડીક વ્યક્તિઓ એવી હોય છે કે જેની પારમાર્થિક દૃષ્ટિ ખુલેલી હોય છે, જે ઇતર વ્યક્તિઓને પોતે માની લીધેલા પોતાના સંકુચિત અગર વિસ્તૃત સ્વાર્થના સાધન રૂપ નહીં, પોતાના જેવા જ અભેદ માર્ગપ્રવાસી તરીકે ગણીને, પોતાની સમકાલીન વ્યકિતઓને જ નહીં પરંતુ ભાવિ વ્યકિતઓને પણ મદદ રૂપ થઈ પડવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે અને પોતાની બુદ્ધિ અને ક્રિયાશકિતનો ઉપયોગ તે મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ કરવામાં કરે છે. તેની સિદ્ધિમાં પ્રાચીન પરિસ્થિતિનો અભ્યાસ અને તે અભ્યાસ શક્ય બને તે માટે જે પ્રાચીન ગ્રન્થોમાં તે વિષેની માહિતી સંગ્રહાઈ રહેલી હોય તેનો અભ્યાસ આવશ્યક છે અને તેનો પરિપાક થાય ત્યારે મનન-શકિત ખીલે છે અને તે શક્તિના સેવનથી ભાવિ સમાજને ઉપયોગી થઈ પડે એવા સાહિત્યનું સર્જન કરવાની શક્તિ આવે છે. આજના સત્રના આરાધ્ય સિદ્ધ પુરુષ એવી એક વ્યક્તિ હતા.

એના જે મહાકાવ્યનો ઉલ્લેખ મેં કીધો છે તે ત્રિષષ્ટિશલાકા-પુરુષ–ચરિત છે. જૈનો એમ માને છે કે પ્રાચીન કાળમાં તેમના ધર્મના સિદ્ધાન્તને પોતાના જીવનમાં ઉતારનાર ત્રેસઠ મહાન પુરુષો થઈ ગયા હતા. એમના ૨૪ તીર્થંકરો ઉપરાંત ૧૨ ચક્રવર્તી રાજાઓ, ૯ અર્ધ ચક્રવર્તી રાજાઓ અથવા વાસુદેવો, ૯ તેના પ્રતિસ્પર્ધી રાજાઓ અથવા પ્રતિવાસુદેવો અને ૯ બળરામો મળીને એ ૬૩ની સંખ્યા થાય છે. આમાં કેટલાક, ઉદાહરણાર્થ ઋષભદેવ, કૃષ્ણ, બળરામ, જરાસંધ વગેરે, જેને હિંદુઓ પણ પ્રતાપી પુરુષો અગર અવતારી પુરુષો ગણે છે તેમનો સમાવેશ પણ થાય છે. એ સર્વનાં ચરિત્રો ઉપલા ગ્રન્થમાં સવિસ્તર વર્ણવેલાં છે. અલબત્ત, જૈનધર્મના એક સાધુ એના કર્તા, અને જૈન ધર્મ પ્રત્યે પ્રીતિ ઉત્પાદન કરવાના અગર વધારવાના જ ઉદ્દેશથી તેણે એ લખેલાં, એટલે એમાં આપણાં પુરાણોમાં ભક્તો વિષે અને તેમણે કરેલા ચમત્કારો વિષે હોય છે તેમ, જૈન સિદ્ધાન્તનું ગૌરવ વધારે એવી અતિશયોક્તિ હોય જ. તે છતાં પણ આપણાં પુરાણો અને તેમનાં આવા પૌરાણિક પદ્ધતિએ લખેલા કથાગ્રન્થોમાં અનેક સામાન્ય વસ્તુઓ હોવાને લીધે તેમના ઉપર ચઢાવેલો ધાર્મિક ઓપ કાઢી નાખીને જે સામાન્ય ઐતિહાસિક હકીકતો તેમાંથી મળી આવે તેનો તુલનાત્મક અભ્યાસ કરવામાં આવે તો તેથી હિન્દના પ્રાચીન ઇતિહાસને લગતાં ઘણાં સત્યો હાથમાં આવે એમ છે.

જૈન ગ્રન્થો વિષે એવી સામાન્ય માન્યતા કેટલાક ઉપરચોટિયા વિદ્વાનોએ પ્રસરાવી છે કે જૈન સાધુઓએ હિન્દુ ઇતિહાસ-પુરાણના ગ્રન્થોમાંથી મહાન પુરુષોનાં નામો અને તેમના જીવનના મુખ્ય મુખ્ય બનાવો ઉપાડી લઈને તેને જૈન સ્વરૂપ આપેલું છે અને તેથી તેમના પૌરાણિક ગ્રન્થો ઇતિહાસની દૃષ્ટિએ કાંઈ ઉપયોગી થઈ પડે એવા નથી. પરંતુ તેમના જે થોડા ગ્રન્થોનો મેં અભ્યાસ કીધો છે તે ઉપરથી મને એમ લાગે છે એ અભિપ્રાય સત્યથી વેગળો છે. એ ગ્રન્થોના કર્તાઓએ પોતાને જે પ્રાચીન જૈન ગ્રન્થોમાંથી માહિતી મળેલી તેના નામનિર્દેશ પણ કીધેલા છે. તે ગ્રન્થો પ્રાકૃત ભાષામાં લખાયલા હોવા જોઈએ એમ પણ લાગે છે, વળી જૈનોમાં જે બે મહત્ત્વના વિભાગો, દિગંબર અને શ્વેતાંબરના છે તેમાં દરેકની પરંપરા જુદી હોવાથી, તેમના એક જ વિષયને લગતા ગ્રન્થોનાં પાઠાન્તરો પણ હોય છે. એ ઉપરથી એવું સ્પષ્ટ અનુમાન નીકળી શકે છે કે જો કે હાલ ઉપલબ્ધ કેટલાક જૈન પૌરાણિક ગ્રન્થો હિન્દુ પુરાણોની પછીથી લખાયલા છે તથાપિ તે માટેની સામગ્રી તેના કર્તાઓએ હિન્દુ પુરાણોમાંથી નહીં પરંતુ પોતાની ધાર્મિક પરંપરાને આધારે ઊતરી આવેલા પ્રાચીન પ્રાકૃત ગ્રન્થો ઉપરથી લીધેલી છે, એમ જે તેના કર્તાઓ દાવો કરે છે તે ખરો હોવો જોઈએ. બીજા કોઈ ગ્રન્થો વિષે આ ખરું હોય યા ન હોય તો પણ આ મહાન પુરુષોનાં ચરિત્રો વિષે તો એ ખરું છે જ એવી મારી દૃઢ માન્યતા થઈ છે. કારણ કે શ્રી કૃષ્ણના ચરિત્ર વિષે તથા એના પૂર્વજો, અને સમકાલીનો વિષે એ લોકો શું કહે છે તે જોવા માટે મેં હેમચન્દ્રાચાર્યનો ઉપરોક્ત ગ્રન્થનો તેમજ લગભગ છઠ્ઠા સૈકાના અરસામાં લખાયલા જિનસેન નામના દિગંબર સાધુના 'હરિવંશપુરાણ'નો અભ્યાસ મેં થોડા વખત ઉપર કીધો હતો; એટલું જ નહીં પરંતુ તેમાં જે પ્રાચીન ગ્રન્થો—જેવા કે 'નેમિનાથચરિત્ર'--નો ઉલ્લેખ છે તે વિષે પણ તપાસ કરી હતી. તેથી વિદ્વાનોને મારી ભલામણ છે કે ઉપર જણાવેલો પૂર્વગ્રહ કાઢીને તેમણે હિન્દુ અને જૈન ગ્રન્થોમાંના સામાન્ય ઐતિહાસિક હકીકત એકત્ર કરવાનો પ્રયાસ કરવો જોઈએ. તે કર્યાથી મને એવી આશા છે કે હિન્દના પ્રાચીન—નિદાન મહાભારતનાં મુખ્ય પાત્રો--પાંડવો, યાદવો તથા કૌરવો અને તેમની સાથે મિત્રભાવે અગર વૈરભાવે સંબંધમાં આવેલા અનેક જરાસંધ જેવા રાજાઓ અને તેમના દેશો, તેમના

કાળમાં પ્રચલિત સામાજિક રૂઢિઓ, રહેણીકરણી, વગેરે વિષેની વિપુલ હકીકત મળી આવશે; એટલું જ નહીં પરંતુ તે ઉપરાંત હિન્દુ અને જૈન ધર્મો આર્યધર્મમાંથી ક્યારે અને શા કારણે જુદા પડ્યા હતા, તે એમાં સામાન્ય સિદ્ધાન્તો કયા કયા છે, જે જે બાબતોમાં તીવ્ર મતભેદ ઉપસ્થિત થયો ને કયી કયી બાબતો હતી, તે ઉપસ્થિત થયો તે વખતે બન્ને પક્ષોના આગેવાનો કોણ કોણ હતા, તે વખતે હિન્દમાં બીજા કોઈ ધર્મો પ્રચલિત હતા કે કેમ, હોય તો તે કયા, વગેરે વગેરે હિન્દના ધર્મો સમ્બન્ધી ઇતિહાસની અનેક મહત્ત્વની ગૂંચવણો પણ ઉકેલી શકાય એવી માહિતી હાથ લાગે એમ છે. તે કાર્યમાં 'ત્રિશષ્ટિ-શલાકાપુરુષચરિત' સારી મદદ કરે એમ છે, અને જો કે આ ઘણો વિશાળ ૨૫૦૦૦ શ્લોકોનો ગ્રન્થ છે છતાં તેમાં મહાકાવ્યને આવશ્યક ઋતુ વર્ણનો, મનુષ્યસ્વભાવનાં શબ્દચિત્રો. અનેક વ્યાવહારિક પ્રસંગો, રાજવૈભવ, રાજનીતિ, વિગ્રહો, વગેરે અંગો પણ છે તેને લીધે જેને સંસ્કૃત ભાષાનું સામાન્ય જ્ઞાન હોય અને વાંચીને અગત્યની બાબતો ઉપર મનન કરવા જેટલી ફુરસદ હોય તેને એનો અભ્યાસ ઘણો રસમય લાગશે એમ મારી ખાત્રી છે.

# હેમચંદ્રાચાર્યની અપભ્રંશ-સેવા

: લેખક :

**શ્રી. ચતુરભાઈ શંકરભાઈ પટેલ**

શ્રીમદ્ હેમચંદ્ર ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર અને યુગકર્તા મહાપુરુષ હતા. એમનો યુગ હેમયુગ નામ પ્રમાણે સાચો જ સુવર્ણયુગ હતો. મહારાજ જયસિંહદેવનો રાજકાળ પરમ યશસ્વી અને ગૌરવયુક્ત હતો. એ સુભગ સમયે સિદ્ધરાજ અને હેમચંદ્રનો—એ બે મહા વિભૂતિઓનો વિરલ સંયોગ થયો—સોનું અને સુગંધ એકઠાં મળ્યાં! પરિણામે ગુજરાતની યશકલગીમાં અદ્ભુત રંગો પૂરાયા. ગુજરાતના ગૌરવમાં અજબ ઉમેરો થયો. ગુજરાતનો ભવ્ય ઇતિહાસ સોનેરી અક્ષરે આલેખાયો.

શ્રી હેમચંદ્રાચાર્ય અજોડ સાહિત્યસૃષ્ટા હતા; અનુપમ યુગદૃષ્ટા હતા; કુશળ રાજનીતિજ્ઞ હતા; સમર્થ શાસનસ્વામી હતા. હેમચંદ્ર એટલે સર્વતોમુખી પરિણત પ્રજ્ઞા, સાંગોપાંગ સંપૂર્ણ અભ્યાસ, રસભરી સર્વોત્કૃષ્ટ સર્જકતા. હેમચંદ્ર એટલે વિદ્યાના મહાસાગર, જીવંત જ્ઞાનકોશ, કલિકાલસર્વજ્ઞ. એમના શિષ્ય દેવચંદ્રના શબ્દોમાં હેમચંદ્ર એટલે 'વિદ્યાંભોનિધિમંથમંદરગિરિ.' એવા અગાધ શક્તિશાળી સપૂત માટે ગુજરાત જેટલાં ગર્વ અને ગૌરવ ધરે એટલાં ઓછાં છે. એઓ શાસનના જેટલા જ સાહિત્યના ભેખધારી હતા. એટલે જૈનોના જેટલા જ જૈનેતરોના—સમસ્ત ગુજરાતીઓના માનને અને પૂજાને પાત્ર છે.

એ કલિકાલસર્વજ્ઞની કુશાગ્ર કલમે કોઈ પણ વિષય છેડવો છોડ્યો નથી. એ સાહિત્યસ્વામીની સાર્વત્રિક પ્રતિભાએ એકે પ્રદેશ ખેડવો બાકી રાખ્યો નથી. એમની સર્વગ્રાહી બુદ્ધિશક્તિ વ્યાકરણ

અને અલંકાર, છંદ અને કોશ, કાવ્ય અને ચરિત, ન્યાય અને યોગ આદિ વિવિધ વિષયોમાં સફળતાથી ફરી વળી છે. 'સિદ્ધહેમ' જેવું સર્વાંગસંપૂર્ણ વ્યાકરણ અને એનાં ઉદાહરણો સાથે સોલંકી વંશનો ઇતિહાસ આલેખતું પ્રતિભાશાળી મહાકાવ્ય 'દ્વયાશ્રય,' કાવ્યશાસ્ત્રનું સુરેખ નિરૂપણ કરતું 'કાવ્યાનુશાસન' અને છંદોની સમગ્ર આલોચના કરતું 'છંદોનુશાસન,' એક અર્થના અનેક શબ્દ આપતો વિપુલ કોશ 'અભિધાનચિંતામણિ' અને એક શબ્દના અનેક અર્થ આપતો વિસ્તૃત કોશ 'હેમઅનેકાર્થસંગ્રહ,' દેશી ભાષાઓના અભ્યાસમાં અત્યંત આવશ્યક એવી 'રયણાવલિ' કિંવા 'દેશીનામમાલા' અને વૈદકના શબ્દોનો વિશિષ્ટ કોશ 'નિઘંટુશેષ,' ઉન્નત કવિત્વથી અંકિત ત્રેસઠ ચરિત્રોનો કાવ્યગ્રંથ 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' અને સર્વ-ધર્મસમભાવની ઉદાત્ત ભાવના ભર્યું 'વીતરાગસ્તોત્ર' કિંવા 'મહાદેવ-સ્તોત્ર,' ન્યાયશાસ્ત્રના ગહન સિદ્ધાંતો સ્ફુટ કરતી 'પ્રમાણમીમાંસા' અને રાજનીતિ તથા ધર્મનીતિની સૂક્ષ્મ સમીક્ષા કરતું અપૂર્વ 'યોગશાસ્ત્ર' એમની અખંડ સાહિત્ય તપશ્ચર્યાની પ્રતીતિ કરાવે છે.

આજે આપણે એમનાં કવિ કે આલંકારિક, રાજશાસ્ત્રી કે ભાષાશાસ્ત્રી, સમાજશાસ્ત્રી કે ધર્મશાસ્ત્રી ઇત્યાદિ વિવિધ સ્વરૂપોમાંથી માત્ર ભાષાશાસ્ત્રી તરીકેનું કંઈક દર્શન કરીશું. મહામૂલા તેજસ્વી હીરાના અનેક પહેલ જેવા એમના અનેકવિધ અક્ષરજીવનમાંથી માત્ર એક જ પાસું અવલોકીશું. ગુજરાતના એ પ્રખર વિદ્વાનમાં અનેક મહાપંડિતોની મેધા એકઠી મળી હતી. વ્યાકરણના વિષયમાં એઓ ગુજરાતના પાણિનિ હતા. કોશની બાબતમાં એઓ ગુજરાતના અમરસિંહ હતા. કાવ્યશાસ્ત્ર સંબંધમાં એઓ ગુજરાતના મમ્મટ હતા. છન્દઃશાસ્ત્રમાં એઓ ગુજરાતના પિંગલાચાર્ય હતા. આવા અનેક વિદ્વાનોના સંગમરૂપ આચાર્યશ્રી હેમચંદ્રને એક મહાન ભાષાશાસ્ત્રી તરીકે એક વિશિષ્ટ વૈયાકરણ તરીકે આપણે કંઈક જોઈશું. અને તેમાંય સંસ્કૃતની એમની સેવાને બદલે આપણી ભાષાની જનની અપભ્રંશની એમણે કરેલી અનોખી સેવા ખાસ વિચારીશું.

મહારાજ સિદ્ધરાજ જયસિંહના માલવમંડલવિજયથી ધારાની સમગ્ર સમૃદ્ધિ પાટણમાં આવી. સાથે ભોજરાજાનો પુસ્તકભંડાર પણ આવ્યો. એક દિવસ પુસ્તકભંડારના રક્ષકો ભંડારનું નિરીક્ષણ કરતા

હતા. ત્યાં ભોજવ્યાકરણ જોતાં મહત્ત્વાકાંક્ષી સિદ્ધરાજના હૃદયમાં ગુર્જર વ્યાકરણની તીવ્ર ઇચ્છા જન્મી, અને પોતાનો એ મનોરથ સિદ્ધ કરવા એમણે હેમચંદ્રને વિનંતી કરી, એ માટે સર્વ પ્રકારની તૈયારી કરી દીધી. તાબડતોબ કાશ્મીરથી આઠ વ્યાકરણ ગ્રંથો મંગાવી આપ્યા. અને આ લક્ષ્મીસમૃદ્ધ દેશને વિદ્યાસમૃદ્ધ કરવા આ મહાન આચાર્યે અપૂર્વ યત્ન આદર્યો. રાજાની આ અભ્યર્થનાનો ઉલ્લેખ સિદ્ધહેમની પ્રશસ્તિમાં હેમચંદ્રાચાર્ય પોતે જ કરે છે કેઃ—

तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण—
शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त
शब्दानुशासनमिदं मुनिर्हेमचन्द्रः ॥

અતિ વિસ્તૃત, દુરાગમ અને વિપ્રકીર્ણ વ્યાકરણ સમૂહથી કદર્થિત થએલા સિદ્ધરાજનો ઉલ્લેખ આપણને વ્યાકરણ પરત્વે પ્રવર્તતી તત્કાલીન શોચનીય પરિસ્થિતિનો ખ્યાલ આપે છે.

વર્ષસવાવર્ષમાં તો આચાર્યશ્રીએ 'સિદ્ધહેમ' જેવો સર્વાંગ સંપૂર્ણ વિસ્તૃત ગ્રંથ તૈયાર કરી દીધો અને એમના અદ્‌ભુત પાંડિત્યની સૌને પ્રતીતિ કરાવી. વ્યાકરણનાં પાંચે અંગો—સૂત્ર, ગણપાઠ સહિત વૃત્તિ, ધાતુપાઠ, ઉણાદિ અને લિંગાનુશાસન—પોતે જ પોતાની ટીકા સાથે યોજ્યાં. વળી એ અનુપમ ગ્રંથ સાથે સિદ્ધરાજનું નામ જોડી એમની પ્રેરણાનો પૂરો બદલો વાળ્યો. 'સિદ્ધહેમે' કર્તા અને કારયિતા બન્નેને અમર કર્યા.

એ મહાન ગ્રંથને દબદબાપૂર્વક રાજાની સવારીના હાથી ઉપર હોદ્દામાં પધરાવી દરબારમાં લાવવામાં આવ્યો, જે ભવ્ય સવારીમાં ચામરવાહિનીઓ બેઉ બાજુ ચામર ઢાળતી હતી અને ઉપર શ્વેત છત્ર ધરવામાં આવ્યું હતું. રાજસભાના વિદ્વાનો આગળ એનું પઠન કરવામાં આવ્યું અને પછી સમુચિત પૂજોપચાર સાથે એની સારસ્વત કોશમાં સ્થાપના કરવામાં આવી. ગુજરાતના ગૌરવરૂપ એ ગ્રંથની પ્રશસ્તિમાં તત્કાલીન વિદ્વાનનો એક શ્લોક માત્ર બસ થશેઃ—

भ्रातः संवृणु पाणिनिप्रलपितं कातन्त्रकन्था वृथा
मा कार्षीः कटु शाकटायनवचः क्षुद्रेण चांद्रेण किं ।

किं कण्ठाभरणादिभिर्बठरयस्यात्मानमन्यैरपि
श्रूयन्ते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः ॥

સિદ્ધહેમ'ના સાત અધ્યાય સંસ્કૃત માટે છે, જ્યારે આઠમો—છેલ્લો—અધ્યાય પ્રાકૃત, શૌરસેની. માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી અને અપભ્રંશ માટે છે. સંસ્કૃત સાથે પ્રાકૃતનો સમાવેશ એ આ શબ્દાનુશાસનની ખાસ વિશિષ્ટતા છે. તેમાંય ખાસ કરી અપભ્રંશના નિરૂપણમાં આચાર્યશ્રીએ વિસ્તૃત અને અનુપમ ફાળો આપ્યો છે. અપભ્રંશ ભાષા ગુજરાતીની જનની હોઈ આપણી ભાષાના ક્રમિક અભ્યાસ માટે એ પરમ આશીર્વાદ રૂપ છે. અપભ્રંશ ઉદાહરણો આપણને તે સમયના સાહિત્યનો પરિચય કરાવે છે. એટલું જ નહિ પણ ગુજરાતી ભાષાની શરૂઆત સામાન્ય રીતે મનાય છે એમ ૫૦૦ વર્ષ ઉપર નથી, પણ ૯૦૦-૧૦૦૦ વર્ષ ઉપર છે તે દર્શાવે છે. ખાસ કરી વીરરસની અછતવાળી કહેવાતી આપણી ગુજરાતી ભાષામાં તે સમયે વીરરસનું કેવું સુંદર સાહિત્ય હતું તેનો આપણને ખ્યાલ આપે છે. આપણે એમાંનાં થોડાં ઉદાહરણો જોઈએ.

એ ઉદાહરણો મુખ્યત્વે ત્રણ જાતનાં છે : શૃંગારરસનાં, વીરરસનાં અને ઉપદેશનાં કિંવા સુભાષિત. શૃંગારમાં પણ સંભોગ શૃંગારનાં અને વિપ્રલંભ શૃંગારના એમ બે જાતનાં છે. નમૂના દાખલ આપણે દરેક પ્રકારનાં બબ્બે ઉદાહરણ અનુક્રમે જોઈએ. ઉદાહરણ સાથે એનાં સમશ્લોકી ભાષાંતર આપ્યાં છે, જેથી અર્થ સુગમ થાય તેમજ અપભ્રંશ અને ગુજરાતી વચ્ચેનું સામ્ય યથાર્થ સમજાય.

ચંદ્રને વાદળમાં છુપાયેલો જોઈ કવિ કલ્પના કરે છે કે ચંદ્ર ગૌરીના સુંદર મુખથી જીતાયો, એટલે એ તો શરમનો માર્યો સંતાઈ ગયો છે !

ओ गोरी-मुह-निज्जिअउ वद्दलि लुक्कु मियङ्कु ।
अन्नु वि जो परिहविय-तणु सो किवँ भवँइ
निसङ्कु ॥ ४०१-२ ॥

"જો ગોરીમુખહારીઓ વાદલલીન મયંક;
અન્ય થકી જે પરભવ્યો તે કયમ ભમે નિશંક?"

શૃંગારના બીજા ઉદાહરણમાં આપણે માલવાના પૃથિવીવલ્લભ

મુંજ સંબંધી એક શ્લોક જોઈએ. હેમચંદ્રાચાર્યે શૃંગારનાં ઉદાહરણોમાં એ દોહા મહાપ્રશસ્ત માલવપતિ મુંજ વિષેના આપ્યા છે. એ દર્શાવે છે કે મુંજ વિષેનું સાહિત્ય અપભ્રંશ ભાષામાં હેમચંદ્રના સમય પહેલાં રચાયલું હતું. અર્થાત્ અપભ્રંશ ભાષા તે સમયે સારી રીતે પ્રચલિત હતી. મુંજને ઉદ્દેશી નાયિકા કહે છે કે તું મારો હાથ તરછોડી ચાલ્યો જાય એમાં શો વાંધો? જ્યારે હૈયામાંથી ઊડી જાય ત્યારે હું જાણું કે મુંજ ખરો રોષે ભરાયોઃ—

**बाह विछोडवि जाहि तुहुं हउ तेवंइ को दोसु।**
**हिअय-ट्ठिउ जइ नीसरहि जाणउं मुञ्ज सरोसु॥ ४३९-३॥**

"બાહુ વછોડી જા ભલે. ના તેમાં કંઈ દોષ;
હૈયા થકી જો નીસરે જાણું મુંજ સરોષ."

વિપ્રલંભ શૃંગારના ઉદાહરણમાં કવિએ અત્યુક્તિ દ્વારા પ્રોષિત-ભર્તૃકા નાયિકાનું રસિક ચિત્ર રજૂ કર્યું છે. બારણે કાગડાને બોલતો સાંભળી વિરહિણી એને ઉડાડતી હોય છે. કાગડો બોલે તો મહેમાન આવે એવી માન્યતા છે. નાયિકા પોતાના મોંઘામૂલા મહેમાનની—નાયકની અપેક્ષાથી બારણે આવે છે, પણ કોઈને નહિ જોતાં એ ખોટાબોલા કાગડાને ઉડાડે છે. તેમ કરતાં વિરહથી કૃશ થએલ એના હાથમાંથી અર્ધાં વલય નીકળી પડે છે, અને જમીન ઉપર પડી તૂટી જાય છે. એટલામાં એ સહસા પોતાના પિયુને આવતો જુએ છે, અને એથી એને એટલો બધો હર્ષ થાય છે કે એ હર્ષથી હૃષ્ટપુષ્ટ થતાં બાકીનાં અર્ધાં વલય તડાક દઈને ફૂટી જાય છે! એ આલેખતાં કવિ કહે છેઃ—

**वायसु उड्डवन्तिअए पिउ दिट्ठउ सहस त्ति।**
**अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तड त्ति॥३५२-१।**

"વાયસ ઉડાડન્તીએ દીઠો પિયુ ભટાક;
અર્ધ બલૈયાં મહી પડ્યાં, ફૂટ્યાં અર્ધ તડાક."

બીજા ઉદાહરણમાં એક સુંદર સંભાવનાનું આપણને દર્શન થાય છે. શિશિર ઋતુમાં સરોવરના પાણીમાંથી વરાળ નીકળતી જોઈ કવિ કલ્પના કરે છે કે વિરહાગ્નિથી બળતો કોઈક એમાં પડ્યો છે, એનો ધૂમાડો નીકળે છે!

विरहाणल-जाल-करालिअउ पहिउ को वि बुड्डिव ठिअउ।
अनु सिसिर-कालि सीअल-जलहु धूमु कहन्तिहु उट्ठिअउ॥
४१५-१॥

"વિરહાનલ જ્વાલાથી બળેલો
પથિક કોઈ સંભવે બુડેલો;
નહિ તો શિશિર સમે ધૂમ ક્યાંથી
ઉઠે આમ શીતલ જલમાંથી ?"

ગુજરાતીમાં વિરલ મનાતા વીરરસનાં અનેક ઉત્કૃષ્ટ ઉદાહરણો 'સિદ્ધહેમ'માં આપેલાં છે, જે આપણા જવલંત વીરરસસાહિત્યની સરસ ઝાંખી કરાવે છે. એમાંથી ફક્ત બે જ આપણે જોઈશું. કેસરભીના કંથના ઔદાર્ય અને શૌર્યથી મંત્રમુગ્ધ બનેલી નાયિકા વ્યાજસ્તુતિ વડે પતિના બે દોષ પોતાની સખીને જણાવે છે—એક તો આપવા બેઠા એટલે માત્ર પત્ની બાકી રહે અને બીજો લડાઈમાં ઝુઝ્યા એટલે માત્ર તરવાર બાકી રહે! ધીરોદાત્ત એ વીર વર્ણવતાં કવિ કહે છે:—

महु कन्तहो बे दोसडा हेल्लि म झंखहि आलु।
देन्तहो पर हउं उव्वरिअ जुज्झन्तहो करवालु॥३७९-१॥

"મમ કંથ તણા દોષ બે, સખી મા ખોટું ધાર;
દેતા એક હું ઉગરું, ઝુઝન્તાં તરવાર."

વીરરસના બીજા ઉદાહરણમાં તરવાર વડે દુશ્મનનાં માથાં વધેરતા પતિને તરવાર છોડી ભાલો લેવા પત્ની વિનંતી કરે છે, જેથી બિચારા કાપાલિકને આખી ખોપરી મળે ! વજ્રપ્રહાર જેવા જેના ઝટકાથી કઠણ ખોપરીનાય કકડા થઈ જાય છે એવા એ નરવ્યાઘ્રના વીરત્વને ધ્વનિત કરતાં કવિ લખે છે:—

प्रिय एम्वहिं करे सेल्लु करि छड्डहि तुहं करवालु।
जं कावालिय बप्पुडा लेहिं अभग्गु कवालु॥३८७-३॥

"પ્રિય, ભાલો કર લે અને છોડી દે કરવાલ;
લે કાપાલિક બાપડા જેથી અભગ્ન કપાલ."

છેલ્લે આપણે સુભાષિતનાં ઉદાહરણ જોઈએ. સંસ્કૃત ભાષા એટલે સુભાષિતોનો રત્નાકર. માતાનો એ અખૂટ વારસો પુત્રીઓને

પણ મળેજને ? એટલે અપભ્રંશનોય રત્નભંડાર નાનોસૂનો નથી. આપણે તો એમાંથી માત્ર બે જ મુક્તક–મૌક્તિકો જોઈ સંતોષ માનીશું.

સહુ કોઈ મોટા થવા ફાંફાં મારે છે, પણ હાથ છુટ્ટો રાખ્યા વિના મોટાઈ મળતી નથી એ વ્યવહારુ સત્ય દાખવતાં કવિ કહે છે:—

**साहु वि लोक तडप्फडइ वड्डुत्तणहो तणेण ।**
**वड्डप्पणु परि पाविअइ हत्थि मोक्कलडेण ॥ ३६६-१ ॥**

"વડપણ માટે તડફડે સર્વ લોકનો સાથ;
મોટપ કિન્તુ મળી શકે ફક્ત મોકળે હાથ."

બીજા સુભાષિતમાં તલની અન્યોક્તિ દ્વારા કવિ આપણને અનુપમ ઉપદેશ આપે છે. તલ સ્નેહ (તેલ) હોય ત્યાં સુધી જ તલ કહેવાય છે. સ્નેહ (તેલ) જતાં એજ તલ, તલ મટી ખલ (ખોળ) બને છે. એજ રીતે માણસ સ્નેહ (પ્રેમ) હોય ત્યાં સુધી જ સજ્જન કહેવાય છે. સ્નેહ (પ્રેમ) જતાં માણસ ખલ (દુર્જન) બની જાય છે. માટે સ્નેહ એજ ખરું જીવનરસાયન છે એ કવિ દર્શાવે છે:—

**तिलह तिलत्तणु ताउ पर जाउ न नेह गलन्ति ।**
**नेहि पणट्ठइ ते ज्जि तिल तिल फिट्टवि खल होन्ति**
**॥ ४०६-२ ॥**

તલનું તલપણું ત્યાં સુધી જ્યાં સુધી સ્નેહ ન જાય;
સ્નેહ જતાં પછી તેજ તલ તલ મટીને ખલ થાય.

આ બધાં ઉદાહરણો ઉપરથી આચાર્યશ્રીએ અપભ્રંશ ભાષાની કેવી અપૂર્વ સેવા કરી છે એનો આપણને સચોટ ખ્યાલ આવે છે. અપભ્રંશ ભાષાની આવી વિશદ સમીક્ષા એમના પહેલાં કોઈએ કીધી નથી. સર્વ વ્યાકરણોના નિષ્કર્ષ સમા 'સિદ્ધહેમ' માટે ગુજરાત જેટલો ગર્વ ધરે એટલો ઓછો છે. જગતભરના વ્યાકરણસાહિત્યમાં 'સિદ્ધહેમ'નું સ્થાન અનોખું છે, અને એવું જ અનોખું સ્થાન છે 'સિદ્ધહેમ'ની રૂપાવલિને સોલંકી વંશની કીર્તિ–કથા સાથે સાંકળતાં મહાકાવ્ય 'દ્વયાશ્રય'નું. ગુર્જરદેવીનાં ઉભય મહામૂલાં આભૂષણો છે. આચાર્યશ્રીની પરિણત પ્રજ્ઞાથી અંકિત ઉભય ગુજરાતનાં મહાતેજસ્વી રત્નો છે.

જેમના ગ્રન્થમાં અગાધ વિદ્વત્તા હતી, ઉપદેશમાં ઓજસભર્યું માધુર્ય હતું. રાજસંબંધમાં સહૃદય ગાંભીર્ય હતું, રાજકારણમાં ઔચિત્યભરી દીર્ઘદૃષ્ટિ હતી, શાસનસેવામાં સુંદર વ્યવસ્થા હતી, સાહિત્યસેવામાં અપ્રતિમ પ્રતિભા હતી, યોગમાં અનુભવનું નવનીત હતું. અલંકારમાં અવનવો ચમત્કાર હતો, વાણીમાં અમૃતભરી મીઠાશ હતી, વર્તનમાં વિશુદ્ધિમય ઉદાત્તતા હતી, કવનમાં અસ્ખલિત રસધારા હતી અને જીવનમાં વિજયવતી કલિકાલસર્વજ્ઞતા હતી એવા એ મહાન ગુજરાતી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને હજારો વન્દન હો! વન્દન હો!

# ગૌર્જર અને નાગર અપભ્રંશ

: લેખક :

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી.

'સરસ્વતીકંઠાભરણ'કાર ભોજદેવના શબ્દમાં આપણને એક નીચેની સુપ્રસિદ્ધ પંક્તિ પ્રાપ્ત છેઃ

अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥[१]

"ગુર્જર લોકો પોતાના અપભ્રંશથી પ્રસન્ન રહે છે; બીજા અપભ્રંશથી નહિ."

૧૧મી સદીનો ભોજદેવ આ પ્રમાણે ગુર્જરોના પોતાના અપભ્રંશની વાત કરી, આપણી સમક્ષ તે સમયના એક અપભ્રંશપ્રકારને રજૂ કરવાનો પ્રયત્ન કરતો હોય તેમ નથી લાગતું?

પણ ૧૫મી કે ૧૭મી સદીનો માર્કંડેય આવી માથાકૂટમાં પડવા નિષેધ કરે છે. તે જણાવે છે કે—

नागरो व्राचडश्चोपनागरश्चेति ते त्रयः ।
अपभ्रंशाः परे सूक्ष्मभेदत्वान्न पृथङ्मताः ॥[२]

"આમ નગર, વ્રાચડ અને ઉપનાગર, એ ત્રણ અપભ્રંશ-પ્રકાર પ્રધાન છે. બાકીના અપભ્રંશોમાં તો સૂક્ષ્મ ભેદ જ છે, એટલે એને જુદા ગણવાની કોઈ આવશ્યકતા નથી રહેતી."

માર્કંડેય આમ પ્રધાન ત્રણ અપભ્રંશોને સ્વીકારી, બીજાઓને તેની અંદર સમાવી લે છે. એ બીજા અંદર સમાવવા જેવા થઈ બધા કેટલા છે, એ તેણે પ્રસ્તાવનામાં આપ્યું છે; એ શ્લોકો ન ઉતારતાં એ અપભ્રંશો જ અત્ર ગણાવું છું.

---

૧ 'સરસ્વતીકંઠાભરણ', (નિ. સા. આવૃત્તિ), પૃ. ૧૪૨.

૨ 'પ્રાકૃતસર્વસ્વ' (વિઝાગાપટ્ટમ આવૃત્તિ), પૃ. ૩.

૧. વ્રાચડ, ૨. લાટ, ૩. વૈદર્ભ, ૪. ઉપનાગર, ૫. નાગર, ૬. બાર્બર, ૭. આવન્ત્ય, ૮. પાંચાલ, ૯. ટાક્ક, ૧૦. માલવ, ૧૧. કૈકય, ૧૨. ગૌડ, ૧૩. આઢ્ર, ૧૪. વૈવ, ૧૫. પાશ્ચાત્ય, ૧૬. પાંડય, ૧૭. કૌન્તલ, ૧૮ સૈંહલ, ૧૯. કાલિંગ્ય, ૨૦. પ્રાચ્ય, ૨૧. કાર્ણાટ, ૨૨. કાંચ્ય, ૨૩. દ્રાવિડ, ૨૪. ગૌર્જર, ૨૫. આભીર, ૨૬. મધ્યદેશીય, અને ૨૭. વૈતાલ.[3]

આ ૨૭ ભેદો છે. આ બધાય "सूक्ष्मभेदव्यवस्थिताः" છે. આ ૨૭ ભેદમાંથી પ્રધાન ભેદ ગાળી કાઢી, માર્કંડેયે નાગર, ઉપનાગર અને વ્રાચડ એ ત્રણ અપભ્રંશોનું વ્યાકરણ પોતાના "પ્રાકૃતસર્વસ્વ" નામક વ્યાકરણમાં પ્રધાનતયા બાંધ્યું છે. એને મતે એ ત્રણે ભેદો નીચે મુજબ છે :

**નાગર : नागरं तु महाराष्ट्रीशौरसेन्योः प्रतिष्ठितम् ।[4]**

આ નાગરના વિષયમાં ત્યાં તેણે જણાવ્યું છે કે, अथापभ्रंशभाषासु मूलत्वेन प्रथमं नागरमाह—આમ બધા અપભ્રંશોનું મૂળ રૂપ "નાગર" હોવાથી તે અપભ્રંશ પ્રથમ કહેવામાં આવ્યો છે. ઉપરના સૂત્રમાં "માહારાષ્ટ્રી પ્રાકૃત" અને "શૌરસેની"માંથી "નાગર અપભ્રંશ" નીકળવાનું તે સ્વીકારે છે.

**વ્રાચડ : व्राचडो नागरात्सिध्येत् ।** सिन्धुदेशोद्भवो **व्राचडोऽ**पभ्रंशः । अस्य च यत्र विशेषलक्षणं नास्ति तन्नागराद् ज्ञेयम् ॥[5]

"નાગર અપભ્રંશ"માંથી "વ્રાચડ" સિદ્ધ થાય છે. આ સિંધ દેશમાં ઉત્પન્ન થયેલો છે. "વ્રાચડ"ની વિશેષતા બાદ કરતાં બાકીનું "નાગર"માંથી જાણી લેવું.

**ઉપનાગરઃ अनयोर्यत्र साङ्कर्यं तदिष्टमुपनागरम् ।[6]**

"નાગર" અને "વ્રાચડ"નું જે ભાષામાં સાંકર્ય છે, તે "ઉપનાગર" છે.

---

૩ એજન, પૃ. ૨.

૪ એજન. પૃ. ૧૨૨.

૫ એજન, પૃ. ૧૨૧.

૬ એજન, પૃ. ૧૨૨.

બીજા અપભ્રંશોનો આ ત્રણેમાં અંતર્ભાવ તેને ઇષ્ટ છે. अन्येषामपभ्रंशानामेष्वेवान्तर्भावः। तथा हि तत्रैव ॥ એ કહી માર્કંડેયે બીજા ભેદોની વિશિષ્ટ લાક્ષણિકતા નિર્દેશતાં જે કહ્યું છે, તે વિસ્તારભયે ગુજરાતીમાં જ અત્ર આપું છું:

**ટાક્ક** : ટક્કભાષા નાગર અપભ્રંશ અને ઉપનાગરમાંથી;
**માલવી** : જેમાં તુ ખૂબ આવતો હોય તે;
**પાંચાલી** : જેમાં વા અને ह्री ખૂબ આવે તે;
**વૈદર્ભી** : જેમાં उल्ल આવ્યાં કરે તે;
**લાટી** : જેમાં સંબોધનો જ આવ્યા કરે તે;
**ઔઢ્રી** : જેમાં ઇકાર અને ઊકાર આવ્યા કરે તે;
**કૈકયી** : જેમાં वीप्सा નિર્દિષ્ટ હોય તે;
**ગૌડી** : જેમાં ખૂબ સમાસાંત પદો યોજાયાં હોય તે;
**કૌન્તલી** : જેમાં ङकार ખૂબ આવ્યા કરે તે;
**પાંડ્યા** : જેમાં ખૂબ एकार આવ્યા કરે તે.
**સૈંહિલી** : જેમાં ખૂબ જોડાક્ષરો આવ્યા કરે તે;
**કાલિંગી** : જેમાં हिं જોડાયેલો હોય તે;
**પ્રાચ્યા** : પ્રાચ્યદેશની ભાષાના પ્રયોગો જેમાં બહુ છે તે;
**આભીરી** : जट्ट(मट्ट) વગેરે જેમાં ખૂબ આવ્યા કરે તે;
**કાર્ણાટી** : જેમાં વર્ણોનો વિપર્યય થયા કરે તે;
**મધ્યદેશીયા** : મધ્યદેશની ભાષાના પ્રયોગો જેમાં ખૂબ છે તે;
**ગૌર્જરી** : સંસ્કૃત ભાષાના પ્રયોગોથી ભરપૂર;
(ટાક્ક ભાષાના સંસ્કારો પણ તેમાં આવે છે)
**પાશ્ચાત્યા** : જેમાં र, त (ल), અને हનો વ્યત્યય છે તે;
**દ્રાવિડી** : જેમાં रકારનો વ્યત્યય છે તે;
**વૈતાલિકી** : જેમાં हकार બહુ આવે છે તે;
**કાંચી** : જેમાં ए અને ओ ખૂબ આવ્યા કરે છે તે.

માર્કંડેયે લક્ષણો આપીને તો કમાલ જ કરી નાંખી છે. આવો જ સૂક્ષ્મભેદ હોય તો ખરેખર જુદાં નામો આપવાની જરૂર જ રહેતી નથી. પણ એથી આગળ વધી આપણે આ. હેમચંદ્રનું વ્યાકરણ જોઈયે તો આ બધાં નામો આપવાની પણ કાંઈ જરૂર ન હોય; કેમકે એમણે "અપભ્રંશ" સિવાય બીજું કોઈ નામ જ ઇષ્ટ માન્યું નથી; જેવું

કે તેણે પ્રધાન પ્રાકૃતને માટે પણુ જુદું નામ ઇષ્ટ માન્યું નથી. આમ હોય તો એક જ તડાકે નિર્ણય આપવાનું સરલ થઈ પડે કે "મહારાષ્ટ્રીય પ્રાકૃત"નું નામ આ. હેમચંદ્રે નહિ આપ્યું હોવાથી એ નામધારી કરી કોઈ પ્રાકૃત હતું જ નહિ; તેજ રીતે "અપભ્રંશ"નું વિશિષ્ટ નામ આ. હેમચદ્રે નહિ આપ્યું હોવાથી "ગૌર્જર" કે "નાગર" કે "ઉપનાગર" કે "વ્રાચડ" કે "ટાક્ક" એ વગેરે નામો ધરાવતા અપભ્રંશો કદી કોઈ હતા જ નહિ. પરંતુ એમ નથી જ, એ આજે તદ્દન સર્વસ્વીકૃત વાત છે. તે જ રીતે "અપભ્રંશ"ના તેતે દેશ પરત્વે સ્વીકારાયેલા 'ભૂરિભેદ'ના અસ્તિત્વના વિષયમાં પણુ કોઈથી કાંઈ શંકા ઉઠાવી શકાય તેમ નથી. અને ખુદ આ. હેમચંદ્રને પણુ તેવો કોઈ વિશિષ્ટ અપભ્રંશ "મહારાષ્ટ્રી પ્રાકૃત"ની જેમ જ હૃદયમાં ઇષ્ટ હશે, તેમ સ્વીકારવામાં હૃદયને સંકોચ નથી અનુભવવો પડતો. માત્ર એ અપભ્રંશ કયો હશે, એ જ નિર્ણીત કરવાનું તેના સમર્થકોને શિર રહે છે.

આપણે ઉપર જોયું છે કે ભોજદેવે "ગૌર્જર અપભ્રંશ" જરૂર ઇચ્છ્યો છે. બેશક જે પ્રસંગમાં આ વિધાન ભોજદેવે કર્યું છે, તે તેનાથી કાંઈક ટકોર પડતું થઈ ગયું છે, એ આખો પ્રસંગ અહીં આપવાથી સમજી શકાશેઃ—

नात्यन्तं संस्कृतेनैव नात्यन्तं देशभाषया ।
कथागोष्ठीषु कथयँल्लोके बहुमतो भवेत् ॥
शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥

ભોજદેવ એમ કહેવા ચાહે છે કે પ્રસંગ પડતે બધી ભાષાનો પ્રયોગ કરવો. છતાં લાટવાસીઓ એવા છે કે એઓને સંસ્કૃત દીઠું ગમતું નથી; તેઓને તો સુંદર પ્રાકૃત જ ગમે છે; જ્યારે ગુર્જરદેશવાસીઓ એવા છે કે પોતાનો જ અપભ્રંશ પસંદ કરે છે; તેઓને સંસ્કૃત વગેરેનું તો ઠીક પણુ બીજા અપભ્રંશનુંયે મોં ગમતું નથી.

આ ગુર્જરદેશવાસીઓ કોણુ અને તેઓનો અપભ્રંશ કયો? એ "ગૌર્જર" ન હોય તો બીજો કયો હોઈ શકે?

ભાષા અને વિભાષા ગણાવતાં માર્કંડેયે એક "ટાક્કી" નામક

વિભાષા ગણાવી છે; જેમાંથી "ટાક" અપભ્રંશ નીકળી આવવાનું માર્કંડેયના ઉપર આવતા એક વિધાનના અનુવાદમાં આપણે જોયું છે. માર્કંડેયે એનું પ્રસંગપ્રાપ્ત વ્યાકરણ આપ્યું છે.[૭] તે જણાવે છે કે—

**टाक्की** स्यात्संस्कृतं शौरसेनी चान्योन्यमिश्रिते ।

શૌરસેની અને સંસ્કૃત ભાષાનું પરસ્પર મિશ્રણ થતાં **ટાક્કી** વિભાષા થાય છે. પણ માર્કંડેય આગળ ચાલતાં જણાવે છે કે—

हरिश्चन्द्रिस्त्विमां भाषा**मपभ्रंश** इतीच्छति ।

હરિશ્ચંદ્ર (?) નામનો કોઈ વૈયાકરણ આ "ટાક્કી" વિભાષાને "અપભ્રંશ" કહે છે. આ હરિશ્ચંદ્ર કોણ હશે વારુ? એ કોણ હશે એ નક્કી કરીએ તે પૂર્વે મને લાગે છે કે ટાક્કી-પ્રક્રિયા માર્કંડેયે જે આપી છે, તે જરા જોઈ જઈએ તો ઠીક થઈ પડશેઃ—

૧. **उत्स्यात्पदान्ते बहुलम्**–પદને અંતે ઉકાર થાય; જેમકે— "राउ असमसमरेकमल्लु मअणमणोहरदेहसोहु सकलशास्त्रास्त्रविद्याप्रवीणु" વગેરે. મૂળમાં "બહુલ" કહ્યું છે એટલે ઉકાર વિનાનાં રૂપ પણ થાય: भणइ, वाणि, कविराअ.

૨. **ए च टः**। તૃતીયા વિભક્તિના એકવચનમાં ए પ્રત્યય થાયઃ खग्गे पहरसि અને વિકલ્પ હોવાથી खग्गेण पहरसि ।

૩. **हं हुमौ भ्यसः**। પંચમી વિભક્તિના બહુવચનમાં हं અને हुं એ બેઉ પ્રત્યય થાયઃ रुक्खहं पडिदु, घरहुं चलिदु; વિકલ્પ હોવાથી रुक्खाहिंतो, घरेसुंतो ।

૪. **आमो वा**। ષષ્ઠી બહુવચનમાં हं અને हुं વિકલ્પે થાયઃ बम्हणहं धणु । बम्हणहुं । बम्हणाणं ।

૫. **हं किमादेः स्यात्प्राग्दीर्घश्च विधीयते**। किम् વગેરે સર્વનામોને ષષ્ઠી બહુવચનમાં हं થાયઃ काहं, जाहं, ताहं, एदाहं, इमाहं; વિકલ્પ હોવાથી काणं, जाणं, વગેરે પણ થાય.

૬. **त्वमित्यर्थे तुज्झ भवेत्**। त्वम्‌ના અર્થમાં तुज्झ થાયઃ तुज्झ सर्वविद्याप्रवीणु ।

૭. **अहमर्थेऽम्मिहंममाः**। अहम्‌ના અર્થમાં अम्मि, हुं અને मम થાય: अम्मि पण्डिदु, એ પ્રમાણે हुं કે मम पण्डिदु ।

---

૭ 'પ્રાકૃતસર્વસ્વ,' પૃ. ૧૧૦-૧૧

૮. **ममेत्यर्थे महुं च स्यात्।** मम એ અર્થમાં महुं થાય: हुंम घरु सुन्दरु વગેરે. વિકલ્પે मम પણ ખરું.

૯. **यथा जिध, तथा तिध।** यथानुं जिध અને तथा નું तिध થાય; जिध भणसि કે जहा भणसि; तिध કે तहा ॥[૮]

ટાક્કીનાં આ લક્ષણોમાં અને ઉદાહરણોમાં શૌરસેનીનાં લક્ષણો દેખાય છે. त નો द, थ નો ध એ બંને શૌરસેનીના વૈકલ્પિક ફેરફારો આમાં પણ વિકલ્પે છે. ઉપર ટાક્કીનાં વિશિષ્ટ લક્ષણોમાંનાં तुज्झ, अम्मि, हुं, मम એ સિવાયનાં બધાં જ આ. હેમચંદ્રના અપભ્રંશમાં એના એ સ્વરૂપમાં, અથવા हं हुं[૯] ના વિષયમાં સંકોચ કે વિકાસ, એટલા જ ભેદે એક સરખાં છે. જો આમ હોય તો हरिश्चन्द्रे (?) આને અપભ્રંશ કહ્યો છે, એ ગેરવાજબી નહિ જ ગણાય. અને આમ જ હોવાથી માર્કંડેય જે "હરિશ્ચંદ્ર" નામ આપે છે, તેને બદલે મૂળમાં ત્યાં "હેમચંદ્ર" નામ હોવું જોઈએ, એમ મને લાગે છે.

ટાક્કીમાં સંસ્કૃત તત્સમ શબ્દો વિપુલ પ્રમાણમાં પ્રયોજાયેલ છે. એ ઉપરથી માર્કંડેયને, જે "ટાક્ક" અપભ્રંશ ઊતરી આવ્યો ગણે છે, તેમાં પણ સંસ્કૃત શબ્દોની વિપુલતા ઇષ્ટ છે, તે ઉપર એક સ્થળે જોયું છે. તેના મૂળ શબ્દો આ છે:—

संस्कृताढ्या च गौर्जरी। चकारात् पूर्वोक्तटक्कभाषाग्रहणम्। એટલે કે ગોર્જર અપભ્રંશ સંસ્કૃત ભાષાથી ભરપૂર છે; તેમ ટક્ક ભાષાથી પણ ભરપૂર છે. ટક્ક ભાષા એટલે ઉપર બતાવ્યું તેમ સંસ્કૃત અને શૌરસેનીનું મિશ્રણ.

હવે આપણે "નાગર" અપભ્રંશ તપાસીએ: એક લક્ષણ ઉપર આપ્યું તેમ મહારાષ્ટ્રીશૌરસેનીમાં તે પ્રતિષ્ઠિત છે. આ અપભ્રંશ પ્રધાન

---

૮. 'પ્રાકૃતસર્વસ્વ' પુ. ૧૧૦–૧૧.

૯ भ्यसो हुं। હૈ., ૮–૪–૩૩૭. પંચમી બહુવચનમાં અકારાંત નામોને हुं પ્રત્યય થાય, અને आमो हं। હૈ., ૮–૪–૩૩૯. ષષ્ઠી બહુવચનમાં અ-કારાંતને हं થાય, પણ हुं चेदुद्भ्याम्। હૈ., ૮–૪–૩૪૦ ઇકારાંત ઉકારાંત નામોને ષષ્ઠી બહુવચનમાં हुं થાય. અને ङसि–भ्यस्–ङीनां हे–हुं हयः। હૈ., ૮–૪–૩૪૧. એ પ્રમાણે ઇકારાંત ઉકારાંતને પંચમી બહુવચનમાં हुं પણ થાય. काहं વગેરે આ. હેમચંદ્રમાં નથી.

'સ્ટાન્ડર્ડ' અપભ્રંશ તરીકે માર્કંડેયને સ્વીકાર્ય છે. "નાગર" અપભ્રંશની પ્રક્રિયા એણે વિસ્તારથી આપી છે.

અત્યારે લગભગ એ સામાન્ય મંતવ્ય થઈ પડ્યું છે કે આ. હેમચંદ્રનો અપભ્રંશ એ "નાગર" અપભ્રંશ છે. ડૉ. યાકોબી, પીશલ, સર જ્યોર્જ ગ્રિઅર્સન, ડૉ. સુનીતિકુમાર ચેટરજી, ડૉ. ગુણે, વગેરે આ. હેમચંદ્રના અપભ્રંશને "શૌરસેન" અપભ્રંશ કહેવા લલચાય છે, તે માર્કંડેયે આપેલા "નાગર" અપભ્રંશના લક્ષણને કારણે વિશેષ છે. બેશક આ. હેમચંદ્રનું એવું વિધાન મળે છે કે प्रायोग्रहणाद्यस्यापभ्रंशे विशेषो वक्ष्यते तस्यापि क्वचित्प्राकृतवत् शौरसेनीवच्च कार्यं भवति ॥ (હૈ., ૮-૪-૩૩૦ ની વૃત્તિમાં.) **शौरसेनीवत्** (હૈ., ૮-૪-૪૪૬) अपभ्रंशे प्रायः शौरसेनीवत् कार्यं भवति ॥ એટલે કે અપભ્રંશમાં જે કોઈ વિશેષતા તેની હોય, તેને સ્થળે પણ પ્રાકૃત અને શૌરસેની જેવું કાર્ય વિકલ્પે થાય. અને અપભ્રંશમાં મોટે ભાગે શૌરસેની જેવું કાર્ય થાય છે. આપણે જોઈએ છીએ કે ખુદ આ. હેમચંદ્ર આપેલાં ઉદાહરણોમાં અને લક્ષણોમાં નીચેના શૌરસેની જેવા પ્રયોગો વિકલ્પે મળે છે:—

૧. त-थ નો વૈકલ્પિક द-ध, જેમાં थ નો ध તો શૌરસેનીમાં પણ વિકલ્પે જ થાય છે;

૨. ભવિષ્યકાળમાં स પ્રત્યય; અને

૩. સંબંધક ભૂતકૃદંતનો પ્રાકૃતોત્થ इय પ્રત્યય.

એ સિવાય णं ∠ સં. ननु તો માગધીમાં પણ છે; એ અપભ્રંશમાંય છે. અને આ. હેમચંદ્ર કૃત્રિમ "અપભ્રંશ" ન આપતાં તત્કાલીન સ્વકીય સ્વાભાવિક અપભ્રંશ આપે છે: જેમાં શૌરસેની તત્ત્વો જે ઉપરનાં વૈકલ્પિક છે, તે સિવાયનાં નથી દેખાતાં. દેખાય છે, તે પણ અત્યંત થોડા પ્રમાણમાં; જ્યારે જો "નાગર" અપભ્રંશનાં માર્કંડેયે જે અવતરણો આપ્યાં છે, તે જોઈએ તો, જેમ ટાક્કીના વિષયમાં જોયું કે पडिदु ∠ સં. पतितम्, चलिदु ∠ સં. चलितम्, पण्डिदु ∠ સં. पण्डितः, વગેરે પ્રયુક્ત મળે છે, તે પ્રમાણે સાથોસાથ શૌરસેનીને અનુકૂળ कदु ∠ સં. कृतम्, ठिदु ∠ સં. स्थितम्, पडिदु ∠ સં. पतितम् અને ક્રિયાપદોમાં हसिहिदि, होइहिदि ∠ સં. भविष्यति, વગેરે રૂપો કોઈ જાતના ભેદભાવ વિના પ્રયોજ્યાં છે--આપ્યાં છે.

આ. હેમચંદ્રને અનુસરીને એમ કહી શકીએ કે પોતે અપભ્રંશનું વ્યાકરણ દેવા ચાહે છે, એમ માનીને માર્કંડેયે "નાગર" અપભ્રંશની પ્રક્રિયા આપી છે. આ બે વચ્ચે કાંઈ ભેદ પ્રાપ્ત થાય છે કે નહિ એ જોયા પછી જ બંનેના અપભ્રંશ એક છે કે જુદા, જુદા હોય તો આ. હેમચંદ્રના વિશિષ્ટ વૈકલ્પિક રૂપવાળા અપભ્રંશને આપણે કયું નામ આપવું, એનો નિર્ણય બાંધી શકીએ. એક વસ્તુ આ પૂર્વે અહીં સ્પષ્ટ સ્વરૂપે સ્વીકારવી જોઈએ કે ધનપાલ, જોઈંદુ, પુષ્પદંત, કનકામર એ વગેરે નવમા–દશમા શતકના કવિઓનાં કાવ્યોમાં જે અપભ્રંશ મળે છે, તે પ્રાયઃ શુદ્ધ, મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી પ્રધાન ('સ્ટાન્ડર્ડ') અપભ્રંશ છે; આ. હેમચંદ્રનો અપભ્રંશ તે અપભ્રંશ સાથોસાથ આપેલાં વિશિષ્ટ વૈકલ્પિક રૂપોથી વિશિષ્ટતા પકડે છે; એ વસ્તુનો અહીં વિસ્તાર કરવો અનાવશ્યક એ માટે છે કે આ પૂર્વે શ્રી. એ. એન. ઉપાધ્યેએ જોઈંદુના "પરમાત્મપ્રકાશ"ની અંગ્રેજી પ્રસ્તાવનામાં વિશદતાથી એ બતાવી આપ્યું છે. એટલે જ હવે આ. હેમચંદ્ર અને માર્કંડેયના અપભ્રંશમાંનો ભેદ કાંઈ પ્રાપ્ય હોય તો તે આપવાનો એક અલ્પ પ્રયત્ન અત્રે કરવામાં આવે છે. વધુ વિસ્તાર ન થાય, એ માટે અહીં બંને વૈયાકરણોએ સ્વીકારેલાં રૂપાખ્યાનો જ રજૂ કરું છું; જેથી કંટાળાભરેલું ન લાગતાં રૂપાખ્યાનોમાંથી જ ભેદને પકડી શકવામાં સુવિધા થઈ પડશે.

| આ. હેમચંદ્ર | | —: નામ :— | માર્કંડેય | |
|---|---|---|---|---|
| | | અકારાંત નરજાતિ; પુરિસ < સં. પુરુષ | | |
| વિભક્તિ | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લી–૨ જી | પુરિસ–સા–સુ[10]–સો | પુરિસ–સા–સુ | પુરિસ–સા–સુ[10]–સો, પુરિસઉ–હુ–હો | પુરિસહે–હો |

[10] સ્વાર્થે કઃ લાગી પ્રત્યય જુદા રહે તેવાં સ્વરાદિ પ્રત્યયો પરત્વે જુદી જુદી વિભક્તિના રૂપો વિકલ્પે થાય; આવા કમાં મઅણઉ ઉપરાંત મઅણઇ રૂપ પણ માર્કંડેય ઇચ્છે છે. (પૃ. ૧૧૨) એ પ્રમાણે હ્રસ્વના દીર્ઘ અને દીર્ઘના હ્રસ્વ મૂળ નામના અંત્ય સ્વરના વ્યંજનાદિ પ્રત્યય પૂર્વે થાય એ રૂપો ગૌરવ થઈ પડે એ ભયે બધાં સંગ્રહ્યાં નથી.

| | | | | |
|---|---|---|---|---|
| ૩ જી | પુરિસ-સેં-સેણ-સિણ | પુરિસહિં-સેહિં | પુરિસએં, પુરિસેં | પુરિસહિં |
| ૪થી-૬ ઠ્ઠી | પુરિસ, પુરિસસુ-સ્સુ-હો | પુરિસ, પુરિસહં | [પુરિસહ][11] | પુરિસાણં |
| ૫ મી | પુરિસહે-હુ | પુરિસહુ | પુરિસહે-હો | પુરિસહં-હું |
| ૭ મી | પુરિસે-સિ | પુરિસહિ | પુરિસ-એ-હિ, પુરિસે | પુરિસહિં |
| સંબો૦ | પુરિસ-સા-સુ-સો | પુરિસ-સો પુરિસહો | પુરિસ-સા-સુ-સો, પુરિસઉ-દુ-હો | પુરિસહો |

અકારાંત નાન્યતરજાતિ: **વણ** < સં. वन

| | | | | |
|---|---|---|---|---|
| ૧લી-બીજી | વણ-ણા-ણુ | વણઇં, વણાઇં | વણ-ણા, વણઉ-દુ-હો | વણઇં, વણાઇં, વણહો |
| | બાકી ઉપર પ્રમાણે | | | બાકી ઉપર પ્રમાણે |

ઇકરાંત નરજાતિ: **અગ્ગિ** < સં. अग्नि

| | | | | |
|---|---|---|---|---|
| ૧લી-૨જી | અગ્ગિ-ગ્ગી[12] | અગ્ગિ-ગ્ગી | અગ્ગિ-ગ્ગી, અગ્ગિઉ-દુ-હો | અગ્ગિહે-હો |
| ૩ જી | અગ્ગિએં-ગ્ગિણ, અગ્ગિં | અગ્ગિહિં | અગ્ગિએ-એ-એણ | અગ્ગિહિં-એહિં |
| ૪ થી ૬ઠ્ઠી | અગ્ગિ | અગ્ગિ, અગ્ગિહિં-હું | [ અગ્ગિહ ] | અગ્ગિણં |
| ૫ મી | અગ્ગિહે | અગ્ગિહું | અગ્ગિહે-હો | અગ્ગિહં-હું |
| ૭ મી | અગ્ગિહિ | અગ્ગિહિં | અગ્ગિએ-હિં | અગ્ગિહિં |

---

૧૧ માર્કંડેયનાં છઠ્ઠી વિભક્તિના સૂત્ર ગુમ થયાં છે. બ. વ. નું માત્ર "ણં" મળે છે. કિમ્‌નાં રૂપ આગળ આપતાં હો-હ-સુ એ. વ. માં અને હં-હું બ. વ.માં મળે છે.

૧૨ આ દીર્ઘતા પ્રાકૃતમાં પણ છે. એ ખાસ ધ્યાનમાં રાખવાનું કે પ્રાકૃત ભાષાનાં બધાં રૂપો વિકલ્પે અપભ્રંશમાં પ્રયોજાય છે. બહુ વિસ્તાર ન થઈ પડે એટલે મોટા ભાગનાં તેવાં વૈકલ્પિકરૂપ આ રૂપાખ્યાનમાં જતાં કર્યાં છે.

| | | | | |
|---|---|---|---|---|
| સંબો૦ | અગ્ગિ–ગ્ગી | અગ્ગિ–ગ્ગી, અગ્ગિહો | અગ્ગિ–ગ્ગી, અગ્ગિઉ–ડુ–હો | અગ્ગિહો |
| | ઉકારાંત નરજાતિ ઉપર પ્રમાણે | | ઉકારાંત નરજાતિ ઉપર પ્રમાણે | |
| | | ઇકારાત નાન્યતરજાતિઃ **દહિ** < સં. दधि | | |
| ૧લી–૨જી | દહિ–હી | દહિ–હી, દહિઈં, દહિઇં | દહિ–હી, દહિઉ–ડુ–હો | દહિઇ, દહીઈં, દહિહો |
| | બાકીનાં ઉપર પ્રમાણે | | બાકીનાં ઉપર પ્રમાણે | |
| | | ઉકારાંત નાન્યતર જાતિનાં ઉપર પ્રમાણે | | |
| | | આકારાંત નારીજાતિઃ **સાલા** < સં. शाला | | |
| ૧લી–૨જી | સાલ–લા | સાલાઉ–ઓ | સાલ–લા–લુ, સાલાઉ–ડુ–હો | સાલાહે–હો–ઉ |
| ૩ જી | સાલએ | સાલાહિં | સાલાએ–એં | સાલાએ–હિં |
| ૪થી–૬ઠ્ઠી | સાલહે | સાલહુ | [ સાલાહ ] | સાલાણ |
| ૫ મી | ,, | ,, | સાલાહે–હો | સાલાહં–હું |
| ૭ મી | સાલાહિ | સાલહિં | સાલાએ–હિં | સાલાહિ |
| સંબો૦ | સાલ–લા | સાલ–લા, સાલહો–લાહો | સાલ–લા–લુ, સાલાઉ–ડુ–હો–હે | સાલાહે–હો–ઉ |
| | ઇ–ઈ–ઉ–ઊકારાંત નારીજાતિનાં ઉપર પ્રમાણે | | ઇ–ઈ–ઉ–ઊકારાંત નારીજાતિનાં ઉપર પ્રમાણે | |

આ. હેમચંદ્ર —: સર્વનામ :— માર્કંડેય

युष्मद्

| વિભક્તિ | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|
| ૧ લી | તુહું | તુમ્હે, તુમ્હઇં | તુહં | તુમ્હે, તુમ્હઇં |
| ૨ જી | પઇં, તઇં | ,, ,, | તઇં | તુમ્હઇં |
| ૩ જી | ,, ,, | તુમ્હેહિં | ,, | ,, |
| ૪થી-૫મી-૬ઠ્ઠી | તઉ, તુજ્ઝ, તુધ્ર[૧] | તુમ્હહં[૧૩] | તુહ, તુજ્ઝ, તુમ્હ, તુબ્ભ | તુમ્હહ-હિં[૧૪] |
| ૭ મી | પઇં, તઇં | તુમ્હાસુ | તઇં | તુમ્હસું, તુમ્હાસું |

अस्मद्

| વિભક્તિ | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|
| ૧ લી | હઉં | અમ્હે, અમ્હઈં | હમુ | અમ્હે, અમ્હઇં |
| ૨ જી | મઇં | ,, ,, | મઇં | અમ્હઇં |
| ૩ જી | ,, | અમ્હેહિં | ,, | અમ્હઇં-હિં, અમો, અમ્હેહિં અમ્હાહં |
| ૪થી-૫મી-૬ઠ્ઠી | મહુ, મજ્ઝુ | અમ્હહં | મુજ્ઝુ, મહું, મહ | અમ્હહ-હિં |
| ૭ મી | મઇં | અમ્હાસુ | મઇં | અમ્હસું, અમ્હાસું |

અકારાંત સર્વનામોનો પાંચમી વિભક્તિના એકવચનમાં "સવ્વહાં", "જહાં", "તહાં", "કહાં" વગેરે રૂપો થાય; જેમાં "કહાં"ને સ્થાને "કિહે" પણ થાય.

સપ્તમીના એકવચનમાં "સવ્વહિં," "જહિં," "તહિં," "કહિં."

પંચમી–ષષ્ઠી વિભક્તિમાં યદ્, તદ્ ને કિમ્‌ને "જાસુ," "તાસુ," "કાસુ" રૂપ પણ ચાલુ રૂપ ઉપરાંત થાય. પણ નારી જાતિમાં ત્યાં "જહે," "તહે," "કહે" એવાં રૂપો પણ ચાલુ રૂપ ઉપરાંત થાય.

માર્કંડેયને મતે કિમ્, યદ્ અને તદ્‌નાં પ્રાકૃત જેવાં રૂપો ૧લી–૨ જી અને ૭ મી વિભક્તિમાં થાય. છઠ્ઠી વિભક્તિ એકવચનમાં "કસ્સ," "જસ્સ," "તસ્સ" એવાં રૂપો થાય. તે ન થાય ત્યારે પ્રત્યય 'હ' પૂર્વે વિકલ્પે દીર્ઘ થાય. "કાહો," "કાહ," "કાસ," "કાહં," "કાહું" વગેરે.

યદ્–તદ્‌નાં બીજી વિભક્તિ એકવચનમાં "જત્તિ", "તત્તિ" રૂપ થાય; જ્યારે પાંચમી અને સાતમીના એકવચનમાં "જત્થ", "તત્થ" થાય.

इदम् શબ્દને નાન્યતર ઉપ-

---

૧૩ "તહાર, તમ્હાર, મહાર, અમ્હાર" વગેરે રૂપો પણ પ્રચલિત છે.

૧૪ આ બહુવચનનાં રૂપો માર્કંડેય બીજાને મતે આપે છે.

यद्, तद् ને ૧ લી–૨ જી વિભક્તિમાં અનુક્રમે વિકલ્પે "ધ્રું-ત્ર" રૂપ થાય; બાકી "જુ-જો," "સુ-સો."

एतद्‌ની "એહ" પ્રકૃતિ, इदम्‌ની "આય" પ્રકૃતિ થાય છે; જ્યારે सर्व‌ની "સાહ" અને किम्‌નું "કાઇં-કવણ" થાય છે.

રાંત નર-જાતિમાં પણ ૧લી–૨જી એકવચનમાં "ઇમુ" રૂપ થાય. એ પ્રમાણે अदस्‌નું "અમુ" બધાં રૂપોમાં પ્રકૃતિરૂપ થાય, અને પછી ઉકારાંત નામોની માફક રૂપાખ્યાન થાય.

यद्-तद्-एतद्‌ના ૧લી એકવચનમાં "જે" "સે", "એસ" એવા રૂપો અનુક્રમે થાય.

ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે માર્કંડેયમાં કેટલાક વિકલ્પો "ધ્રું-ત્ર" "કાઈં-કવણ" વગેરે દેખા નથી દેતા.

આ. હેમચંદ્ર —: ક્રિયાપદ :— માર્કંડેય

### વર્તમાનકાળ-કર્તરિ

| પુરૂષ | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|---|
| ૧ લો | કરઉં[૧૫] | કરહું | ... | કરહું |
| ૨ જો | કરહિ | કરહુ | ... | ... |
| ૩ જો | (કરઇ, કરેઇ) | કરહિં | કરઇ (કરેઇ) | ... |

### વર્તમાનકાળ કર્મણિ

| | | | |
|---|---|---|---|
| ૧ લો | કરિજ્જઉં, કિજ્જઉં[૧૬] | કરિજ્જહું, કિજ્જહું | "કરિજ્જઇ" વગેરે રૂપો |
| ૨ જો | કરિજ્જહિ, કિજ્જહિ | કરિજ્જહુ, કિજ્જહુ | માર્કંડેયે અવતરણોમાં |
| ૩ જો | કરિજ્જઈ, કિજ્જઈ | કરિજ્જહિં, કિજ્જહિં | લીધેલાં છે. |

### આજ્ઞાર્થ-કર્તરિ

| | | | | |
|---|---|---|---|---|
| ૨ જો | કરિ, કરુ, કરે, (કરહિ) | કરહુ | ... | ... |
| ૩ જો | (કરઉ) | ... | કરઉ, કરદુ | એકવચનમાં મળે છે. |

### ભવિષ્યકાળ-કર્તરિ

| | | |
|---|---|---|
| ૧ લો | કરિસઉં, કરિહઉં | કરિસહું, કરિહહું |
| ૨ જો | કરિસહિ, કરિહહિ | કરિસહુ, કરિહહુ |
| ૩ જો | કરિસઈ, કરિહઈ | કરિસહિં, કહિહિં |

માર્કંડેયે 'ઇહિ' અને "ઇસ" એ નિશાનીઓ નિર્દેશી છે.

---

૧૫ પ્રાકૃત રૂપો ઉપરાંત ત્રીજા પુરુષમાં "કરદિ", આજ્ઞાર્થમાં "કરદુ", "જાદુ", તેમ સર્વત્ર પ્રાકૃત વૈકલ્પિક રૂપો ખરાં જ.

"કરિહિસિ, હસિહિદિ, હોઇહિદિ, હસીસસિ" એવાં રૂપો આપ્યાં છે. પ્રાકૃતરૂપો પણ વિકલ્પે ખરાં.

આ. હેમચંદ્રે ક્રિયેનાં વૈકલ્પિક રૂપમાં કીધુ આપ્યું છે.

માર્કંડેયે "કૃ=કરવું"નું ભવિષ્યકાળ ૧લા પુરુષ બહુવચનમાં ચોક્કસ "કામહું" રૂપ સ્વીકાર્યું છે, વર્તમાનકૃદંત, પરોક્ષ ભૂતકાળ અને ભવિષ્યકાળના અર્થમાં એક "હોન્તો" રૂપ પણ પ્રયોજવામાં આવ્યું છે.

| આ. હેમચંદ્ર | —: કૃદંતના પ્રત્યયો :— | માર્કંડેય |
|---|---|---|
| વર્તમાન કૃદંત | : "અન્ત" | ... |
| ભૂત ,, | : "અ", "ઇય", ("દિણ્ણ" અનિયમિત) (શૌરસેની જેવો) "દ", "ઇઅ" | |
| વિધ્યર્થ ,, | : "ઇએવ્વઉં", "એવ્વઉં", "એવા" | ... |
| હેત્વર્થ ,, | : "એવં", "અણ", "અણહ", "અણહિં" "એપ્પિ", "એવિ", "એવિણુ" | ... |
| સંબંધકભૂત | : "ઇ", "ઇઉ", "ઇવિ", "અવિ", "એપ્પિ"... "એપ્પિણુ", "એવિ", "એવિણુ" | |
| કર્તૃવાચક ,, | : "અણઅ" ("મારણઉ" રૂપ વગેરે) | ... |

માર્કંડેયે ધાતુના કેટલાક જુદા આદેશ સ્વીકાર્યા છે :

| ધાતુ | માર્કંડેય | આ. હેમચંદ્ર |
|---|---|---|
| દૃશ્ | પુચ્છ–દેક્ખ | પ્રસ્સ–દેક્ખ |
| | પ્રેરકમાં દાક્ખવ | ... |
| આ+ચક્ષ્ | ચક્ખ | ... |
| સ્થા | થક્ક | ચિટ્ઠ |
| ગ્રહ્ | ગુણ્હ | ગૃણ્હ |
| વ્રજ્ | વગ્ગ | વુઅ |
| પ્ર+વિશ્ | પસવ (વિકલ્પે "પઇસ") | વઇસ |
| ક્ષુપ્ | છવ | ક્ષુપ્પ |

| | | |
|---|---|---|
| आश्लिष् | આઢુહણ | ... |
| मुञ्च् | મુક્ક, મુઅ, મુલ્લ | મેલ્લ |
| तिम्-स्तिम् | તિઅ (વિકલ્પે) | ... |
| | બાકી તિમ્મઇ–થિમ્મઇ | |
| स्थाप् | ઠવ, થક્કવ | ... |
| आ+नी | આણાવ | ... |

આ. હેમચંદ્રના અપભ્રંશમાં મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અસર ઉપરાંત નીચેની વિશેષતા આપણને મળે છે:

૧. ઋકાર સાચવી રાખતાં વૈકલ્પિક રૂપો;

૨. क–ख–त–थ–प–फને સ્થાને ग–घ–द–ध–ब–भ થયા હોય તેવાં વૈકલ્પિક રૂપો;

૩. સંયુકતાક્ષરના બીજા વર્ણ તરીકે રકારનું વૈકલ્પિક રહેવાપણું તેમજ ક્યાં ન હોય તેવા રકારનું ઉમેરાવું; અને

૪. વર્તમાન ૧લા પુરુષ બહુવચનમાં हु–हुंનો પ્રયોગ.

આ ચારે વસ્તુઓ આપણને માર્કંડેયના "નાગર અપભ્રંશ"-માં મળે છે. આમાંના બીજા વિધાનમાં માર્કંડેય प–फના ब–भવાળી પ્રક્રિયા નોંધતો નથી; પણ એ ચલાવી શકાય, એમ છે. આ ચારે વસ્તુ આમ સામાન્ય હોવાથી, અને મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપ-ભ્રંશમાં તે નહિ હોવાથી આ. હેમચંદ્રના અપભ્રંશને માર્કંડેયનો અપભ્રંશ નિકટ થતો લાગે છે; પણ બીજી બાજુ ઉપર જે રૂપાખ્યાનો આપ્યાં છે, તેમાં જે અનેક વધુ રૂપો અને અનેક જુદાં જ રૂપો માર્કંડેય આપે છે, એ સાથે પ્રત્યયોને પ્રાયઃ બધી જાતિનાં, બધાં અંગનાં રૂપોમાં મોટે ભાગે સામાન્ય રીતે સ્વીકારે છે, એ જોતાં એ કોઈ ભિન્ન પ્રાંતનો જ અપભ્રંશ છે એમ નથી જણાતું? ખુદ "પ્રાકૃતસર્વસ્વ"માં જે અવતરણો આપવામાં આવ્યાં છે, તે જોવાથી પણ એ વસ્તુ ખ્યાલમાં આવી શકશે: એને અવતરણો લેવાને માટે મુખ્યત્વે "પ્રાકૃતપિંગલ" મળ્યું છે. બધાં મળી "નાગર અપભ્રંશ"-ની પ્રક્રિયામાં પાંચ અવતરણ છે, તેમાંના ત્રણ "પ્રાકૃતપિંગલ"નાં

છે. "પ્રાકૃતપિંગલ"ની ભાષા "અવહટ્ઠ" છે, જેને આપણે સાદું "ચારણી અપભ્રંશ" નામ આપી શકીએ. જુઓ નીચેનું અવતરણ :

गज्जउ मेह कि अम्बर **सामर** फुल्लउ णीव कि भम्मउ **भम्मर** ।
एक्लि जीअ पराहिण अम्हह कीलउ पाउस कीलउ वम्हह ॥
प्रा. पि २–१३६ ॥

[ छाया : गर्जतु मेघः किं अम्बरं श्यामलं फुल्लतु नीपः किं भ्रमतु भ्रमरः ।
एकः जीवः पराधीनः अस्माकं क्रीडतु प्रावृट् क्रीडतु मन्मथः ॥ ]

**सामर** અને **भम्मर** રૂપમાંનું પ્રથમનું અપરિચિતરૂપ છે, જ્યારે બીજામાં વ્યંજનની દ્વિરુક્તિ "ચારણી" પદ્ધતિની છે. આમાં અકારાંત નામોમાં ઉકારનાં દર્શન જ નથી થતાં; એટલે એક તો એ મોડાનો અપભ્રંશ છે, બીજા દેશનો છે, એમાં તો શંકા જ નથી, એ સર્વસ્વીકૃત વસ્તુ છે, અને તેમાં અપભ્રંશના સંસ્કારો જાળવી રાખવાનો, વ્યંજનોને દ્વિત્વ આપી, કૃત્રિમ પ્રયત્ન કરવામાં આવ્યો છે; આ ઉપરાંત અનેક ભિન્ન રૂપો ભિન્ન પ્રક્રિયાથી સિદ્ધ થતાં આપવામાં આવ્યાં છે, એ માર્કંડેયથી પણ જાણીએ છીએ; એટલે "પ્રાકૃતપિંગલ" અને તેનો ઉપજીવ્ય માર્કંડેય બંને પોતાના દેશના અપભ્રંશને ખ્યાલમાં લઈ અથવા તો કોઈ કૃત્રિમ સ્વરૂપવાળી ભાષા સાધે છે, ત્યાં આ. હેમચંદ્રના વિશિષ્ટ અપભ્રંશનાં બધાં લક્ષણો ન જાળવી શકે, તે સ્પષ્ટ છે. પણ તેથી આપણને જે ભેદ મળે છે, તે એ કે એ એક પ્રાંતિક ભેદ જ છે; એ એટલું જ સ્પષ્ટ છે. આમ આપણે જોઈએ તો ત્રણ અપભ્રંશ આપણી સમક્ષ આવવાના : ૧. જોઈંદુ વગેરેનો શુદ્ધ મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપભ્રંશ, ૨ આ. હેમચંદ્રનો વિશિષ્ટરૂપો–વાળો અપભ્રંશ અને ૩. માર્કંડેયનો "નાગર" અપભ્રંશ.

હવે એ પ્રશ્ન ઊભો થાય કે આ. હેમચંદ્રનો અપભ્રંશ કયો ? એમાં મુખ્ય ('સ્ટાન્ડર્ડ') અપભ્રંશનાં બધાં લક્ષણ હોવા છતાં, નથી એ શુદ્ધ મહારાષ્ટ્રી પ્રાકૃતાનુસારી અપભ્રંશ, નથી એ શુદ્ધ શૌરસેની પ્રાકૃતાનુસારી અપભ્રંશ અને નથી એ "નાગર" અપભ્રંશ આ. હેમચંદ્ર કેટલીક નવીન પ્રક્રિયા આપે છે; સમાન હોય તો પુષ્કળ

વિકલ્પ જુએ છે. જો એમના વિશિષ્ટ વધુ રૂપો–વાળા અપભ્રંશને કોઈ નામ આપી શકાય તો તે એમના પ્રિય દેશનું જ: "ગૌર્જર" માર્કંડેય संस्कृताढ्या गौर्जरी કહે છે; અને ગુર્જર દેશમાં એ બનતું આવ્યું છે કે સંસ્કૃત શબ્દોને ઉત્તરોત્તર વધુ અવલંબવામાં આવ્યા છે. પ્રાકૃત વ્યાકરણને અંતે આ. હેમચંદ્ર એ જ વલણે બધી પ્રાકૃત ભાષાઓમાં शेषं संस्कृतवत्सिद्धम् (૮–૪–૪૪૮) સ્વીકારે છે. આ. હેમચંદ્રથી માંડી છેક આજની "ગૂજરાતી" સુધીમાં એ જ વલણ સ્વીકારાયું છે: ભ્રષ્ટ રૂપો ધીમેધીમે ઘસાઈ છૂટી ગયાં છે અને તેનું સ્થાન ઘરગથુ સંસ્કૃત શબ્દોએ લઈ લીધું છે. અને ભોજદેવ ૯૦૦ વર્ષ ઉપર ગુર્જર દેશના અપભ્રંશનું સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારે છે. તો પછી પક્કા "ગૂજરાતી" આ. હેમચંદ્રનો અપભ્રંશ બીજો કોઈ હોઈ શકે? આમ આ. હેમચંદ્રનો અપભ્રંશ એ "ગૌર્જર" અપભ્રંશ એના શુદ્ધ સ્વરૂપમાં છે. જેમાં મુખ્ય ('સ્ટાન્ડર્ડ') અપભ્રંશની લાક્ષણિકતા અણીશુદ્ધ અપાયેલી છે જ. હરિભદ્રસૂરિના "નેમિનાથચરિઉ"ની ભાષા એ "ગૌર્જર અપભ્રંશ" અને ધનપાલની "ભવિસ્સત્તકહા"ની ભાષા "ઉત્તરનો અપભ્રંશ" છે, એમ સ્વીકારી, ડૉ. જેકોબીએ આ. હેમચંદ્રના અપભ્રંશને "નાગર" અપભ્રંશ કહ્યો છે, એવો ડૉ. વૂલ્નર જે અભિપ્રાય વ્યક્ત કરે છે,[૧૭] એ સદ્ધર નથી એમ કહેવામાં જરા પણ તેથી સાહસ નથી. હરિભદ્રસૂરિએ "નેમિનાથચરિઉ"માં પ્રાકૃતમય સમાસબહુલ કૃત્રિમ ભાષા સ્વીકારી છે, એ સાથે એ નિયમિત સ્વરૂપની છે; એની સાથે આ. હેમચંદ્રની ઘરગથુ લોકભોગ્ય ભાષામાંના રૂપો ન મળવાથી એ જુદી જ ભાષા છે યા જુદો પ્રાંતીય ભેદ છે, એવો મત ઉચ્ચારવો, એ મને તો વધુ સાહસ જણાય છે. આ. હેમચંદ્રનો અપભ્રંશ, માર્કંડેય જેને "નાગર" નામ આપે છે, તે નથી, પણ પોતાના દેશનો પ્રાંતીય ભેદ "ગૌર્જર અપભ્રંશ" છે, જેમાં "ટાક્કી" વિભાષાની અસર હોય એમ જણાય છે. માર્કંડેયના "નાગર અપભ્રંશ" કરતાં ટાક્કી વિભાષા "ગૌર્જર અપભ્રંશ"ને એટલે કે માર્કંડેય જ જેને "ગૌર્જરી" કહે છે, તેને વધુ મળતી છે, એ તદ્દન સ્પષ્ટ છે. આ "ટાક્કી" વિભાષા એ "શૌરસેન અપભ્રંશ" હોવાની પૂરતી સંભાવના છે. જેનાં કેટલાંક રૂપો "ગૌર્જર અપભ્રંશ"માં અનુગત થવાને કારણે

૧૭ "ઈન્ટ્રોડકશન ટુ પ્રાકૃત," પૃ. ૭૮–૭૯.

"ગૌર્જર અપભ્રંશ"માં કેટલાંક "શૌરસેની"નાં રૂપો વિકલ્પે આછાં વપરાયેલાં મળી આવે છે; પણ મુખ્ય બંધારણ તો "મહારાષ્ટ્રી" પ્રાકૃતાનુસારી જ છે; એટલે જ તેને "શૌરસેન અપભ્રંશ" કહી શકાય તેમ નથી; અને ભોજદેવ સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારતો હોવાથી, તેમજ આચાર્ય હેમચંદ્ર ગુજરાતની રાજધાની પાટણમાં બેસીને અપભ્રંશનું વ્યાકરણ ચર્ચતા હોવાથી બીજો કોઈ અપભ્રંશ એ નથી જ એમ સ્વીકારવામાં સુજ્ઞોને બાધ નહિ જણાય.

# સ્તુતિ

: લેખક :

શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા.

પ્રસંગ: સોમનાથમંદિરમાં પ્રવેશ

હાજર: કુમારપાળ, હેમચંદ્રાચાર્ય, બૃહસ્પતિ વગેરે અધિકારી

आर्या—भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

"ભવરૂપ બીજોના અંકુરને ઉત્પન્ન કરનાર રાગ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર) આદિ જેના ક્ષય પામ્યા છે, તે બ્રહ્મા હો, વા વિષ્ણુ હો, વા હર હો, વા જિન હો, તેમને હું નમસ્કાર કરું છું."

*　　　*　　　*

रथोद्धता—यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद् भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥

"જે તે સમયે, જેવો તેવો તું છે, જે તે નામવાળો છે, તે તું, જો દોષરૂપી કલુષતા રહિત એક જ હો તો, હે ભગવાન! તને હું નમસ્કાર કરું છું."

*　　　*　　　*

शार्दूलवि०—त्रैलोक्यं सकलं त्रिकालविषयं सालोकमालोकितं,
साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रयं सांगुलि ।
रागद्वेषभयामयांतक-जरालोलत्वलोभादयो,
नालं यत्पदलंघनाय स महादेवो मया वंद्यते ॥

"પોતાની આંગળીઓ સહિત હથેળીની ત્રણ રેખાઓ જેમ

સાક્ષાત દેખાય છે, તેમ જેને ત્રણુ લોક (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) તથા અલોક (જ્યાં જીવની ગતિ નથી, તેવો આકાશ-પ્રદેશ) સાક્ષાત્ દશ્યમાન થાય છે; અને રાગ, દ્વેષ, ભય, આમય (રોગ), અંત (કાળ) જરા (વૃદ્ધાવસ્થા), લોલત્વ (ચપળતા) અને લોભ, આદિ જેના પદનું ઉલ્લંઘન કરવાને શક્તિવાન થતાં નથી એવા મહાદેવને હું વંદન કરું છું.”

*　　　*　　　*

स्रग्धरा--यो विश्वं वेद वेद्यं, जननजलनिधेर्भंगिनः पारदृश्वा
पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलंकं यदीयं।
तं वंदे साधुवन्द्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषन्तं,
बुद्धं वा वर्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा॥

“જે જાણુવા યોગ્ય આખા જગતને જાણે છે, જેણે વિશ્વની ઉત્પત્તિરૂપી સમુદ્રની રચનાનો પાર જોયો છે, જેનું વચન પૂર્વાપર અવિરુદ્ધ હોવા સાથે અનુપમ અને નિષ્કલંક છે, જે સાધુ પુરુષોને વંદન કરવા યોગ્ય છે અને જેના દોષરૂપી શત્રુઓ નાશ પામ્યા છે, એવા સકળ ગુણુનિધિ બુદ્ધ હો, વર્ધમાન (મહાવીર) હો, અથવા બ્રહ્મા હો, કે કેશવ (વિષ્ણુ) હો, અથવા શંકર (મહાદેવ) હો, તેને વંદન કરું છું.”

# મહારાજા સિદ્ધરાજ
# અને
# શ્રી હેમચંદ્રાચાર્યનો મેળાપ

: લેખક :

**શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા**

ગુજરાતના મહારાજા સિદ્ધરાજ જયસિંહ અને હેમચંદ્રાચાર્યનો પ્રથમ મેળાપ ક્યારે અને કેવા સંયોગોમાં થયો તે સંબંધી હકીકત રજૂ કરતાં આનંદ થાય તેવી કેટલીક બાબતો છે. કર્ણદેવ સં. ૧૧૫૦ના પોષ વદિ ૨ ને રોજ ગુજરાત પર લગભગ ૩૦ વર્ષ રાજ્ય કરી મૃત્યુ પામ્યા તે વખતે કર્ણદેવ અને મયણલ્લાના પાટવી પુત્ર જયસિંહને રાજ્ય પ્રાપ્ત થયું. શ્રી હેમચંદ્રાચાર્યનો ચાચીગ અને પાહિણીને ઘેર ધંધુકા શહેરમાં સં. ૧૧૪૫ના કાર્તિક શુદિ ૧૫ ને રોજ જન્મ થયો હતો. નામ ચાંગદેવ પાડ્યું હતું. એટલે સિદ્ધરાજના રાજ્યારોહણપ્રસંગે એમને છઠ્ઠું વર્ષ ચાલતું હતું.

ત્યારપછી એ મોઢ વણિક ચાંગદેવે દેવચંદ્રસૂરિ પાસે જૈન દીક્ષા લીધી, સોમચંદ્રમુનિના નામથી પ્રસિદ્ધ થયા અને તેમના અસાધારણ બુદ્ધિવૈભવથી તેમને સં. ૧૧૬૬ના વૈશાખ શુદિ ૩ ( અક્ષયતૃતીયા )ને રોજ આચાર્યપદવી આપી હેમચંદ્રસૂરિના નામથી પ્રસિદ્ધ કર્યા.

'પ્રભાવકચરિત્ર'કાર, સિદ્ધરાજ અને આચાર્યનો પ્રથમ મેળાપ, નીચેના શબ્દોમાં વર્ણવે છે:—

શ્રી સંઘરૂપસાગરના કૌસ્તુભ સમાન હેમચંદ્રસૂરિએ એક વખત અણહિલ્લપુર તરફ વિહાર કર્યો. એક દિવસ સિદ્ધરાજ રયવાડીએ નગરમાં ફરવા નીકળ્યા તે વખતે બજારમાં એક બાજુ ઊભેલા શ્રી

હેમચંદ્રસૂરિને જોતાં રાજાધિરાજે અંકુશથી હસ્તીને નજીકમાં ઊભો રાખીને જણાવ્યું કે 'તમારે કાંઈ કહેવું છે?'

આચાર્ય મહારાજે ઉત્તરમાં કહ્યું:—

कारय प्रसरं सिद्ध हस्तिराजमशंकितम् ।
त्रस्यन्तु दिग्गजाः किं तैर्भूस्त्वयैवोद्धृता यतः ॥

'સિદ્ધરાજ! વગરસંકોચે ગજરાજને આગળ ચલાવો. દિગ્ગજો ભલે ત્રાસ પામે, પણ તેથી શું? કારણ કે પૃથ્વીને તો તું જ ધારણ કરી રહ્યો છે.' આમાં રાજા, હસ્તી અને દિગ્હસ્તી પર ભાર છે. દિગ્ગજો પૃથ્વીને ધારણ કરી રહ્યા છે એ માન્યતા પર ચોટ છે અને સિદ્ધરાજને કહે છે કે ભલે એ દિગ્ગજો તારા હાથીથી ત્રાસ પામે! તારે શું છે? કારણ કે અત્યારે તો દિગ્ગજનું પૃથ્વી ધારણ કરવાનું કામ તું પોતે જ કરી રહ્યો છે.

તાત્કાળિક બનાવેલી અલંકારમય કવિતાથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાની પાસે દરરોજ બપોરે પ્રમોદ પમાડવા માટે રાજસભામાં આવવાનું આમંત્રણ આપ્યું.

રાજાને ગુરુના આ પ્રથમ દર્શનથી ખૂબ આનંદ થયો અને એની દિગ્યાત્રામાં પણ તેનો વિજય થયો. આ રીતે ગુર્જરનરેશ અને હેમચંદ્રાચાર્યનો સંબંધ થયો.[1] આ હકીકત કયા વર્ષમાં બની તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે, પણ આજુબાજુનો સંબંધ વિચારતાં સં. ૧૧૮૫ લગભગ આ બન્ને રાજશિરોમણિ અને યોગિશિરોમણિનો સંબંધ થયો સંભવે છે.

'પ્રબંધચિંતામણિ'કાર મેરુતુંગાચાર્ય સિદ્ધરાજ–હેમચંદ્રનો મેળાપ નીચે પ્રમાણે વર્ણવે છે:—

ધારાનગરીનો વિજય કરી, માળવપતિ યશોવર્માને છ દોરડાથી બાંધી, પોતાની આણા માળવા પર પળાવી, સિદ્ધરાજ નરેશ પાટણ પધાર્યા ત્યારે દરેક ધર્મના મુખ્ય મનુષ્યોને રાજાધિરાજને આશીર્વાદ આપવા માટે બોલાવવામાં આવતા હતા. તે પ્રસંગે હેમચંદ્રાચાર્યને આગળ કરીને જૈન આચાર્યો પણ રાજસભામાં આવ્યા. તે પ્રસંગે હેમચંદ્રાચાર્યે નીચેના અલંકારમય કાવ્યથી રાજાધિરાજને આશીર્વાદ આપ્યો.

---

૧ જિનમંડનઃ 'કુમારપાળપ્રબંધ.'

भूमिं कामगवि स्वगोमयरसैरासिञ्च रत्नाकरा
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुंभी भव।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥१॥

"સિદ્ધરાજ મહારાજ પૃથ્વીને પોતાના હાથથી જીતીને આવે છે, માટે હે કામધેનુ ગાય! તારા છાણ(ગોમય)ના રસથી આ ધરતીને સિંચી દે; હે રત્નાકર સાગરો! તમે મોતીના સાથિયા પૂરો; હે ચંદ્ર! તું તારો ઘડો અમૃતથી પૂરેપૂરો ભરી દે અને હે દિશાના હાથીઓ! તમે કલ્પવૃક્ષનાં પાંદડાંને તમારી ઊંચી કરેલી સૂંઢ વડે ગ્રહણ કરી તેના તોરણો બાંધો."

આ શ્લોકમાં ભારે ચમત્કાર છે. લડાઈમાં વિજય મેળવીને આવે ત્યારે તે ઊજવવા માટે ઘરમાં લીંપણ કરવાનો અને તોરણો બાંધવાનો રિવાજ જણાય છે. એ વાતને કેવા સુંદર શબ્દોમાં ભવ્ય વર્ણન સાથે જોડી દીધી છે એ નોંધવા જેવું છે.

ધારાનગરીનું યુદ્ધ તો ઘણા વર્ષ ચાલ્યું છે અને માળવાના વિજયનો સં. ૧૧૯૨ પહેલાં જઈ શકતો નથી, તેથી સિદ્ધરાજ મહારાજ અને હેમચંદ્રાચાર્યનો પ્રથમ મેળાપ આ પ્રસંગે થયો હોય તેમ સંભવતું નથી. બાકી માળવાના વિજય પછી સૂરીશ્વરે આ પ્રમાણે આશીર્વાદ આપ્યો એ વાત તો લગભગ દરેક પ્રબંધકારે લખી છે તેથી તે વાત સ્વીકારવામાં વાંધો જણાતો નથી.

આ કાવ્યની પ્રશંસાને પરિણામે 'શ્રી સિદ્ધહૈમવ્યાકરણ'ની કૃતિ તૈયાર કરવાનો પ્રસંગ કેવી રીતે ઉપસ્થિત થયો તે મેં અન્યત્ર[2] બતાવ્યું છે એટલે આ આશીર્વાદનો શ્લોક સાહિત્યમાં ખૂબ નામના પામ્યો છે તે જણાવવાની ભાગ્યે જ જરૂર હોય.[3]

---

૨. આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદના અહેવાલમાં પ્રસિદ્ધ મારો પ્રાકૃત વ્યાકરણ પરનો નિબંધ.

૩. 'પ્રભાવકચરિત્ર'માં આ બન્ને બનાવો અનુક્રમે આપ્યા છે તેથી તેની સ્પષ્ટતા થઈ જાય છે. જુઓ ભાષાંતર, પૃ. ૨૯૦-૨૯૧.

## હેમચંદ્રસૂરિ : પ્રાચીન ગુજરાતી સાહિત્યના સંરક્ષક

: લેખક :

શ્રી. મંજુલાલ મજમુદાર

(સારાંશ)

પોતાના ગ્રંથ 'કાવ્યાનુશાસન' અને 'સિદ્ધહૈમ'માં તત્કાલીન પ્રાચીન ગૂજરાતી (અથવા અંતિમ અપભ્રંશ)માં ગૂંથાયેલા લોકસાહિત્યનો ઉદાહરણાર્થે ઉપયોગ કરીને શ્રી હેમચન્દ્રાચાર્યે તે સાહિત્યનું રક્ષણ કર્યું એમ કહી શકાય, કારણ કે એ અપભ્રંશ સાહિત્યના અસ્તિત્વનો ખ્યાલ આપે એવા બીજા કોઈ પ્રામાણિક સાધનો જળવાઈ રહ્યા નથી. આમ તે સમયના ધર્મ, સમાજ અને વ્યવહારનું પ્રતિબિંબ પાડતું કેટલુંક લોકસાહિત્ય જાળવી રાખવાનાં માન અને યશ શ્રી હેમચંદ્રાચાર્યને ઘટે છે.

## કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય અને મહારાજા કુમારપાળ

: લેખક :

શ્રી. કુંવરજીભાઈ

(સારાંશ)

લેખકે શ્રી હેમચંદ્રાચાર્યની 'સિદ્ધહૈમશબ્દનુશાસન,' 'દ્વયાશ્રય' 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'વગેરે દ્વારા વ્યક્ત થતી વિસ્તૃત અને સર્વતોમુખી સાહિત્યપ્રવૃત્તિ તરફ અંગુલિનિર્દેશ કરી, હેમચન્દ્રાચાર્યે કુમારપાળને આપેલાં સહાય અને માર્ગદર્શનને લીધે તે રાજામાં ઉદ્ભવેલા જૈનધર્માનુરાગનો અને તે બંને વચ્ચેના અપૂર્વ ગુરુશિષ્ય-સંબંધનો ઉલ્લેખ કર્યો છે.

# દેશીનામમાલા અને દેશ્ય શબ્દો વિશે ચર્ચા

: લેખક :

ડૉ. મણિલાલ પટેલ, પીએચ. ડી. (મારબુર્ગ)

ગૂજરાતના પ્રબળપ્રતાપી રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહની ઇચ્છાને માન આપી આચાર્ય હેમચન્દ્રસૂરિએ વ્યાકરણશાસ્ત્રના જે મહાગ્રન્થો રચ્યા છે તેમાંનો દેશીનામમાલા[1] (દે૰ના૰) નામનો ગ્રન્થ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અત્યંત ઉપયોગી, એક રીતે તો અતુલનીય, છે. ભારતની કોઈપણ ભાષાની તુલનામાં ગૂજરાતી ભાષાનું એક સદ્ભાગ્ય તરત જ દેખાઈ આવે છે: તે એ કે એનાં ઉત્પત્તિ અને વિકાસક્રમનો સળંગ અને સુનિશ્ચિત ખ્યાલ આપે એવી ઉપલબ્ધ સાહિત્યધારા માત્ર એની જ વિદ્યમાન છે. ગૂજરાતી ભાષાના આ સદ્ભાગ્ય માટે આપણે સૌથી વિશેષ ઋણી હેમચન્દ્રાચાર્યના છીએ: એમણે એમના સુવિખ્યાત વ્યાકરણગ્રન્થ

---

૧. આ ગ્રન્થનું હેમચન્દ્રાચાર્યે આપેલું નામ તો દેશીશબ્દસંગ્રહ છે, પણ એના પ્રથમ સંપાદક પીશલ ઉક્ત ગ્રન્થની કેટલીક ઉત્તમ હસ્તપ્રતોને આધારે એને દે૰ના૰ કહે છે અને તે નામ પ્રચલિત હોવાથી મેં અહીં સ્વીકાર્યું છે.

સિદ્ધહેમ (સિ૦હૈ૦)માં "નાગર અપભ્રંશ ( ? ગૌર્જર અપભ્રંશ[2] ? )"નું વર્ણન ન કર્યું હોત અને દે૦ના૦ની રચના ન કરી હોત તો તેટલે અંશે ગુજરાતી ભાષાના ઐતિહાસિક વિકાસક્રમ વિશે આપણે અંધકારમાં જ હોત.

દે૦ના૦નું તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અધ્યયન કરી એનું સર્વાંગી અવલોકન લખવાની સામગ્રી હું કેટલાક સમયથી એકત્ર કરી રહ્યો છું. એનો માત્ર એક અંશ—દે૦ના૦માં સ્થાન પામેલા દેશ્ય શબ્દો વિશે ચર્ચા—અહીં આ લઘુલેખદ્વારા[3] રજૂ કરું છું. મારે માટે એ આનંદનો વિષય છે કે એ રજૂ કરવાનો પ્રસંગ મને "શ્રી હૈમસારસ્વતસત્ર"ને અંગે મળે છે, અને તેય આ પાટણમાં, જેને વિષે હેમચન્દ્રાચાર્ય જાતે જ લખી ગયા છે: अस्य स्याज्जडजिह्वोऽपि वाग्मी विद्यामठे पठन्। (આ નગરના વિદ્યામઠમાં ભણીને જડજિહ્વાવાળો પણ ઉત્તમ વક્તા થાય છે); અને, अत्राक्षरमपि प्राज्ञा न वदन्ति निरर्थकम्। (અહીં પંડિતો એક અક્ષર પણ પ્રયોજન વિના બોલતા નથી).

* * *

કયા શબ્દને "દેશી" ગણવો? દે૦ના૦માં નિબદ્ધ કરેલા શબ્દોને "દેશી" માનવાની પાછળ કયો સિદ્ધાન્ત રહેલો છે?—એ સંબંધી પોતાનો મત હેમચન્દ્રાચાર્ય ઉક્ત ગ્રન્થના પ્રારંભમાં જ સ્પષ્ટ કરે છે:

जे लक्खणे ण सिद्धा ण पसिद्धा सक्कयाहिहाणेसु।
ण य गउणलक्खणासत्तिसंभवा ते इह णिबद्धा॥
देस विसेसपसिद्धिइ भण्णमाणा अणन्तया हुन्ति।
तम्हा अणाइपाइअपयट्टभासाविसेसओ देसी॥ १, ३-४

૨. શ્રી કેશવરામ શાસ્ત્રી આ અપભ્રંશને "ગૌર્જર અપભ્રંશ" કહે છે, જો કે આજ સુધી વિદ્વાનો એને "નાગર અપભ્રંશ" ગણતા આવ્યા છે. આ બંને મતનું પરીક્ષણ તો એક સ્વતંત્ર અભ્યાસલેખમાં જ થઈ શકે એટલે અહીં માત્ર એનો નામનિર્દેશ જ કર્યો છે.

૩. આ લેખ તૈયાર કરવામાં મને *Hemachandra's*

અર્થાત્, સિ૦ હૈ૦ નામના પોતાના શબ્દશાસ્ત્રમાં જે શબ્દો પ્રકૃતિ-પ્રત્યયાદિ વિભાગવડે નિષ્પન્ન થયા નથી—એટલે કે જેની વ્યુત્પત્તિ સંસ્કૃત ભાષામાં મળતી નથી—; વળી, જે શબ્દો સંસ્કૃતના પ્રચલિત અભિધાનકોશોમાં પ્રસિદ્ધ નથી, પછી ભલે ને એ શબ્દો સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન થતા હોય; એમ જ જે શબ્દોના અર્થ "ગૌણી લક્ષણા" સિવાય અન્યથા પ્રાકૃતમાં બદલાઈ ગયા છે; અને, જે શબ્દો ખાસ પ્રાકૃતભાષામાં અનાદિકાલથી પ્રવૃત્ત છે—એ સર્વ શબ્દોને "દેશી" ગણી અહીં દે૦ના૦માં નિબદ્ધ કર્યા છે. આ મતને અનુસરીને હેમચન્દ્રાચાર્યે पज्जर, हित्थ અને तट्ट જેવા શબ્દોને દેશ્ય નથી માન્યા અને ઉક્ત ગ્રન્થમાં નથી ઉમેર્યા, કારણ કે સિ૦હૈ૦ ૪,૨ પ્રમાણે कथ् ધાતુનો પ્રાકૃતમાં એક ધાત્વાદેશ[૪] पज्जर[૫] થાય છે, અને ૨,૧૩૬ પ્રમાણે त्रस्तનાં પ્રાકૃત રૂપાન્તર हित्थ અને तट्ट થાય છે. પૂર્વાચાર્યોએ—અર્થાત્, હેમચન્દ્રની

---

*Desinamamala (Bombay Sanskrit Series No XVII Second Edition)*માંની શ્રી પરવસ્તુ વેંકટ રામાનુજસ્વામી એમ. એ.,ની 'ઇન્ટ્રોડક્શન' ઘણી ઉપયોગી નીવડી છે તેનો હું સાભાર ઉલ્લેખ કરું છું.

૪. **સિ૦ હૈ૦**માં બધા મળી ૯૩૦ ધાત્વાદેશ આપેલા છે. આમાંથી હેમચન્દ્રાચાર્યની **દે૦ ના૦**ની ટીકા પ્રમાણે ૩૮૮ દેશ્ય શબ્દો છે. આ ઉપરાંત, **દે૦ ના૦**માં અર્ધોક ડઝન નવા જ ધાત્વાદેશ મળી આવે છે, જે પણ દેશ્ય જ છે; જુઓ: ગ્રીઅર્સન, *Prakrit Dhatv-Adesas* [ *MemASB.*, Vol. VIII, No. 2, pp. 77–170 ], 'ઇન્ટ્રો.' પા. ૭૮.

૫. **कथ्** ધાતુના બીજા આદેશ હેમચન્દ્ર આ પ્રમાણે આપે છે: **सि०हे० ८, २ : उप्पलइ ( दे०ना० १, १७७ : उफालइ ); कहइ, चवइ, जम्पइ, पिसुणइ, बोल्लइ, वज्जरइ, संघइ, साहइ, सीसइ; सि०हे० ४, २६७ : कहेदि, कधेदि; दे०ना० ६, ९२ : बज्जरइ.**

અગાઉ થઈ ગયેલા દેશીકારોએ[6] તો ધાત્વાદેશોને દેશી જ[7] માન્યા છે (જુઓ દે૦ના૦ ૧, ૧૧; ૩૧. ૨૦). પણ હેમચન્દ્રાચાર્ય તો કહે છે: न च धात्वादेशानां देशीषु संग्रहो युक्त:। (દે૦ના૦ ૧, ૩૭ ઉપરની ટીકા). વળી अमयणिग्गमो શબ્દને હેમચન્દ્ર દેશ્ય ગણે છે; જો કે એ શબ્દનો અર્થ છે ચન્દ્ર, અને એ *अमृतनिर्गम સંસ્કૃતનો તદ્ભવ છે એમાં શક નથી: अमृतान्निर्गमो यस्य स चन्द्र:। પણ *अमृतनिर्गम એક શબ્દ તરીકે ઉપલબ્ધ સંસ્કૃત-અભિધાનકોશોમાં કયાંય પ્રાપ્ય નથી એટલે હેમચન્દ્રને મને अमयणिग्गमो દેશી ઠર્યો છે. એક બીજો દાખલો લઈએ: बइल्लो શબ્દ સંસ્કૃત बलीवर्दમાંથી પ્રાકૃત વ્યાકરણના નિયમો પ્રમાણે વ્યુત્પન્ન થાય છે. હવે बलीवर्दનો લક્ષ્યાર્થ 'મૂર્ખ' થઈ શકે એટલે હેમચન્દ્રાચાર્યે "મૂર્ખ"ના અર્થવાળા बइल्लो શબ્દને દેશી નથી ગણ્યો અને દે૦ના૦માં નથી નોંધ્યો. વળી, અતિવ્યાપ્તિનો દોષ ન આવે માટે હેમચન્દ્રાચાર્ય અગાઉથી જ ચોખવટ કરે છે કે પ્રત્યેક દેશવિદેશના દેશ્ય શબ્દોનો સર્વસંગ્રહ કરવાનો અહીં આશય નથી: માત્ર ખાસ પ્રાકૃતભાષાના અનાદિ-પ્રવૃત્ત દેશી શબ્દોને જ અહીં નિબદ્ધ કર્યા છે;—દેશદેશના પ્રસિદ્ધ શબ્દોનો સમુચ્ચય કરવાને તો વાચસ્પતિ પણ શક્તિમાન નથી![8]

---

૬. બીજા દેશીકારો માટે હેમચન્દ્ર **पूर्वाचार्या:, सर्वे, एके, अन्ये, कश्चित्, केचित्** એવા સામાન્ય શબ્દો વાપરે છે; તે ઉપરાંત, એમણે ઉલ્લેખેલા દેશીકારોનાં નામ આ રહ્યાં: અભિમાનચિહ્ન, ગોપાલ, દેવરાજ, દ્રોણ, ધનપાલ, પાદલિપ્તાચાર્ય, રાહુલ અને શીલાંક.

૭. "દેશી" માટે વ્યાકરણકારો, આલંકારિકો, નાટ્યશાસ્ત્રકારો જુદી જુદી સંજ્ઞાઓ વાપરે છે: **देशी, देशसंकेतप्रवृत्त भाषा** (વૃત્તિકાર ભામહ); **देशी** (ચણ્ડ); **देशी** અને **देश्य** (હેમચન્દ્ર); **देशी** (આલંકારિક ભામહ); **देश्य** અને **देशीय** (રુદ્રટ); **देश्य** (ભોજ); **देश्य** (વાગ્ભટ); વિગેરે.

૮. **वाचस्पतेरपि मतिर्न प्रभवति दिव्ययुगसहस्रेण।**
**देशेषु ये प्रसिद्धास्तान् शब्दान् सर्वतः समुच्चेतुम्॥**

દે૦ ના૦ ૧, ૪ ઉપરની ટીકામાં.

"દેશી" શબ્દની આવી વ્યાખ્યા કરવામાં હેમચન્દ્રાચાર્ય પૂર્વાચાર્યોથી સ્વેચ્છાથી જરા ભિન્ન પન્થ લે છે. અને એમાં એમના ગ્રન્થની વિશિષ્ટતા છે એમ એ પોતે માને છે. વારંવાર એ કેટલાક એવા શબ્દોનો ઉલ્લેખ કરે છે કે જેને પૂર્વાચાર્યોએ "દેશી" ગણેલા, પણ જેને એમને પોતાને મતે સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન કરી શકાય. દા. ત. દે૦ના૦ ૧, ૩૭ ઉપરની ટીકામાં એ કહે છે કે **अच्छोडणं, अलिंजर, अमिलायं,** અને **अच्छभल्लो** કેટલાક પૂર્વાચાર્યોને મતે "દેશી" છે પણ એ શબ્દો સંસ્કૃતવ્યુત્પન્ન[૯] હોવાથી "દેશી" નજ ગણાય. એમજ દે૦ના૦ ૨, ૮૧માં હેમચન્દ્રાચાર્ય કહે છે કે **गग्गरी** ("ગાગર") શબ્દને કેટલાક "દેશ્ય" ગણે છે પણ તે સં. **गर्गरी**માંથી ઊતરી આવ્યો હોવાથી એને દેશી ન ગણવો જોઈએ. છતાં, એમને પોતાને કદાચ પૂરી ખાત્રી ન હોવાથી, એ ઉમેરે છે કે એ દેશી હોય પણ ખરો.[૧૦] આવા તો દે૦ના૦માંથી કેટલાય શબ્દોના દાખલા ટાંકી શકાય જે શબ્દોને પૂર્વાચાર્યોએ દેશી ગણ્યા હોય પણ જેને હેમચન્દ્ર સંસ્કૃતવ્યુત્પન્ન સાબિત કરતા હોય.

આવી જાતના અન્ય ગ્રન્થો કરતાં દે૦ના૦ની એક બીજી પણ વિશિષ્ટતા છે. આ પ્રકારના અન્ય ગ્રન્થોમાં તો દેશી શબ્દોનો માત્ર સંગ્રહ જ છે: એ શબ્દોના અર્થોને નક્કી કરવાનો યત્ન સરખોય એમાં નથી. દા. ત. ધનપાલરચિત **पाइयलच्छीनाममाला**

---

૯. હેમચન્દ્ર આ શબ્દોની વ્યુત્પત્તિ આમ આપે છે:

**अच्छोडणं** (શિકાર, મૃગયા) **आच्छोदन.**

**अलिंजरं** (કુંડ) તત્સમ.

**अमिलायं** (તે નામનું એક પીળું પુષ્પ **कुरण्टककुसुमम्**) તત્સમ.

**अच्छभल्लो** (રીંછ **ऋक्षः**) તત્સમ (? તદ્ભવ).

૧૦. **गग्गरी शब्दोऽपि केषांचिद्देश्यः। अस्माभिस्तु गर्गरीशब्दभवत्वान्नोक्तः। यदि भवति तदा पर्यायभङ्गया दर्शितोऽस्ति।**

ગ્રન્થ.[૧૧] દે૦ના૦માંના શબ્દસમુચ્ચય પાછળ વિચાર—અને વિવેક—પૂર્વક ગોઠવણી છે: એ શબ્દોને અકારાદિક્રમે સંગ્રહ્યા હોવાથી व, ब અથવા चथी શરૂ થતા શબ્દો વિષે કેટલીક વાર ઊભી થતી ગૂંચવણ અહીં થવાનો સંભવ નથી. વળી, અમુક અક્ષરથી શરૂ થતાં શબ્દોને અક્ષરસંખ્યાક્રમે, અર્થાત્, પ્રત્યેકમાં સમાયેલા અક્ષરોની સંખ્યા પ્રમાણે ગોઠવ્યા છે એથી કોઈપણ શબ્દને શોધતાં વાર નથી લાગતી. વળી, પૂર્વાચાર્યો દેશી શબ્દોના અર્થો સંબંધી સર્વથા સ્પષ્ટ અને અસંદિગ્ધ ન હતા. એટલુંજ નહિ પણ કેટલીકવાર અર્થનિર્ણયમાં એકબીજાથી વિરુદ્ધ પણ જતા હતા. પણ હેમચન્દ્રાચાર્ય દે૦ના૦માં પ્રત્યેક શબ્દનો અર્થ આપે છે અને કેટલેક સ્થળે તો પૂર્વાચાર્યોએ આપેલા અર્થ અને પોતે હેરવેલા અર્થની તુલના સુંદર ચર્ચારૂપે મૂકે છે. દા. ત. દે૦ના૦ ૮, ૧૨ અને ૧૭માં અનુક્રમે सराहओ ('સાપ') અને समुच्छणी ('સાવરણી') નો અર્થનિર્ણય કરતાં એ એક લાંબી ચર્ચામાં ઊતરે છે અને અન્ય દેશીકારોની ભૂલો બતાવે છે. એ જ પ્રમાણે, પ્રાકૃત ભાષા અને સાહિત્યના પોતાના પ્રગાઢ જ્ઞાનને લઈને હેમચન્દ્રાચાર્ય અનેક શબ્દોની જોડણી ચોકકસ કરી શકયા છે, જ્યારે અન્ય દેશીકારો કેટલેક સ્થળે ગોથાં ખાઈ ગયા છે. દા. ત. દે૦ના૦ ૧,૪૭ માં એ કહે છે કે अयतंचिअं ('માંસલ', સં उपचितम् માંથી) એ સાચી જોડણી છે, નહિ કે અન્ય દેશીકારોના કહેવા પ્રમાણે अवअंचिअं; પોતાની જોડણીના સમર્થનમાં એ જણાવે છે बहुतर-पुस्तकप्रामाण्यात्. એજ પ્રમાણે દે૦ના૦ ૧,૪૧ માં એમને મતે अच्छि-हरुल्लो એ શબ્દરૂપ યોગ્યતર છે, અન્ય આચાર્યોએ આપેલા अच्छि-घरुल्लो કે अच्छिहरिल्लो કરતાં (વળી જુઓ: ૧,૨૬). આમ હેમ-ચન્દ્રાચાર્ય કહે છે કે 'અધુનાતન દેશીકારો'માં તો અનેક ભૂલો છે અને એ 'મોહાપસારણ' સારુ તો એમના ગ્રન્થની રચના છે. શબ્દાર્થ અને શબ્દરૂપના પ્રશ્નમાં જ્યાં જ્યાં હેમચન્દ્રાચાર્ય પૂર્વા—

૧૧. *The Paiyalachchhi Namamala:* a Prakrit Kosha by Dhanapala. Edited with critical Notes, an Introduction and a Glossary by George Buehler, Goettingen, 1879.

ચાર્યો કે સમસામયિક દેશીકારોથી જુદા પડયા છે ત્યાં ત્યાં એમણે સામા પક્ષને માન્ય અર્થ અને જોડણી દર્શાવ્યાં છે જ.

ત્યારે હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે દેશી શબ્દની વ્યાખ્યા સંબંધી પોતે સ્પષ્ટ આંકેલી સીમાઓનું હેમચન્દ્રાચાર્યે જાતે જ પાલન કર્યું છે? આ પ્રશ્નનો ઉત્તર એકદમ 'હા' તો અપાય એમ નથી. કારણો નીચે પ્રમાણે:

(૧) હેમચન્દ્રાચાર્યે પોતે જ, ઉપર જણાવ્યું તેમ, પ્રાકૃત ધાત્વદેશોને 'દેશી' શબ્દોમાં ગણવાની વિરુદ્ધ છે. છતાં, એમણે કેટલાક ધાત્વાદેશોને દે૦ના૦માં નિબદ્ધ કર્યા છે; અને તે, તેમના પોતાના શબ્દોમાં पूर्वाचार्यानुरोधात्. દા. ત. ૧,૧૩માં अज्झस्सं ('ગર્હિત, નિન્દિત' आक्रुष्टम्) દેશી તરીકે સંગ્રહ્યો છે. અને પોતે જ ટીકામાં કહે છે કે अज्झस्स એ સંસ્કૃત ધાતુ आ-क्रुश् નો ધાત્વાદેશ છે.

(૨) દે૦ના૦ ૪, ૧૧માં डोला શબ્દને ("પાલખી"ના અર્થમાં) દેશી ગણ્યો છે. પણ સિ૦હે૦ ૧, ૨૧૭માં હેમચન્દ્રાચાર્યે પોતે જ એને સંસ્કૃત दोलामांથી વ્યુત્પન્ન કર્યો છે.

(૩) તેવી જ રીતે દે૦ના૦ ૫, ૨૯માં थेरो ("બ્રાહ્મણ") ને દેશી માન્યો છે. પણ સિ૦હે૦ ૧, ૧૬૬માં તેને સં. स्थविरમાંથી વ્યુત્પન્ન કર્યો છે.

(૪) દે૦ના૦ ૧, ૧૮–૩૬–૪૩; ૨, ૧૦૮; ૩, ૨ વિ. સ્થાને એ પોતે જ કહે છે કે એમણે દેશી ગણેલા અમુક શબ્દની વ્યુત્પત્તિ સંસ્કૃતમાંથી શકય છે પણ એ "સંસ્કૃતમાં અપ્રસિદ્ધ" હોવાથી, અથવા પ્રાકૃતમાં પ્રવીણ પણ સંસ્કૃતથી અજાણ એવા લોકોને જ્ઞાન આપવાના હેતુથી, અહીં દેશી તરીકે ગણ્યો છે.

(૫) કેટલાય સહેલાઈથી ઓળખાઈ આવે એવા તત્સમ અને તદ્‌ભવ શબ્દોનો સંગ્રહ દે૦ના૦માં થયો છે. દા. ત. ૬, ૩૭માં पारी ("દૂધનું એક માપ" "પાલી") દેશી તરીકે આવે છે પણ સંસ્કૃતમાં એ શબ્દ એ જ અર્થમાં વપરાય છે. ૬, ૫૫માં पुरिल्लदेवो અસુરના અર્થમાં દેશી ગણ્યો છે જે એ જ અર્થવાળા સં. पूर्वदेवનો તદ્‌ભવ છે (સરખાવો સિ૦હે૦ ૨, ૧૬૩). ૬, ૯૦માં बंमणी શબ્દને

દેશી માન્યો છે (રેટલા બ્રાહ્મણીની જાતનું જંતુ). પણ સંસ્કૃત **ब्राह्मणी**નો પણ એ જ અર્થ છે. ૨, ૧૦૦માં **गहवई** ("ચંદ્ર") શબ્દ દેશી તરીકે લીધો છે અને તે સં. **गृहपति**માંથી વ્યુત્પન્ન નથી એમ માન્યું છે: કારણમાં જણાવ્યું છે કે સં. **ग्रहपति**નો અર્થ સૂર્ય થાય છે, ચન્દ્ર નહિ. ( **ग्रहपतित्वमादित्य एव रूढं न शशिनीति नायं ग्रहपतिशब्दसमुद्भव :।**). પણ આ કેમ મનાય ? સંસ્કૃત કોશકારો સં. **ग्रहपति**નો એક અર્થ સૂર્ય અને બીજો અર્થ ચન્દ્ર આપે છે.

(૬) **દે૦ના૦**માં પણ એવા પણ કો'ક કો'ક શબ્દો લેવાયા છે જેના અર્થની સાથે તેના મૂળ સંસ્કૃત શબ્દના લક્ષણાથી પ્રાપ્ત થતા અર્થનું સામ્ય હોય. દા. ત. ૨,૯૭માં નોંધેલા **गोसण्ण** શબ્દનો અર્થ 'મૂર્ખ' થાય છે. હવે એ શબ્દ સં. **गोसंज्ञ**માંથી ઉદ્ભવ્યો છે એ તો દેખીતું જ છે. ત્યારે **गोसंज्ञ** પણ **बलीवर्द**ની માફક લક્ષ- ણાથી 'મૂર્ખ'ના અર્થમાં વાપરી શકાય એમાં શંકાને સ્થાન નથી. છેવટમાં,

(૭) હેમચન્દ્રાચાર્યે દે૦ના૦માં **आहित्थ, लल्लक, विड्डिर** વિ. એવા શબ્દો વાપર્યા છે જે એમના પોતાના **સિ૦હે૦** ૨,૧૭૪માં જણાવ્યા પ્રમાણે 'દેશવિશેષના દેશ્ય' (**भाषाशब्द**) ગણી શકાય.

ત્યારે એ તો દેખીતું જ છે કે હેમચન્દ્રાચાર્યે દેશી શબ્દની વ્યાખ્યાની પોતે આંકેલી સીમાઓ સર્વાંશે અને સર્વ સ્થળે પાળી નથી. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓના એમના જેવા એક મહાન વિદ્વાને ઉપર આપેલા દાખલાઓમાં સ્વનિર્મિત સીમાઓ કેમ ઓળંગી હશે એ એક મોટો કોયડો છે. બ્યુહ્લર,[12] અને ગ્રિઅર્સન[13] જેવા વિદેશી વિદ્વાનો અને ગુણે[14] અને રામાનુજસ્વામી[15] જેવા દેશી વિદ્વાનો હેમચન્દ્રાચાર્યના આ સીમોલ્લંઘનને અજ્ઞાનમૂલક ગણે એમાં તો ચોક્ખી ઉતાવળ

૧૨. *Ibid*; ઈન્ટ્રો. પા. ૧૨, ૧૩.

૧૩. *Linguistic Survey of India*, Vol. I, pp. 127 f.

૧૪. *Introduction to Comparative Philology*, પા. ૨૨.

૧૫. *BSS* (2nd Ed.), ઈન્ટ્રો. પા. ૫ અને પછીના

જ : સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના પ્રખર અભ્યાસી અને અન્વેષક
મચન્દ્રાચાર્યે કેટલાક અ-દેશી જેવા દેખાતા શબ્દોને પણ દે૦ના૦માં
ાન આપ્યું છે તો તેની પાછળ કોઈ ખાસ કારણ હોવું જ જોઈએ.
ણુ મારે જણાવવું જોઈએ કે મુરલીધર બેનર્જીએ[16] હેમચન્દ્રા-
ાર્યના સીમોલ્લંઘનનો કરેલો બચાવ મને એકંદરે સંતોષજનક
થી લાગ્યો, જો કે શ્રી રસિકલાલ પરીખે[17] હમણાં જ એ બચા-
ને સર્વથા સ્વીકાર્યો છે. બેનર્જીનું કહેવું એમ છે કે દે ના૦માં હેમ-
ન્દ્રાચાર્યનો ઉદ્દેશ 'ભાષાશાસ્ત્રીય' કે 'ઐતિહાસિક' ('ફાયલો-
ાજીકલ' કે 'હીસ્ટોરિકલ') ન હતો અને એમને 'કરકસર'
'ઇકોનોમી') કરવી હતી. પણ પ્રશ્ન એ છે કે અમુક શબ્દને દેશી
હેવાય કે કેમ? અને દે૦ના૦માં એના ગ્રન્થકર્તાએ આંકેલી સીમાઓ
માણે એ શબ્દને સ્થાન મળે કે કેમ? શ્રી રસિકલાલભાઈ કહે છે કે
મચન્દ્ર કોઈ પણ સ્થળે એમ સૂચવતા નથી કે દેશીની વ્યુત્પત્તિ
ંસ્કૃતમાંથી ન થાય. પણ તો તો પ્રાકૃત વ્યાકરણકારોએ તત્સમ,
દ્ભવ અને દેશીના ભેદ શી રીતે સ્વીકાર્યા? અને આ લેખની
શરૂઆતમાં જ આપેલી દેશીની વ્યાખ્યામાં હેમચન્દ્રાચાર્ય એમ શું
ચવતા નથી કે 'દેશી' શબ્દો સંસ્કૃતવ્યુત્પન્ન નથી?—અને, જો
ઈ થોડા દેશી શબ્દો તેવા હોય તો તેની વ્યુત્પત્તિ કમમાં કમ
ેન અજ્ઞાત—સંસ્કૃત કોશકારોને પણ અજ્ઞાત—છે? વળી, દે૦ના૦ના
રંભમાં જ હેમચન્દ્રાચાર્ય સ્પષ્ટ કરે છે કે સંસ્કૃતાદિભાષાના
બ્દાનુશાસનની સિદ્ધિ સિ૦હે૦માં થઈ: હવે બાકી રહ્યા અસાધિત-
ર્વ દેશ્ય શબ્દો, જેનો સંગ્રહ અહીં—દે૦ના૦માં—કરવામાં
ાવે છે.

મને પોતાને એમ લાગે છે કે હેમચન્દ્રાચાર્યના વખતમાં
દેશી" શબ્દની વ્યાખ્યા તદ્દન ચોક્કસ રૂપ પામી નહિ હોય.
મના પૂર્વાચાર્યોએ એની વ્યાખ્યા જુદી જુદી રીતે કરી હશે
મ માનવાને સબળ કારણ છે. ધનપાળ પોતાના **पाइअलच्छी**ને
દેશીશાસ્ત્ર" કહે છે પણ એણે દેશી કરતાં તત્સમ અને તદ્ભવ
બ્દો વધારે સંગ્રહ્યા છે. વળી એ એમ પણ કહે છે કે પ્રાકૃત
વિઓ સામાન્ય રીતે વાપરે છે એ બધા શબ્દો એણે પોતાના ગ્રન્થમાં
ીધા છે. પણ સંસ્કૃત અને પ્રાકૃતના વિદ્વાનોમાં શિરોમણિ એવા

હેમચન્દ્રાચાર્યે "દેશી"ની વ્યાખ્યાને વ્યવસ્થિત રૂપ આપવા યત્ન કર્યો અને એમની કલ્પના પ્રમાણે તત્સમ અને તદ્ભવ શબ્દો દેશી શબ્દસંગ્રહમાંથી બાદ રહેવા જ જોઈએ. પણ બાદ રહેવા યોગ્ય કેટલાક શબ્દોનો પણ વિચાર એમને દે૦ના૦માં કરવો પડ્યો એનું કારણ એમનું અજ્ઞાન નહિ પણ એમ હોય કે એમના પૂર્વાચાર્યો અથવા સમસામયિક દેશીકારોનો તે તે શબ્દોને દેશી ગણવા વિશેનો ખૂબ આગ્રહ હશે અને હેમચન્દ્રાચાર્ય એ આગ્રહનો પૂરેપૂરો સામનો નહિ કરી શક્યા હોય. વિરોધીના મત પ્રત્યે એમની સહિષ્ણુતા સુવિખ્યાત છે. વળી એમણે રચેલા વ્યાકરણગ્રન્થો ભાષાજ્ઞાનના પ્રચારને પ્રધાનતઃ લક્ષ્યમાં રાખે છે એટલે એ ગ્રન્થોમાં અમુક શબ્દની નીરસતામાં તાણી જાય એવી અતિ વિસ્તૃત શુષ્ક ચર્ચા બાદ કરી દીધી હશે. તત્કાલીન દેશીકારોમાં દેશી વિષેની કલ્પનામાં જે અંધાધૂંધી પ્રવર્તતી હોય તેમાંથી એમણે નવીન માર્ગ દર્શાવ્યો. અને એ મહાપ્રયત્નમાં સહેજસાજ માંડવાળ એમને કરવી પણ પડી હશે. ભાષાવિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રવર્તતી અંધાધૂંધીથી દુઃખિત થઈને એક સ્થળે એ કહે છે: **अधुनातनदेशीकाराणां तद्व्याख्यातॄणां च कियन्तः संमोहाः परिगण्यन्ते.** પણ એ તો સૌ કોઈ સ્વીકારે છે કે એમણે ભાષા વિજ્ઞાનમાં દે૦ના૦ની રચના વડે એક નવા જ યુગનો એકલે હાથે આરંભ કર્યો અને એમનો એ ગ્રન્થ તુલનાત્મક ભાષાશાસ્ત્રના અન્વેષકોને અણમોલી મદદ આપે છે. ગુજરાતી ભાષાના અભ્યાસકોને દે૦ના૦નું અધ્યયન અનિવાર્ય છે જ.



૧૬, *Desinamamala* ( Cal. University ), ઇન્ટ્રો. પા. ૩૫

૧૭, *Kavyanusasana* II, પા. ૨૯૭

# સૂચી

●

# ગુજરાતી સાહિત્ય પરિષદનાં

# પ્રકાશનો



• ઐતિહાસિક સંશોધન

શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી



• પરિષદ-પ્રમુખોનાં ભાષણો



• તેરમા સંમેલનનો

અહેવાલ અને નિબંધસંગ્રહ



પ્રાપ્તિસ્થાન
ભારતીય વિદ્યા ભવન
અંધેરી : મુંબઈ